મૅક્મિલનનાં ગુજરાતી શાળોપયોગી પાઠ્ય પુસ્તકો

# હિંદુસ્તાનનો ઇતિહાસ

સચિત્ર અને નકશાસહિત


કર્તા

ઈ. માર્સ્ડન, બી. એ.,

હિંદુસ્તાનના કેળવણીખાતામાં

( પેન્શનર )


---


મૅક્મિલન અને કંપનિ, લિમિટેડ,

મુંબઇ

૧૯૨૪

કિંમત રૂ૦ ૧-૪-૦

મૅક્‌મિલનનાં ગુજરાતી શાળોપયોગી પાઠ્ય પુસ્તકો

# હિંદુસ્તાનનો ઇતિહાસ

સચિત્ર અને નકશાસહિત

---

કર્તા

ઈ. માર્સ્ડન, બી. એ.,

હિંદુસ્તાનના કેળવણી ખાતામાં

(પેન્શનર)

---

મૅક્‌મિલન અને કંપનિ, લિમિટેડ,

મુંબઈ

કિંમત રૂ. ૧-૪-૦ ૧૯૨૪ 

# પ્રસ્તાવના

ઐતિહાસિક બીનાઓ સરળ અને રસિક ભાષામાં વાર્તારૂપે મૂકવાથી વિદ્યાર્થી તે બરાબર સમજી શકે છે અને રસ પડવાથી કેટલાક અગત્યના ફકરા વારંવાર વાંચે છે. આથી મુદ્દાની બાબતો તેમના મગજમાં સારી રીતે ઠસે છે અને ઇતિહાસ શિખવવાનો વાસ્તવિક હેતુ જળવાય છે. આ ઉદ્દેશથી મદ્રાસ ઇલાકાના મધ્ય ભાગમાં માજી એજ્યુકેશનલ ઇન્સ્પેકટર **મી૦ માર્સ્ડને** "માધ્યમિક સ્કૂલો માટે હિંદનો ઇતિહાસ" એ નામનું એક લઘુ પુસ્તક અંગ્રેજીમાં રચ્યું છે. તે પુસ્તકમાં ભાષા સરળ અને રસિક રાખવા ઉપરાંત બીનાઓનો સંબંધ ઘણીજ ખૂબી ભરેલી રીતે જોડ્યો છે તથા જુદા જુદા કાળના માણસો અને તેમના પહેરવેષ તથા રિવાજોનો તેમજ જાણવા લાયક સ્થળો તથા કેટલીક લડાઈનો આબેહૂબ ચિતાર આપવાને આસરે ૧૨૬ ચિત્ર દાખલ કર્યાં છે. વળી બનાવોનો સ્થળસંબંધ દર્શાવવાને તથા હિંદમાં અંગ્રેજી રાજ્યની ધીમે ધીમે કેવી રીતે વૃદ્ધિ થઈ તે જણાવવાને આશરે ૧૮ નકશા આપ્યા છે. મુંબઈ ઇલાકાનાં નવાં પ્રાથમિક ધોરણોમાં જે ઢબ પર ઇતિહાસનું

શિક્ષણ આપવા ઠરાવ્યું છે તેને અનુસરતી આ **મિ૦ માસ્ડૅનના** અંગ્રેજી ઇતિહાસની રચના હોવાથી તેનાં મુંબઈ ઇલાકાની જુદી જુદી દેશી ભાષામાં ભાષાન્તર કરાવવાની કેળવણીખાતાના **મે૦ ડિરેક્ટર** સાહેબે પરવાનગી આપી છે અને મૂળના અંગ્રેજી પુસ્તકમાં કેળવણીકારોની સૂચનાથી કેટલાક સુધારાવધારા દાખલ કર્યા બાદ ભાષાન્તર તૈયાર કરવામાં આવ્યાં છે.

આ ગુજરાતી ભાષાન્તરમાં ભાષાન્તરકારે મૂળ પુસ્તકની શૈલીને અનુસરીને ભાષા સરળ તથા રસિક કરવાનો બનતો પ્રયત્ન કર્યો છે.

ભરૂચ હાઇ સ્કૂલ<br>તા૦ ૩૦ જુલાઈ સને ૧૯૦૫

**જેચંદ કુબેરદાસ દલાલ,**<br>ભાષાન્તરકાર

# અનુક્રમણિકા

પ્રકરણ પૃષ્ઠ

# હિંદનો ઇતિહાસ

## ૧. હિંદ: તેમાં આવેલા પર્વતો અને નદીઓ

૧. હિંદ એ એશિઆની દક્ષિણે સમુદ્રમાં નીકળી આવેલો એક વિશાળ દેશ છે. તેની સીમા ત્રણ બાજુથી થએલી છે; ઉત્તરે હિમાલય નામના ઊંચા પર્વતની હાર આવેલી છે અને પૂર્વ તથા પશ્ચિમ બાજુએ તેને મહાસાગર અડકેલો છે.

૨. હિમાલય (**हिम+आलय**=બરફનું રહેઠાણ) એ દુનિયામાં ઊંચામાં ઊંચો પર્વત છે અને મોટી દીવાલરૂપે આવી હિંદને એશિઆના બાકીના ભાગથી જુદું પાડે છે. તેનાં શિખર ઉપરનો બરફ કદી પીગળતો નથી. ત્યાં એટલી બધી ઠંડી રહે છે કે માણસ કે જાનવર જીવી શકતાં નથી, તેમ ઝાડ પણ ઊગી શકતાં નથી.

૩. જો આ પહાડો પૂર્વથી પશ્ચિમ સુધી એકસરખી રીતે આવી સમુદ્રને અડક્યા હોત, તો ઉત્તરમાંથી કોઈ માણસ હિંદમાં આવી શકત નહિ. પરંતુ વાયવ્ય અને ઈશાન કોણમાં તે નીચા થતા થતા ડુંગર જેવા થઈ ગયા છે, અને તેમાં કોઈ કોઈ જગાએ આરપાર ખીણો પડેલી છે. આ ખીણોમાં થઈને માણસો આવજા કરી શકે છે માટે તેને માર્ગ કે ઘાટ કહે છે. આ ઘાટ પણ હજારો ફૂટ ઊંચા છે અને ઘણી વાર બરફથી ઢંકાયલા રહે છે.

૪. વાયવ્ય કોણ તરફ ડુંગરોને સુલેમાન પહાડ કહે છે. તેમાં થઈને જવાઆવવાનો મુખ્ય માર્ગ ખૈબરઘાટ છે. ઈશાન કોણ તરફ પતકોઈ ડુંગરો છે. આ ડુંગરો અને હિમાલયના પૂર્વ ભાગની વચ્ચે થઈને મોટી બ્રહ્મપુત્રા નદીએ પોતાનો માર્ગ કર્યો છે

અને ઈશાન કોણમાંથી હિંદમાં દાખલ થવાના રસ્તા બ્રહ્મપુત્રાએ કરેલા આ બારામાં રહેલા છે.

૫. હિમાલયની દક્ષિણે 'હિંદુસ્તાનનું વિશાળ મેદાન' આવેલું છે. એ મેદાનમાં સિંધુ અને ગંગા નામની બે મોટી નદીઓ વહે છે. મેદાનના પશ્ચિમ ભાગને "સિંધુનો નીચાણ પ્રદેશ" અને પૂર્વ ભાગને "ગંગાનો નીચાણ પ્રદેશ" કહે છે. આ મોટા મેદાનની દક્ષિણે વિંધ્યાચળ અને સાતપુડા પર્વત હિંદની મધ્યમાં આડા પડેલા છે. જેમ ઉત્તરમાં હિમાલય પર્વત હિંદુસ્તાનના સપાટ પ્રદેશને એશિઆથી જુદો પાડે છે, તેવીજ રીતે વિંધ્યાચળ હિંદના દક્ષિણ ભાગને હિંદુસ્તાનથી જુદો પાડે છે.

૬. હિંદુસ્તાનની દક્ષિણે આવેલા અને વિંધ્યાચળને લીધે તેનાથી જુદા પડેલા, હિંદના ભાગને દખ્ખણ કહે છે. (દખ્ખણ એ "દક્ષિણ" શબ્દનો અપભ્રંશ છે). વિંધ્યાચળ પશ્ચિમ તરફ એકસરખી રીતે છેક દરિયા સુધી આવેલો છે, પરંતુ પૂર્વ તરફ તેની ઊંચાઈ શમી જઈ "છોટા નાગપુરનો ઊચ્ચ પ્રદેશ" એ નામનો સપાટ પ્રદેશ બન્યો છે, તેથી હિંદુસ્તાનમાંથી દખ્ખણમાં આવવાનો સહેલામાં સહેલો રસ્તો વિંધ્યા-ચળમાંથી પૂર્વ છેડાની અને દરિયાની વચ્ચે આવેલો છે અને હાલ દખ્ખણમાં રહેતા લોકોના પૂર્વજો આ રસ્તે થઈ નેજ ત્યાં ગયા હતા.

૭. દખ્ખણના મુલકમાં ઘણા ડુંગર અને નદી આવેલી છે. તેની પશ્ચિમે પશ્ચિમઘાટ નામના ઊંચા પહાડોની હાર અને પૂર્વમાં પૂર્વઘાટ નામના નીચા ડુંગરો છે. દખ્ખણની ઘણીખરી નદી પશ્ચિમઘાટમાં ઉત્પન્ન થઈ પૂર્વઘાટના બારામાં થઈને સમુદ્રમાં પડે છે. આ ઘાટો અને દરિયાની વચ્ચે નીચાણમાં જમીનની પટી આવેલી છે તે પટી ઉત્તરમાં સાંકડી છે. પરંતુ દક્ષિણમાં પહોળી થતી જવાથી તેનો કર્ણાટક કે 'દક્ષિણ હિંદનો સપાટ પ્રદેશ' બને છે. ઉત્તરમાંથી દક્ષિણ હિંદમાં આવવાનો રસ્તો પૂર્વઘાટ અને દરિયા વચ્ચેના આ નીચાણના પ્રદેશમાં થઈને છે.

---

## ૨. આર્ય લોકો

૧. વેદ એ ઘણા પ્રાચીન કાળના હિંદમાં વસનારા લોકો વિષે માહીતી આપનારૂં જૂનામાં જૂનું પુસ્તક છે. આ પુસ્તકમાં આપણને એવી હકીકત મળે છે કે આશરે ૪,૦૦૦ વર્ષ પર હિંદના વાયવ્ય કોણમાં પંજાબમાં કદાવર ગોરા માણસોની જુદી જુદી જાતો રહેતી હતી. આ લોકો પોતાને આર્ય કે ઉમદા કહેતા અને આપણે પણ તેમને "આર્ય" કહીશું.

૨. અફગાનિસ્તાનમાં થઈ હિમાલયના ઘાટો ઓળંગી હિંદમાં આવ્યા પહેલાં આ લોકો હાલના તુર્કસ્તાનના પ્રદેશમાં વસતા હતા. તેઓ ઊંચા, ગોરા, અને સુંદર હતા. તેમનાં કપાળ ભવ્ય હતાં અને પશ્ચિમ તરફ મોંગોલિઆના મુલકમાં રહેનારા પહોળા ચહેરાવાળા તથા પીળી ચામડીવાળા તુરાની કે તાતાર લોકોથી તેઓ દેખાવમાં ઘણા જુદા પડતા હતા.

૩. આ આર્ય લોકો ગામડાં તથા નાના કસ્બામાં રહેતા અને ઘણા બળદ તથા ઘેટાં રાખતા. તેઓ જમીન ખેડતા, ઘઉં તથા જવ પકવતા, રૂ કાંતતા અને લુગડાં વણતા. તેમને લોઢાનાં હથિયાર બનાવવાની કારીગીરી સૂઝી નહોતી. પણ તેને બદલે તેઓ અગ્નિ દેવતા પર કલાઈ અને તાંબું ગાળી તેનું મિશ્રણ કરી કાંસું બનાવી જાણતા અને તેના છરા તથા ભાલા બનાવતા.

૪. પાસે પાસે રહેતાં કેટલાંક કુટુંબો મળીને તેમની એક જાત કે ટોળી બનતી. આવી દરેક ટોળીનો એક મુખી કે આગેવાન હતો, તેની સરદારી નીચે તે ટોળીના લોકો લડાઈમાં જતા. આ ટોળીઓ દિવસે દિવસે મોટી થતી ગઈ, તે એટલે સુધી કે આખરે તે બધીનો તેમના જૂના રહેઠાણમાં સમાવેશ થઈ શકયો નહિ. તેથી કેટલીક નૈર્ઋત્ય કોણમાં ગઈ અને જે પ્રદેશમાં તે વસી તે 'આર્ય' ઉપરથી ઇરાન કહેવાયો. બીજી કેટલીક ટોળીઓ હિંદમાં આવી અને લાંબા વખત સુધી પંજાબમાં ઘર કરીને રહી.

૫. જે આર્યો હિંદુસ્તાનમાં આવ્યા તેમને આપણે હિંદી આર્યો કહીશું. લખતાં આવડતું નહિ હોવાથી તેમણે પોતાની કંઈ લેખી હકીકત મૂકી નથી, પણ તેઓ પોતાના દેવોને ઉદ્દેશીને મંત્ર ભણતા અને બાપ પોતાના છોકરાને તે મંત્ર સંભાળથી બોલી જતાં શીખવતા. તેમાંના કેટલાક તો કદી પણ વિસારી દેવામાં આવ્યા નહિ, પણ બાપ તરફથી છોકરાને સેંકડો વરસ સુધી વારસામાં મળતા ગયા. છેવટે, લખવાનો હુન્નર હાથ લાગવાથી આ મંત્રો લખાયા, તેથી તે હજી હિંદુઓ પાસે રહેલા છે. તેને વેદ કે અસલના વખતના જ્ઞાનીનાં વચન કહે છે. આ ઉપરથી આપણને અસલના હિંદી આર્યો સંબંધી ઘણું જ્ઞાન મળે છે.

૬. હિંદી આર્યોએ પ્રથમ પંજાબમાં નદીઓને કાંઠે લાંબો વખત સાદી અને સુખી જિંદગી ગુજારી. ત્યાં તેઓ જંગલ કાપતા, જમીન ખેડતા, અને મુખ્યત્વે કરીને ઘઉં તથા જવ પકવતા. તેઓ તેજસ્વી, હિતકારી દેવોને પૂજતા. હિંદમાં આવ્યા તે પહેલાં તેઓ ઉત્તરના ઠંડા મુલકમાં રહેતા હતા. ત્યાં તાપવા તથા ખોરાક રાંધવા માટે દેવતાની ઘણી જરૂર પડતી હતી, તેથી તેઓ મુખ્યત્વે કરીને અગ્નિ દેવની પૂજા કરતા; પણ પંજાબમાં આવ્યા ત્યારે તેમને અનાજ પકવવા માટે વરસાદની ઘણી જરૂર જણાઈ, તેથી તેઓ આકાશના દેવ ઇંદ્રની પૂજા કરવા લાગ્યા અને તેની સ્તુતિના મંત્ર ભણવા લાગ્યા. વરસાદની ગર્જના એ ઇંદ્રનો ધ્વનિ છે; વીજળીના ચમકારા એ તેના ભાલા છે, અને આ ભાલા કાળાં વાદળાંને વીંધી તેની પાસે ખેતરોમાં વરસાદ વરસાવે છે એમ તેઓ માનતા.

૭. તેઓ વળી એમ માનતા કે મુઆ પછી આત્મા હવામાં થઈ ઊંચે આકાશની ઉપર આવેલી પ્રકાશિત સુખમય દુનિયામાં જાય છે. ત્યાં કોઈ પણ જાતનું દુઃખ કે શોક નથી, પ્રકાશ તથા આનંદ નિરંતર વ્યાપી રહે છે, અને મિત્રો કદી છૂટા પડતા નથી. આ પ્રકાશિત દુનિયાના રાજાને તેઓ યમ કહેતા અને દરેક માણસને મુઆ પછી તેની પાસે ઇનસાફ લેવા જવું પડે છે એમ માનતા. વળી

તેઓ ઊંચે આવેલા આસમાની આકાશની વરુણ દેવને નામે, તેજસ્વી સૂર્યની સૂર્ય કે સવિતૃ દેવને નામે, સર્વવ્યાપક હવાની વાયુ દેવને નામે, ગર્જના કરતા કાળા વાદળની રુદ્રને નામે, અને ગુલાબી પ્રાતઃકાળની ઉષસ્‌ને નામે પૂજા કરતા.

૮. આ પ્રાચીન કાળના હિંદી આર્યો ભરતખંડના હાલના હિંદીઓ કરતાં ઘણી બાબતમાં જુદા પડતા હતા. તેમનામાં ન્યાત નહોતી, દેહેરાં તથા મૂર્તિપૂજા નહોતી, સ્ત્રીઓ યોગ્ય ધણી પસંદ કરી પરણતી, અને પુનર્લગ્ન થતાં. તેઓ અનાજ તથા માંસ બન્ને ખાતા અને સોમ નામના છોડવાનો કેફી રસ પીતા.



આર્યોની સૂર્યપૂજા

# ૩. વેદનો સમય

## ઈ૦ સ૦ પૂર્વે ૨,૦૦૦થી ૧,૫૦૦

૧. આર્યો પંજાબમાં આવ્યા ત્યારે તે પ્રદેશ જંગલથી છવાયલો હતો અને તેમની પહેલાં ઘણા વખત પર આવેલા લોકો ત્યાં વસતા હતા. ખરેખર, ત્યાં આ લોકોની ઘણી જાતો હતી, તેમનાં નામ પણ ઘણો વખત થયાં વીસરી જવામાં આવ્યાં છે. વેદમાં અસલના આર્ય કવિઓએ તેમને દસ્યુ કે દાસ કહ્યા છે, એટલુંજ આપણે તેમના વિષે જાણીએ છીએ. 'દાસ' એ પ્રથમ આ અસલના લોકોનું નામ હતું. પણ પાછળથી તેનો અર્થ ગુલામ કે નોકર થયો છે, તે ઉપરથી જણાય છે કે આ અસલના લોકોને આર્યોએ પોતાના ગુલામ બનાવ્યા હતા. જૂના વેદના મંત્રોમાં તેમને કાળી ચામડીવાળા, બેડોળ ચેહરાવાળા, ચપટા નાકવાળા, કાચું માંસ ખાનારા, અને દેવને નહિ માનનારા નાસ્તિક કહ્યા છે. વખત જતાં તેમને દૂર જંગલમાં હાંકી કાઢવામાં આવ્યા, ત્યારે તેમને અસુર, રાક્ષસ, દાનવ, દૈત્ય, એવાં નામ મળ્યાં હતાં. તુરાની કે મોગલ મુખ્યત્વે કરીને તેમના ચપટા નાકથી ઝટ ઓળખાઈ આવે છે.

૨. આર્ય જાતો ધીમે ધીમે પંજાબમાં પથરાઈ. તેમણે દસ્યુ લોકોને હાંકી કાઢ્યા, જંગલ કાપી નાખ્યાં, અને ખેતરો બનાવી ઘઉં તથા જવનો પાક કર્યો. તેમને અસલના લોકો સાથે તેમજ ઘણી વખત એક બીજા સાથે પણ લડવું પડ્યું. તેઓ બધા એકી વખતે પંજાબમાં આવ્યા નહોતા, પણ તેમની જુદી જુદી ટોળીઓ અને કુટુંબો એક પછી એક આવ્યાં હતાં; તેથી જેઓ પહેલા આવ્યા હતા તેમણે પોતાનાં સુંદર ઘર અને ફળદ્રુપ ખેતરો જબરી રસાકસી સિવાય છોડ્યાં નહિ. આર્ય જાતોના આ માંહોમાંહેના ઝઘડાનું વર્ણન આપણને વેદમાંથી મળી આવે છે.

૩. અસલનાં આર્ય કુટુંબ પંજાબમાં ક્યારે આવ્યાં અને સિંધના પ્રદેશમાં પથરાતાં તેમને કેટલો વખત લાગ્યો તે આપણે ચોકસપણે જાણતા નથી. વિદ્વાનો એમ ધારે છે કે ૪,૦૦૦ વર્ષ પર એટલે ઇ. સ. પૂ. ૨,૦૦૦ વર્ષ પર પ્રથમના આર્યો ખૈબરઘાટને રસ્તે આવ્યા. વળી તેઓનું એમ માનવું છે કે તેમને તે પ્રદેશમાં વસતી જંગલી જાતો જોડે લડીને ધીમે ધીમે રસ્તો કરતાં અને સિંધુની છેક પૂર્વની શાખા જેને તે વખતે સરસ્વતી કહેતા ત્યાં પહોંચતાં આશરે ૫૦૦ વર્ષ લાગ્યાં હશે.

૪. દૃષદ્વતી (જેને હાલ ઘગ્ગર કહે છે) અને સરસ્વતી (જેને હાલ સરસુતી કહે છે) એ બે નદીઓની વચ્ચે આવેલો પૂર્વ તરફનો પ્રદેશ ઘણો ફળદ્રુપ હતો. તે આશરે ૬૦ માઇલ લાંબો અને ૨૯ માઇલ પહોળો હતો. આ પ્રદેશના લોકોના રીતરિવાજ ઘણાજ પવિત્ર અને ઉત્તમ હોવાથી તેને બ્રહ્માવર્ત કે 'દેવોનું રહેઠાણ' એ નામ મળ્યું હતું.

૫. આર્યો જે ૫૦૦ વર્ષ પંજાબમાં રહ્યા તે કાળને આપણે વેદનો સમય કહીશું. હાલમાં વેદને નામે ઓળખાતા ચાર ગ્રંથો છે, પણ તેમાંનો મુખ્ય અને જૂનામાં જૂનો ઋગ્વેદ છે. બાકીના ત્રણ ત્યારપછી ઘણી મુદ્દતે રચાયા હતા અને તે વિષે આપણે પાછળથી હકીકત આપીશું. 'ઋગ્વેદ'નો અર્થ સ્તુતિનો વેદ એમ થાય છે. તે દુનિયામાં એક જૂનામાં જૂનું પુસ્તક છે. તેમાં ઇંદ્ર, અગ્નિ, અને બીજા આર્ય લોકોના દેવોની સ્તુતિના ૧,૦૨૮ મંત્રો છે. કુટુંબનો વડીલ દેવોની સ્તુતિ કરતી વખતે તેના તે શબ્દો વારંવાર બોલતો, તેના છોકરા આ શબ્દો સાંભળતા અને શીખી લેતા, અને તેઓ વળી પોતાના છોકરાને શીખવતા. આ પ્રમાણે સ્તોત્ર કે મંત્ર વંશપરંપરા ઉતરી આવતા.

૬. આર્યો હિંદમાં આવ્યા તે પહેલાંના વખતમાં જૂના આર્ય ઋષિઓ અને કવિઓએ બનાવેલા મંત્રોનો અલબત નાશ થયો છે. તેમાંના જે કંઈ રહ્યા છે તે ઋગ્વેદમાં દાખલ થયા છે. એમ ધારવામાં આવે છે કે ઋગ્વેદના છેક છેવટના મંત્રો ઇ. સ. પૂ. ૧,૫૦૦ વર્ષ

પર, એટલે આર્યોએ સિંધુનો છેક પશ્ચિમનો પ્રદેશ બ્રહ્માવર્ત્ત છોડયો તે પહેલાં રચાયા હતા. આ મંત્રોમાં સિંધુનું નામ ઘણી વખત આવે છે, પણ ગંગા નદીનું નામ બેજ વખત અને તે પણ માત્ર છેલ્લા મંત્રમાં આવે છે.

૭. અસલના વખતના હિંદી આર્યો વિષે આપણને જે કંઈ માહીતી મળે છે તે માત્ર ઋગ્વેદમાંથીજ મળે છે. તે જૂની સંસ્કૃત ભાષામાં હોવાથી ઘણા વખત સુધી તેમાંની હકીકત માત્ર થોડા વિદ્વાન્ હિંદુઓનાજ જાણવામાં હતી. હાલમાં થોડા વખત ઉપર તેનો અંગ્રેજીમાં અને બીજી ભાષાઓમાં તરજુમો થયો છે. વેદના મંત્રો ઘણા પ્રાચીન કાળમાં રચાયા હતા ખરા, પણ જે ક્રમમાં તેને હાલ ગોઠવ્યા છે તે ક્રમમાં તે વખતે ગોઠવ્યા નહોતા; અને ત્યારપછીનાં ૫૦૦ વર્ષ લગી તેની સંખ્યા પણ નક્કી થઈ નહોતી.

---

# ૪. મહાભારતનો સમય

૧. આર્યો પંજાબમાં પથરાયા અને બ્રહ્માવર્ત્તની સુંદર ભૂમિમાં લાંબી મુદ્દત રહ્યા ત્યારપછી તેમને માલમ પડયું કે પૂર્વમાં આથી પણ વધારે રસાળ અને ગરમ પ્રદેશ છે અને તેમાં જમના તથા ગંગા નદી વહે છે. આ વખતે તેમની સંખ્યા એટલી બધી વધી ગઈ હતી કે સિંધુના પ્રદેશમાં તેમનો સમાવેશ થઈ શકે તેમ નહોતું. વળી તેજ આર્ય જાતનાં નવાં ટોળાં ખૈબરઘાટમાંથી આવ્યાં કરતાં હતાં અને પહેલાં આવેલા લોકોને ખસેડતાં હતાં. દક્ષિણ તરફ આ લોકોથી જઈ શકાય તેમ નહોતું; કારણ કે તે દેશમાં ૪૦૦ માઇલના વિસ્તારનું ઊડતી રેતીનું વિશાળ રણ હતું. તેથી તેમનામાંના ઘણા જમના નદી ઓળંગી ગંગા તરફ ધીમે ધીમે આગળ ચાલ્યા. તેઓએ તે મુલકમાં વસતી જંગલી જાતો સાથે લડી રસ્તો કર્યો અને જંગલો

કાપીને તે સ્થળે ગામ વસાવ્યાં. આ ગામ કેટલાક જમાના પછી મોટાં શહેર બન્યાં.

૨. આમાંના ઘણાખરા લોકો તો જમના અને ગંગા વચ્ચેના ફળદ્રુપ પ્રદેશમાંજ વસ્યા. અહિં તેમણે પોતાના ઘણાખરા મંત્રો રચ્યા તે ઉપરથી આ પ્રદેશ બ્રહ્મર્ષિદેશ અથવા જ્ઞાની ઋષિઓનો દેશ કહેવાયો.

૩. એમ માલમ પડે છે કે તેઓ પ્રથમ જમના અને ગંગા વચ્ચેનો ઉપલો પ્રદેશ ઓળંગી સીધા પૂર્વમાં આશરે ૩૦૦ માઇલ દૂર ગયા. જમનાના મૂળ આગળના પ્રદેશમાં તેમણે એક ગામ વસાવ્યું અને તેને પોતાના ઇંદ્ર દેવ ઉપરથી ઇંદ્રપ્રસ્થ નામ આપ્યું. પાછળથી આ શહેર દિલ્હી નામથી ઉત્તર હિંદનું મુખ્ય શહેર બન્યું. ગંગાના મૂળ આગળ આશરે ૬૦ માઇલ દૂર તેમણે એક બીજું નગર વસાવ્યું અને તેને હસ્તિનાપુર નામ આપ્યું. ત્યારપછી તેમાંના કેટલાક આ બે નદીઓ વચ્ચેના દક્ષિણ તરફના ભાગમાં ગયા. દક્ષિણમાં આશરે ૧૫૦ માઇલને છેટે તેમણે જમના નદી ઉપર આગ્રા અને ગંગા નદી ઉપર કાંપિલ્ય જે હાલ કનોજ કહેવાય છે તે બે શહેર વસાવ્યાં. આગળ દક્ષિણ તરફ જતાં જ્યાં ગંગા અને જમના નદી મળે છે ત્યાં આવીને કેટલાકે પાંચમું મોટું નગર વસાવ્યું અને તેને પ્રયાગ નામ આપ્યું. આ પ્રયાગ હાલ અલાહાબાદને નામે ઓળખાય છે.

૪. એમ ધારવામાં આવે છે કે આર્યોને આ પ્રદેશમાં પથરાતાં ઓછાંમાં ઓછાં ત્રણસેં વર્ષ લાગ્યાં હશે, એટલે તેઓ ઇ. સ. પૂ. ૧,૫૦૦થી ૧,૨૦૦ સુધીમાં આ મુલકમાં વસ્યા હશે. આ સઘળો વખત તે વેદના દેવોની પૂજા કરતા હતા ખરા, પણ તેમના રીતરિવાજમાં ધીમે ધીમે ફેર પડતો જતો હતો. આપણે આ ૩૦૦ વર્ષની મુદ્દતને મહાભારતનો સમય કહીશું; કારણ કે જૂના સંસ્કૃત પુસ્તકોમાંનું બીજું મોટું પુસ્તક જે મહાભારતને નામે પ્રસિદ્ધ છે

તેમાં જે મોટી લડાઈનું વર્ણન આપેલું છે, તે બનાવ આ અરસામાં બન્યો હતો.

૫. ઘણીખરી અસલની આર્ય કોમો અને પ્રજાનાં નામ હાથ લાગ્યાં નથી. એ લોકોને દેશના અસલ વતનીઓ જોડે, તેમજ માંહોમાંહે લડાઈ થતી હતી. આમાંની બે મોટી જાતોનાં નામ અને તેમની વચ્ચે થએલી લડાઈનું વર્ણન **મહાભારત**માં આપ્યું છે. **महाभारत** ( **महा**–મોટું, **भरत**–એક આર્ય રાજા ) એટલે **ભ**રત નામના આર્ય રાજાના વંશજો વચ્ચે થએલું મોટું યુદ્ધ. આ બનાવ આ અસલના વખતમાં બન્યો હતો, પણ **મ**હાભારત ગ્રંથ તો ત્યારપછી ઘણી મુદ્દતે લખાયો. લડાઈની હકીકત બાપ તરફથી છોકરાને અને વૃદ્ધ ભાટ કે ગવૈયા તરફથી રાજારાણીની કચેરીમાં કહેવાતી ગઈ અને પ્રથમની વાર્તામાં વખતોવખત બીજી વાર્તાઓ ઉમેરાતી જવાથી વધારો થતો ગયો. આખરે, ત્યારપછીના એટલે **બ્રા**હ્મણસમયમાં **વ્યા**સ ( ગ્રંથ રચનાર ) નામના એક બ્રાહ્મણે આ બધી વાર્તાઓ એકઠી કરી એક મોટું કાવ્ય બનાવ્યું. આ ઉપરથી **મ**હાભારતમાં વર્ણવેલા રીતરિવાજો કેટલે દરજ્જે ખરેખર **મ**હાભારતના સમયના હતા અને કેટલે દરજ્જે ત્યારપછીના સમયના હતા તે કહેવું ઘણું મુશ્કેલ થઈ પડે છે; કેમકે પાછલા સમયમાં આર્યોના ધર્મ, ભાષા, અને રીતરિવાજમાં ભારે ફેરફાર થયો હતો.

---

## ૫. પાંડવ અને કૌરવ વચ્ચેનું દારુણ યુદ્ધ

૧. આ સમયનો જે ઇતિહાસ આપણને મળી આવ્યો છે તે **ભારત** કે કુરુ (**ભારત** કે કુરુના વંશજો) અને **પાંચાલ** એ બે કુટુંબોનો છે. **ભારત**ના વંશજો ગંગા નદીના ઉપલા પ્રદેશમાં રહેતા અને તેમનું મુખ્ય શહેર **હસ્તિનાપુર** હતું. **પાંચાલ** કુટુંબ ગંગાના નીચલા પ્રદેશમાં રહેતું અને તેમનું મુખ્ય શહેર **કાંપિલ્ય** કે કનોજ હતું.

૨. **ભારત** કુટુંબનો **ધૃતરાષ્ટ્ર** નામે રાજા જન્મથી આંધળો હતો. તેથી તેણે પોતાના નાના ભાઈ **પાંડુ**ને રાજ્ય સોંપ્યું હતું. **ધૃતરાષ્ટ્ર**ને ૧૦૦ દીકરા હતા. તેઓ તેમના એક વડીલ કુરુના નામ ઉપરથી **કૌરવ** કહેવાતા. **કૌરવો**માં સૌથી મોટો દુર્યોધન હતો. **પાંડુ**ને પાંચ દીકરા હતા તે **પાંડવ** કહેવાતા. પાંચ **પાંડવો**માં મુખ્ય **યુધિષ્ઠિર**, **ભીમ**, અને **અર્જુન** હતા.

૩. **પાંડવ** અને **કૌરવ** રાજકુમારો **હસ્તિનાપુર**ના રાજમહેલમાં એકઠા ઉછર્યા હતા, પણ **પાંડુ**ના મરણ પછી ગાદીપતિ થવાની ઇચ્છાથી તેઓ હંમેશ એક બીજા સાથે લડતા હતા. આખરે, **પાંડુ**ના મરણ પછી પોતાના સો પુત્રની મદદથી **ધૃતરાષ્ટ્ર** ગાદીએ બેઠો. **પાંડવ** રાજકુમારોને કાઢી મૂકવામાં આવ્યા, તેથી તેઓ કેટલીક મુદ્દત કંઈ ઠામ ખોળી કાઢવાની શોધમાં આમ તેમ ફર્યા.

૪. આ વખતે **પાંચાલ**ના **દ્રુપદ** નામે રાજાએ પોતાની **દ્રૌપદી** નામની ખૂબસૂરત કન્યાનાં લગન માટે તે વખતના રિવાજ મુજબ સ્વયંવરનો દિવસ નક્કી કર્યો. પોતાના પિતાના ભારે ધનુષ વડે નક્કી કરેલું નિશાન તાકીને વીંધે તેને પરણવાનો **દ્રૌપદી**નો વિચાર હતો. ઘણા રાજાઓએ તે સ્થળે આવી નિશાન વીંધવાનો પ્રયત્ન કર્યો, પણ ફત્તેહમંદ થયા નહિ. આમાં **કૌરવો** પણ હતા, આખરે, **અર્જુન** પોતાના **ભાઈ**ઓ સાથે **કાંપિલ્ય** આવ્યો હતો, તેણે આ ભારે **ધનુષ્**

ચઢાવી નિશાન વીંધ્યું, તેથી દ્રૌપદી પાંચે **પાંડવ** ભાઈઓ સાથે એકી વખતે પરણી.

૫. **પાંચાલનો** રાજા હવે **પાંડવોનો** સસરો થયો તેથી તે તેમને મદદ કરશે એમ ધારીને **કૌરવોએ** તેમને **હસ્તિનાપુર** તાબાનો અડધો મુલક આપ્યો. **પાંડવોએ** પશ્ચિમ તરફનો **જમના** નદીનો પ્રદેશ લીધો અને ત્યાં ઇંદ્રપ્રસ્થ શહેર વસાવ્યું. આ પ્રદેશમાં તેમણે ઘાડાં જંગલો કાપી તથા બાળી નાખ્યાં. ત્યાં વસતા જંગલી નાગ જાતના લોકોને હાંકી કાઢયા અને વિસ્તીર્ણ રાજ્ય સ્થાપ્યું.

૬. પરંતુ **કૌરવોને** સલાહશાંતિ ગમી નહિ. તેમણે પોતાના પિત્રાઈ ભાઈ **પાંડવોને** જુગટું રમવા તેડયા અને કપટથી હરાવી તેમનું રાજપાટ, પત્ની, વગેરે સર્વસ્વ જીતી લીધું; **પાંડવોને હસ્તિનાપુર** છોડી બીજી વખત ૧૩ વર્ષ સુધી દેશવટો ભોગવવો પડયો. ત્યારપછી તેઓએ **કૌરવો** પાસે પોતાનું રાજ્ય પાછું માગ્યું, પણ **કૌરવોએ** તે આપ્યું નહિ.

૭. આ ઉપરથી બંને પિત્રાઈ કુટુંબો વચ્ચે દારુણ યુદ્ધ થયું, તેમાં દરેક કુટુંબને બીજા ઘણા રાજાઓએ પોતપોતાના આશ્રિતો સાથે મદદ કરી. **દ્વારકાના** રાજા **શ્રીકૃષ્ણે** અને **પાંચાલના** રાજા **દ્રુપદે પાંડવને** મદદ કરી. અર્વાચીન **દિલ્હી** શહેરના વાયવ્ય કોણમાં, હાલ **પાણિપત** કહેવાતા કુરુક્ષેત્રના મેદાનમાં ૧૮ દિવસ યુદ્ધ ચાલ્યું. તેમાં પરિણામે **કૌરવો** હાર્યા તથા એક પછી એક મરાયા. **પાંડવોને હસ્તિનાપુરનું** રાજ્ય મળ્યું. **પાંડવોને** મદદ કરનાર **શ્રીકૃષ્ણ** એક બળવાન્ યોદ્ધા હતા. આ **કૃષ્ણને હિંદુ** લોકોએ પાછળથી દેવ તરીકે પૂજ્યા અને હજી પણ પૂજે છે.

## ૬. રામાયણનો સમય

### ઇ૦ સ૦ પૂર્વે ૧,૨૦૦થી ૧૦૦૦

૧. ગંગા અને જમના વચ્ચેના પ્રદેશમાં કેટલોક વખત રહ્યા પછી આર્યોની ટોળીઓ પોતાના સરદારની આગેવાની હેઠળ પૂર્વમાં આગળ વધી અને ગંગા નદી તથા હિમાલય પર્વત વચ્ચે આવેલા મુલકમાં પ્રસરી. તેમણે ગંગા નદીને મળતી નદીઓ, **ગોમતી**, **ગોગરા**, ગંડક, અને કુશી એક પછી એક ઓળંગી. વળી કેટલીક ગંગાની દક્ષિણે **ચંબલ** અને **સોમ**ના પ્રદેશમાં થઈ વિંધ્યાચળ સુધી ગઈ. **હિમાલય** અને **વિંધ્યાચળ** વચ્ચેના બહોળા પ્રદેશને તેમણે **મધ્યદેશ** નામ આપ્યું.

૨. **ભારત** અને **પાંચાળ** જાતો ઉપરાંત આ પ્રદેશમાં વસતી બીજી કેટલીક મુખ્ય પ્રજાઓનો ઇતિહાસ આપણને મળી આવેલો છે. આ કોમો **કોસલ**, **વિદેહ**, અને **કાશી** નામે હતી. **કોસલ** લોક ગંગા અને ગંડક વચ્ચેનો પ્રદેશ હાલ **અયોધ્યા** કહેવાય છે ત્યાં રહેતા અને તેમનું મુખ્ય શહેર **અયોધ્યા** હતું. **વિદેહ** લોક ગંડકની પૂર્વના પ્રદેશમાં રહેતા, તે પ્રદેશ હાલ '**તિરહાટ**' કે બહારનો ઉત્તર ભાગ કહેવાય છે. તેમનું મુખ્ય શહેર **મિથિલા** હતું. **કાશી** લોક જે જગાએ **ગોમતી** નદી ગંગાને મળે છે તેની નજીકના પ્રદેશમાં રહેતા અને તેમનું મુખ્ય શહેર **કાશી** હતું. હાલ તે **બનારસ** કહેવાય છે અને હિંદુ લોકોનું મોટાંમાં મોટું પવિત્ર ધામ છે.

૩. એમ ધારવામાં આવે છે કે આર્યોને આ મુલકમાં પથરાતાં આશરે બસેં વર્ષ લાગ્યાં હશે. જેમ ઇ. સ. પૂ. ૧,૫૦૦થી ૧,૨૦૦ સુધીના કાળને આપણે **મહાભારતનો સમય** કહ્યો છે, તેમ ઇ. સ. પૂ. ૧,૨૦૦થી ૧,૦૦૦ સુધીના આ કાળને આપણે **રામાયણનો કાળ** કહીશું; કારણ કે હિંદુઓના ત્રીજા ગ્રન્થ **રામાયણ**માં વર્ણવેલા બનાવો આ અરસામાં બન્યા હતા.

૪. પરંતુ **રામાયણનો ગ્રન્થ** ત્યારપછી ઘણી મુદ્દતે એટલે ત્યારપછીના **હિંદુ કે બ્રાહ્મણસમય**માં રચાયો. હાલમાં **રામાયણ**નાં ત્રણ જુદાં જુદાં પુસ્તકો, **વાલ્મીકિ, વ્યાસ,** અને **તુલસીદાસ** એ ત્રણ જુદા જુદા કર્ત્તાએ રચેલાં મળી આવે છે. આમાંનું જૂનામાં જૂનું એટલે **વાલ્મીકિ**નું બનાવેલું **રામાયણ** પણ તેમાં વર્ણવેલા બનાવો બન્યા ત્યારપછી ઘણી મુદ્દતે, એટલે જે વખતે **હિંદુ**ઓના ધર્મ, રીતરિવાજ, અને ભાષામાં ભારે ફેરફાર થયો ત્યારે લખાયું હતું. તેથી તેમાં વર્ણવેલા રીતરિવાજો ખરેખર કયા સમયને લગતા છે તે કહેવું મુશ્કેલ છે. એ મુખ્ય વાર્ત્તામાં જુદા જુદા કાળની બીજી ઘણી કથાવાર્તાઓ જોડી દીધી છે અને તે બધી જાણે એકજ જમાનામાં બની હોય તેમ વર્ણવી છે, પરંતુ મુખ્ય વાર્ત્તા તો **કૌરવ** અને **પાંડવ** વચ્ચે થએલા મોટા યુદ્ધ પછી જે આર્ય જાતો પૂર્વ અને દક્ષિણમાં પ્રસરી તેમને વિષે છે એ વાત નિઃસંશય છે.

૫. **ઋગ્વેદ**ની ઋચા જે ક્રમમાં હાલ આપણા જોવામાં આવે છે તે ક્રમમાં ઘણું કરીને આ **રામાયણ**ના કાળમાં લખાઈ અને આજ વખતે બીજા વેદ પણ રચાયા. આપણે પહેલાં કહી ગયા છીએ તેમ **ઋગ્વેદ** એ **હિંદુ**ઓનો જૂનામાં જૂનો ગ્રંથ છે. તેમાં જે ૧,૦૨૮ મંત્રો છે તેમાંના કેટલાક તો ઇ. સ. પૂ. ૧,૫૦૦ પહેલાંના ઘણા જૂના વખતના આર્ય કવિઓએ અને **ઋષિ**ઓએ રચેલા છે. **ઋગ્વેદ** એ આર્ય લોકોનું ધર્મપુસ્તક હતું. તે અસલના વખતમાં **ઋત્વિજો** નહોતા, અને યજ્ઞ કરી તેમાં જીવતાં પ્રાણીઓનો ભોગ આપવામાં આવતો નહિ; માત્ર અનાજ અને સોમરસનું સાદું બળિદાન દેવોને આપવામાં આવતું.

૬. પણ જેમ જેમ આર્યો ઉત્તર **હિંદ**માં પ્રસરતા ગયા અને તે પ્રદેશની અસલ કોમો અને જાતોના સમાગમમાં આવતા ગયા, તેમ તેમ તેમનો ધર્મ ધીમે ધીમે બદલાતો ગયો. ત્યારથી યજ્ઞ થવા માંડયા, અને યજ્ઞ પર દેખરેખ રાખનાર **ઋત્વિજો**ના વર્ગ નીકળ્યા. આ વખતે બે નવા વેદ રચાયા. બીજા એટલે **યજુર્વેદ** (**યજ્**—યજ્ઞ કરવો) માં યજ્ઞમાં બળિદાન આપતી વખતે એક વર્ગના **ઋત્વિજો**

ઋગ્વેદની જે ઋચાઓ દેવની સ્તુતિ દાખલ ભણતા તે તથા યજ્ઞ કરવાના કેટલાક નિયમો લખેલા છે. આપણે આ વેદને આર્યોનું પ્રાર્થના-પુસ્તક કહી શકીએ. ત્રીજા એટલે **સામવેદ**માં બીજા એક વર્ગના ઋત્વિજો યજ્ઞ વખતે ઋગ્વેદના જે મંત્ર ભણતા તે લખેલા છે. આપણે આ વેદને આર્યોનું સ્તોત્રપુસ્તક કહી શકીએ. આ પછી ઘણી મુદ્દતે એક ચોથો વેદ રચાયો તેમાં લખેલી કડીઓ વિષે એમ માનવામાં આવતું હતું કે તે ભણવાથી સંકટ દૂર થાય છે. આ **અથર્વવેદ** કહેવાયો.

૭. **બ્રાહ્મણી ગ્રંથ**—વળી કેટલીક મુદ્દત પછી જેમ જેમ આર્યો ગંગા અને જમનાના પ્રદેશમાં વસતા ગયા અને યજ્ઞ ઉપર દેખરેખ રાખનાર બ્રાહ્મણ ઋત્વિજોની સંખ્યા વધતી ગઈ, તેમ તેમ ઋત્વિજો યજ્ઞના નિયમોમાં વધારો કરતા ગયા. તે એટલે સુધી કે દરેક ઋત્વિજે શું કામ કરવું તે સંપૂર્ણ રીતે સમજાવવા દરેક વેદને લગતા કેટલાક વધારાના નિયમોનું જુદું પુસ્તક લખાયું. આ પુસ્તકને તેમણે **બ્રાહ્મણગ્રંથ** નામ આપ્યું. ઋગ્વેદના બ્રાહ્મણગ્રંથમાં વેદના મંત્ર ભણનાર બ્રાહ્મણોએ કેવી રીતે પોતાનું કામ કરવું તે બતાવ્યું છે. **સામવેદનો બ્રાહ્મણગ્રંથ** સોમ બળિદાન વખતે મંત્ર ગાનારને મદદ-કર્તા થઈ પડે છે. **યજુર્વેદના બ્રાહ્મણગ્રંથ**માં બળિદાન આપનાર ઋત્વિજે શી રીતે બળિદાન આપવું તે બતાવ્યું છે અને **અથર્વવેદના બ્રાહ્મણગ્રંથ**માં વેદની કડીઓ વધારે સ્પષ્ટ રીતે સમજાવી છે.

૮. **આરણ્યક ગ્રંથ**–વળી '**આરણ્યક**' નામે બીજા બ્રાહ્મણગ્રંથ રચાયા, તેમાં માણસના વાસથી દૂર જંગલમાં રહેતા સાધુ પુરુષો માટે નિયમો આપવામાં આવ્યા. આ **આરણ્યક** માત્ર ઋગ્વેદ અને યજુ-ર્વેદનાજ સંબંધમાં છે. **સામવેદ** અને **અથર્વવેદનાં આરણ્યક** નથી.

૯. **ઉપનિષદ્**–એમ જણાય છે કે કેટલોક કાળ વીત્યા પછી તે વખતના હિંદુઓ બ્રાહ્મણગ્રંથોના અસંખ્ય નિયમો અને ઋત્વિજોની વિધિ તથા ક્રિયાથી કંટાળ્યા. આપણી આસપાસ જોવામાં આવતી દુનિયાનું મૂળ શું હશે, આપણે ક્યાંથી આવ્યા છીએ, અને ક્યાં જવાના છીએ, એવા સવાલના સંબંધમાં તેઓ વિચાર કરવા લાગ્યા અને

માંહોમાંહે પૂછવા લાગ્યા. આવી બાબતો પર બુદ્ધિશાળી પુરુષોનાં વિચાર અને અનુમાનો જે પુસ્તકમાં લખાયાં તે ઉપનિષદ્ કહેવાયાં. બ્રાહ્મણગ્રંથ પછી અને ઇ. સ.ની શરૂઆત પહેલાં ઉપનિષદ્ લખાયાં હોય એમ જણાય છે. ઉપનિષદ્ રચનાર પુરુષોને એમ ભાસ્યું કે સૂર્ય, ચંદ્ર, વાયુ, આકાશ, વગેરે વેદના દેવોને સર્જનાર કોઈ મોટો દેવ છે, સઘળી વસ્તુઓનું મૂળ તે છે, અને સઘળી વસ્તુઓ આખરે તેના અંશ તરીકે તેમાં પાછી મળી જાય છે. તેમણે આ મોટા દેવને બ્રહ્મ કે પરમેશ્વર નામ આપ્યું. તેઓનું ધારવું એ હતું કે જેમ મહાસાગરમાંથી વાદળાંમાં પાણી ચડે છે, તે પાણી જમીન પર પડે છે, અને જમીન પર નદીમાર્ગે વહી આખરે પાછું દરિયામાં જઈ તેના એક અંશ તરીકે તેમાં મળી જાય છે, તેમ સઘળી વસ્તુઓ ઈશ્વર તરફથી આવે છે અને પાછી ઈશ્વરમાં મળી જાય છે.

૧૦. હિંદુઓએ પોતાના જૂના ગ્રંથોના બે ભાગ પાડ્યા છે; (૧) શ્રુતિગ્રંથો અને (૨) સ્મૃતિગ્રંથો. શ્રુતિગ્રંથો જૂનામાં જૂના છે અને અને સ્મૃતિગ્રંથો પાછળથી રચાયા છે. શ્રુતિનો અર્થ સાંભળેલું થાય છે અને તેમાં વેદ, બ્રાહ્મણ, આરણ્યક, અને ઉપનિષદ્, એટલાનો સમાવેશ થાય છે. શ્રુતિગ્રંથોને ઈશ્વરચિત એટલે ઈશ્વરના પોતાના શબ્દ તરીકે માનેલા છે. સ્મૃતિનો અર્થ 'યાદ રાખેલું' કે 'દંતકથાથી મળેલું' એવો થાય છે.

---

## ૭. રામની કથા

૧. રામની કથાને રામાયણ કહે છે. અયોધ્યાના રાજા દશરથને ત્રણ રાણીઓ હતી. તેમાં સૌથી મોટી કૌશલ્યા અને નાની કૈકેયી હતી. કૌશલ્યા પટરાણી હોવાથી તેના છોકરા રામ ગાદીનો વારસ હતા. પણ નાની રાણી ખૂબસૂરત કૈકેયી ઉપર વૃદ્ધ રાજાનો સૌથી

વધારે પ્રેમ હતો. તે તેની પાસે ધારે તે કરાવી શકતી. તેની ઇચ્છા પોતાના છોકરા **ભ**રતને રાજ્ય અપાવવાની હતી. દશરથને વળી બીજી સ્ત્રીથી થએલો લક્ષ્મણ નામે છોકરો હતો.

૨. રાજાના પાટવી કુંવર **રામ** આખા મુલકમાં સૌથી વધારે **જો**રાવર અને બહાદુર હતા. તે સત્યવાદી અને દયાળુ હતા, તેથી **અયો**ધ્યાના લોક તેમને બહુ ચહાતા હતા. તેમના પિતાનો પણ તેમના પર ઘણો પ્રેમ હતો અને પોતાના મરણ પછી તેઓ રાજા થાય એવી તેમની ઇચ્છા હતી.

૩. **અયો**ધ્યાની પૂર્વે ગંડકની પેલે પાર **મિ**થિલ રાજાઓનું રાજ્ય હતું. ત્યાંના રાજા **જ**નકને **સી**તા નામની એક અતિસુંદર કન્યા હતી. ઘણાખરા રાજાઓ આ કન્યા વરવા ઇચ્છતા હતા. પણ **સી**તાના પિતાએ વર પસંદ કરવાનું કામ તેને સોંપી તે માટે સ્વયંવર રચ્યો. **જ**નક પાસે તેના બાપદાદા તરફથી મળેલું એક ભારે ધનુષ્ હતું. આ ધનુષ્ જે કોઈ વાળે તેને પરણવાનો **સી**તાનો વિચાર હતો. ઘણા જુવાન રાજાઓ **મિ**થિલા નગરીમાં આવ્યા અને એક પછી એક તે ભારે ધનુષ્ વાળવાનો તેમણે પ્રયત્ન કર્યો; પણ સર્વ નિષ્ફળ થયા. તે ધનુષ એટલું બધું ભારે હતું કે કેટલાક તો તે ઉપાડી પણ શકયા નહિ. પણ **રા**મે આવીને સહેલથી તે વાળ્યું અને તેના ભાંગીને બે કકડા કર્યાં એટલે **સી**તાએ પોતાના પતિ તરીકે પસંદ કર્યાની નિશાની દાખલ તેમને વરમાળ પહેરાવી. ત્યારપછી **જ**નકે તેમને ઘણા ઠાઠ સાથે પરણાવ્યાં. લગ્ન કર્યાં પછી તેઓ દશરથના દરબારમાં રહ્યાં.

૪. જ્યારે દશરથ વૃદ્ધ થયો અને વધારે વખત જીવશે નહિ એમ લાગ્યું, ત્યારે યુવરાજ નીમવાનો ઠરાવ થયો. યુવરાજ એટલે વૃદ્ધ રાજાને રાજકાજમાં મદદ કરનાર અને તેનો કાળ થાય ત્યારે ગાદીનો વારસ થનાર નાનો રાજા. બધાએ **રા**મને માટે મત આપ્યો. સરદારો, વડીલ સભાસદો, અને લોકોએ **રા**મનાં ઘણાં વખાણ કર્યાં. વૃદ્ધ રાજાએ તેમને બોલાવ્યા અને કહ્યું કે “આવતી કાલે તમે યુવરાજ થશો.” શહેરમાં ઘેરઘેર આનંદ વધ્યો; કારણ કે બધા **રા**મને ચાહતા હતા.



રામ નિશાન મારતાં શીખે છે.

૫. પણ નાની રાણી કૈકેયી આ વાત સાંભળી બહુ ગુસ્સે થઈ. જમીન પર ચત્તીપાટ પડી તેણે પોતાનાં ઝવેરાત ફેંકી દીધાં અને રાજા તેને મળવા આવ્યા ત્યારે તેની સાથે વાત સરખી પણ કરી નહિ. આખરે, તેના છોકરા **ભ**રતને યુવરાજ બનાવવાનું અને **રા**મને ચૌદ વર્ષ વન મોકલવાનું રાજાએ કબૂલ કર્યું ત્યારેજ તે શાંત થઈ.

૬. વૃદ્ધ રાજા પોતાના વહાલા છોકરા **રા**મને વન મોકલવાનો વિચાર સહન કરી શકયો નહિ, તેથી તેને ઘણો પશ્ચાત્તાપ થયો. **અ**યોધ્યાના લોકો બધા પોતાના બહાદુર જુવાન રાજકુંવરને ચહાતા, તેથી તેઓ ગણા ગુસ્સે થયા. નહિ જવા માટે **કૌ**શલ્યાએ **રા**મના કાલાવાલા કર્યા, પણ તે તો ડગ્યાજ નહિ. તેમણે કહ્યું કે 'રાજાએ કૈકેયીને આપેલું વચન પાળવુંજ જોઈએ; છોકરાની પહેલી ફરજ એ છે કે બાપની આજ્ઞા માનવી.' તેમણે એકલા જવાનો વિચાર કર્યો; પણ **સી**તાએ ઘેર રહેવાની નાખુશી બતાવી. તેણે કહ્યું કે 'જ્યાં પોતાનો ધણી હોય, કાં તો તે ઘેર હોય કે દેશવટે ગએલો હોય, ત્યાં તેની સાથેજ રહેવું એ સ્ત્રીની ફરજ છે.' **રા**મનો ઓરમાન ભાઈ **લ**ક્ષ્મણ પણ તેમની સાથે જવાને તૈયાર થયો.

૭. **રા**મ, **સી**તા, અને **લ**ક્ષ્મણ જમનાની દક્ષિણે આવેલા જંગલી મુલકોમાં પ્રથમ ગયા અને ત્યાંથી મધ્ય **હિં**દમાં **વિં**ધ્યાચળની દક્ષિણે આવેલા દણ્ડકારણ્યમાં જઈ રહ્યા. તેઓ **અ**યોધ્યામાંથી નીકળ્યા ત્યારપછી વૃદ્ધ રાજા **દ**શરથ મરણ પામ્યો. કૈકેયીએ વિચાર્યું કે હવે મારો છોકરો **ભ**રત રાજ્ય કરશે; પણ તે ઘણો ભલો અને પ્રામાણિક હતો; **રા**મ પર તેની પ્રીતિ હતી. તે **રા**મની પાછળ ગયો અને તેમને પાછા આવી રાજ્ય કરવાને વિનતિ કરી. પણ **રા**મે પાછા ફરવાની નાખુશી જણાવી. તેમણે કહ્યું કે આપણા પિતાએ મને ચૌદ વર્ષ વન મોકલવાની કબુલાત આપી, ત્યારે મેં કહ્યું હતું કે હું તે પ્રમાણે વર્તીશ, તો રાજકુંવરે પોતાનું વચન પાળવુંજ જોઈએ. ચૌદ વર્ષ પૂરાં કર્યાં સિવાય મારાથી **અ**યોધ્યા પાછા આવી શકાશે નહિ.' આથી **ભ**રત એકલાને પાછા ફરવું પડ્યું. પણ તેણે પોતાના નામથી રાજ્ય કર્યું નહિ. **રા**મ હકદાર



રામ વન જાય છે.

રાજા છે એમ બતાવવાને તેણે તેમની પાદુકા ગાદી પર મૂકી તેમના તરફથી તેમના પાછાં આવતાં સુધી **અયોધ્યા**માં અમલ કર્યો.

૮. ઘાડા અરણ્યમાં **રામ** **સીતા** સાથે ઘણાં વર્ષ રહ્યા. તે અને **લક્ષ્મણ** દરરોજ શિકારે જતા હતા. આ વખતે દક્ષિણ **હિંદ**ના કેટલાક ભાગ પર **રાવણ** નામે એક બળવાન્ રાજા રાજ્ય કરતો હતો. તેને જંગલમાં રહેતી ખૂબસૂરત આર્યરાણી વિષે ખબર મળી, ત્યારે તે એક દિવસ **રામલક્ષ્મણ**ની ગેરહાજરીમાં તે રાણીની એકાંત ઝુંપડીમાં આવી તેને ઉંચકી **લંકા** ટાપુ જે હાલ **સિલોન** કહેવાય છે, ત્યાંના પોતાના મહેલમાં લઈ ગયો. **રાવણે** તેને પોતાની સાથે લગ્ન કરી **લંકા**ની રાણી થવાને બહુ સમજાવ્યું. પણ **સીતા**એ તેના તરફ દૃષ્ટિ સરખી પણ કરી નહિ. તેથી તેને ઝાડોની ઘટાની મધ્યમાં એક ઝુંપડીમાં રાખી સખત ચોકી પહેરા મૂકવામાં આવ્યા.

૯. **રામ** અને **લક્ષ્મણે** **પશ્ચિમઘાટ**ના **સુગ્રીવ** નામે બળવાન્ રાજા સાથે દોસ્તી કરી. **સુગ્રીવ** અને તેના લોકો કાળા હતા અને જંગલમાં રહેતા, તેથી આર્યો તેમને વાનર કહેતા. **સુગ્રીવે** પોતાના સરદાર **હનુમાન**ને મોટું લશ્કર આપીને **રામ**ની મદદે મોકલ્યો. તેની મદદથી **રામ** અને **લક્ષ્મણ** **લંકા** ગયા અને **રાવણ**ને મારી **સીતા**ને સહીસલામત પાછી લાવ્યા.

૧૦ વનમાં **ચૌદ** વર્ષ પૂરાં થયાં એટલે **રામે** **સીતા** તથા **લક્ષ્મણ** સાથે પાછા આવી **અયોધ્યા**માં ઘણાં વર્ષ રાજ્ય કર્યું. તેમણે અસલના આર્ય રાજાઓમાં **સૌથી** વધારે ખ્યાતિ મેળવી અને તેમના મરણ પછી **હિંદુ**ઓ તેમને દેવ તરીકે પૂજવા લાગ્યા. **રામ**ને **સીતા**થી **લવ** અને **કુશ** નામે બે પુત્ર થયા. હવે પછી બે મોટી રજપૂત જાતોનું વર્ણન આવશે, તે આ **લવ** અને **કુશ**ના વંશજો હોવાનો દાવો કરે છે.

---

# ૮. દ્રાવિડ લોકો

---

૧. આર્ય **લોક** ધીમે ધીમે આખા **હિંદુ**સ્તાનમાં એટલે **વિંધ્યા**ચળની ઉત્તરના **હિં**દના બધા પ્રદેશમાં પથરાયા એ આપણે જોઈ ગયા. આ વખતે દક્ષિણ **હિં**દમાં એક જુદીજ જાતના લોકો વસતા હતા તે **દ્રા**વિડ કહેવાતા. આર્યો ઉત્તર **હિં**દમાં આવ્યા તે પહેલાં કેટલીક મુદ્દત થયાં, અને કેવી રીતે, તેઓ દક્ષિણ **હિં**દમાં આવીને વસ્યા હતા તે આપણે ચોકસપણે જાણતા નથી. ઘણા વિદ્વાનો એમ ધારે છે કે જે રસ્તે થઈ આર્ય લોકો આવ્યા તેજ રસ્તે થઈને, પણ તેમના પહેલાં ઘણા વખત પર, તેઓ આવ્યા હતા અને સીધા દક્ષિણમાં ગયા હતા. વળી કેટલાકનું એમ ધારવું છે કે ઘણા વખત પર **હિં**દની દક્ષિણે **હિં**દી મહાસાગરમાંથી નીકળી આવેલો એક વિશાળ પ્રદેશ હતો, તે પ્રદેશમાંથી તેઓ આવ્યા હતા. હાલ મહાસાગરનું પાણી ફરી વળવાથી તે પ્રદેશ અદૃશ્ય થયો છે.

૨. પહેલાં સઘળા **દ્રા**વિડ એકજ ભાષા બોલતા; પણ કાળ જતો ગયો તેમ દક્ષિણ **હિં**દના જુદા જુદા ભાગોમાં વસતા લોકોની ભાષામાં ફેર પડવા લાગ્યો. તેઓ એકજ **દ્રા**વિડ ભાષાની જુદી જુદી અપભ્રંશ બોલીઓ બોલવા લાગ્યા. હાલ એ બોલીઓમાંની મુખ્ય **તા**મિલ, **તે**લંગુ, **મ**લાયલમ્, અને **કા**નડી છે.

૩. **દ્રા**વિડ લોકો પોતાની સાથે ઘણાં ઢોર લાવ્યા હતાં અને ગાયોનું દૂધ પીતા. આ દેશમાં વસ્યા પછી તેમણે ઘાડાં જંગલ કાપી નાખ્યાં, જમીન ચોખ્ખી કરી, ખેડી, અને ગામડાં વસાવી રહ્યા. દરેક ગામના લોકો પોતામાંના એકને મુખી બનાવી તેની આજ્ઞા પ્રમાણે ચાલતા. તેઓ નાગની અને ઝાડની પૂજા કરતા. દેવો પ્રત્યે તેમની પ્રીતિ નહોતી; પણ તેમનાથી તે ડરતા અને તે હેરાન ન કરે એવી પ્રાર્થના કરતા. દેવોને લોહી પીવું બહુ ગમે છે એમ તેઓ માનતા અને



દ્રાવિડોની નાગપૂજા

તેમને ખુશ કરવાને મરઘાં, બકરાં, તથા પાડાનો વધ કરતા. ઘણા ગરમ મુલકમાં હજારો વર્ષ રહેવાથી આ લોક ઘણા કાળા થઈ ગયા અને હાલ હિંદના બીજા ભાગોમાં વસનારા લોકો કરતાં તેઓ વધારે કાળા છે.

---

## ૯. પ્રાચીન હિંદુ સમય

### ઈ૦ સ૦ પૂ. ૧,૦૦૦થી ૩૦૦

૧. આશરે ઈ. સ. પૂર્વે ૧,૦૦૦થી આર્ય લોક 'આર્ય' મટી હિંદુ કહેવાવા લાગ્યા. ખરેખર, આ પહેલાં ઘણા વખતથી હિંદુ કોમ ધીમે ધીમે બનવા માંડી હતી. ઉત્તર હિંદમાં પાછાં ૧,૦૦૦ વર્ષ દર્મિયાન કદાવર, મજબુત, અને ગોરી ચામડીવાળા આર્યો ધીમે ધીમે પથરાયા હતા. વળી ત્યાં તેમના પહેલાં ઘણી મુદ્દત પર આવેલા

અને વેદમાં દસ્યુ કે દાસ કહેવાતા લોક વસતા હતા. આ દાસ લોકો ઘણું કરીને બહોળી તુરાની જાતના હોય એમ તેમનાં ચપટાં નાક પરથી જણાતું. તેમની સંખ્યા આર્ય લોક કરતાં ઘણી મોટી હતી; કદાચ પચાસ ગણી પણ હશે. પરંતુ હિંદુસ્તાનના ગરમ પ્રદેશમાં લાંબી મુદ્દત રહેવાથી તેઓ ઉત્તરમાંથી આવેલા ગોરા આર્ય લોક જેવા બહાદુર અને જોરાવર રહ્યા નહોતા. તેમની જુદી જુદી જાતોનાં નામ ઘણે ભાગે હાથ લાગતાં નથી. પણ તેમાંની એક કોમના લોકને મહાભારતમાં ભીલ અને બીજી એક કોમનાને નાગ લોક કહ્યા છે. આર્ય આવ્યા ત્યારે આ દાસ લોકોમાંના કેટલાક જંગલમાં જઈ ભરાયા. તેમાંના કંધ અને સંતાલ જાતના લોક હાલમાં દખ્ખણની ઈશાન સરહદ પરના ડુંગરોમાં રહે છે અને તેમની વસ્તી દસ લાખ ઉપર છે. ગોંડ લોક મધ્ય હિંદમાં રહે છે અને તેમની વસ્તી આશરે ૧૫ લાખ છે.

૨. બધા દાસ લોકોને આર્યોએ હાંકી કાઢ્યા નહોતા. તેમાંના ઘણાખરા તો ત્યાંજ રહી આર્યોની નોકરીમાં દાખલ થયા હતા. જે આર્યો પહેલવહેલા દેશમાં આવ્યા હતા તેમાંના કેટલાક આ લોકની સાથે ઘણી મુદ્દત રહેવાથી તેમની ભાષા શીખ્યા, તેમના મિત્ર બન્યા, તેમની કન્યા પરણ્યા, અને ધીમે ધીમે તેમની સાથે મળી ગયા. આ લોકોના વંશજો શુદ્ધ આર્યોની પંક્તિમાં નહિ ગણાવાથી તેમની જુદી વર્ણ બની.

૩. અસલના આર્યોના વખતમાં કુટુંબનો વડીલ પોતાના અને પોતાના છોકરાના સુખને માટે અગ્નિ તથા ઈંદ્ર દેવની પૂજા કરતો, તે અને તેના છોકરા જમીન ખેડતા તથા પહેરવા માટે લુગડાં વણતા. નાનાં છોકરાં ઢોર ચારતાં અને સ્ત્રીઓ ગાયો દોહતી, રૂ કાંતતી, તથા ઘરનું બીજું કામ કરતી. લડાઈને પ્રસંગે માણસો તરવાર તથા તીરકામઠાં લઈ પોતાની કોમના સૌથી વધારે ડાહ્યા અને બહાદુર નરની સરદારી નીચે લડવા જતા. આ સરદાર 'લડાઈમાં દેવોની મદદ' માગતો અને લડાઈ પૂરી થયા પછી તેમણે કરેલી મદદ માટે ઉપકાર માનતો.

૪. પણ જેમ જેમ આર્યો ઉત્તર હિંદમાં પ્રસરતા ગયા તેમ તેમ તેમને લડાઈમાં એટલું બધું રોકાવું પડ્યું કે કુટુંબના વડીલો અને કોમના સરદારોને જૂની વેદની પૂજા તથા મંત્ર શીખવાની ફુરસદ મળી નહિ. આથી દરેક કોમમાંથી કેટલાક માણસોને માત્ર આજ કામ અલાહિદું સોંપવામાં આવ્યું. વખત જતાં આ લોકોને કોમના બીજા માણસો પવિત્ર ગણવા લાગ્યા અને તેમની એક જુદી વર્ણ કે જાત બની. તેઓ બ્રાહ્મણ કહેવાયા; કારણ કે તે વખતે તેમના મુખ્ય દેવને તેઓ બ્રહ્મ કહેતા હતા.

૫. વળી સરદાર તથા લડવૈયાને લડાઈના કામથી ફારક થઈ ખેતી કે બીજું કામ કરવાની ફુરસદ મળતી નહિ એમ માલમ પડવાથી દરેક કોમના ઘણા જોરાવર માણસોને માત્ર લડાઈનુંજ કામ સોંપવામાં આવ્યું. આ લોકોનો સરદાર 'રાજા' કહેવાયો અને તેમની જુદી વર્ણ કે જાત બની તે ક્ષત્રિયવર્ણ કહેવાઈ. ઘણી મુદ્દત લગી આ ક્ષત્રી લોકો પંક્તિમાં બ્રાહ્મણો જેવાજ ગણાયા, પણ પાછળથી તેમના કરતાં ઉતરતી પંક્તિમાં મુકાયા.

૬. કોમના બાકીના લોકો જે જમીન ખેડતા, લુગડાં વણતા, તથા બીજું પરચુરણ કામ કરતા, તે વૈશ્ય કહેવાયા. હિંદી આર્યોની આ ત્રીજી વર્ણ કે જાત ગણાઈ.

૭. પ્રથમ આવેલા આર્યોનાં આ દેશની સ્ત્રીઓ સાથે લગ્ન થવાથી થએલાં છોકરાં અને આર્યો સાથે મૈત્રી કરી તેમના ભેગા મળી ગએલા અસલના તુરાની લોકો એ બેની એક મિશ્ર જાત બની, તે ચોથી શૂદ્ર વર્ણ કહેવાઈ. આ શૂદ્ર વર્ણ ચારે વર્ણોમાં સૌથી મોટી હતી. વૈશ્ય લોક ઘણી મુદ્દત પછી આ શૂદ્ર લોક સાથે ભળી ગયા હોય એમ જણાય છે.

૮. જે જંગલી તુરાની લોકોએ આર્યો સાથે મૈત્રી કરી નહિ તેમને આર્યોએ વશ કરી ગુલામ બનાવ્યા. તેઓ સૌથી નીચા ગણાયા અને ચંડાળ કે બહારવસિયા કહેવાયા. તેમને ગામમાં પણ વસવા દેતા નહિ, તેથી તેઓ ઝુંપડા બાંધી રહેતા.

૯. આ પ્રમાણે ઘણી મુદ્દત પછી એટલે આજથી ઓછાંમાં ઓછાં ત્રણ હજાર વર્ષ પર, (ચાર વર્ણવાળી) હિંદુ કોમ બની. આ હિંદુ કોમના (સ્થળને અનુસરીને) ઘણા વિભાગ પડ્યા. દરેક વિભાગમાં પોતાનો રાજા, પોતાનો બ્રાહ્મણ કે ગોર, પોતાના ક્ષત્રિય કે લડવૈયા, પોતાના શૂદ્રો કે સાધારણ લોકો, અને પોતાના ચંડાળ કે ગુલામ હતા. મોટાં શહેર અને દેવળો બંધાયાં તથા ઘણા દેવો પૂજાવા લાગ્યા. જૂનાંમાં જૂનાં શહેરોમાંનું એક કાશી કે બનારસ હતું. કેટલીક મુદ્દત પછી આ ચાર વર્ણ ઉપરથી કામ કે ધંધાને અનુસરીને જુદી જુદી સેંકડો જ્ઞાતિ બની. આ જ્ઞાતિભેદ હાલ પણ છે. એક જ્ઞાતિના લોકો બીજી જ્ઞાતિનો ધંધો કરી શકતા નથી. તેમજ જુદી જુદી જ્ઞાતિના લોકોનો એક બીજા સાથે ભાણાવ્યવહાર કે કન્યાવ્યવહાર



કાશી કે બનારસ

નથી. આવો જ્ઞાતિભેદ માત્ર હિંદના હિંદુઓમાંજ જોવામાં આવે છે; દુનિયામાં બીજે કંઈ નથી.

૧૦. આ બધી મુદ્દત દર્મિયાન હિંદુ ધર્મનું સ્વરૂપ પણ ધીમે ધીમે ઘડાયું. આર્ય લોકોના જૂના દેવ ઇંદ્ર અને અગ્નિ વિસારે પડ્યા, અથવા તેમની ઘણી થોડી પૂજા થવા લાગી. આર્યોના અને તુરાની લોકોના ધર્મનું મિશ્રણ થઈ તેમાંથી નવો હિંદુ ધર્મ બન્યો. આ ધર્મમાં બ્રહ્મા, વિષ્ણુ, અને શિવ, એ મુખ્ય દેવો સ્થપાયા અને બીજા પણ અગણિત દેવો દાખલ થયા. એવીજ રીતે જૂની આર્ય ભાષા સંસ્કૃત અને પહેલાંના વખતમાં ઉત્તર હિંદમાં બોલાતી તુરાની ભાષાનું મિશ્રણ થઈ પછીના કાળમાં બોલાતી જુદી જુદી હિંદુ ભાષાઓ બની. આ હિંદુ ભાષામાંથી હિંદમાં હાલમાં બોલાતી બંગાળી, હિંદી, વગેરે ભાષાઓ નીકળી છે.

૧૧. હિંદુની ચાર વર્ણ બંધાઈ રહેતાં કેટલો વખત લાગ્યો તે કહી શકાતું નથી; પણ આપણે એટલું તો જાણીએ છીએ કે મનુના વખતમાં તે બંધાઈ રહી હતી. મનુએ મનુસ્મૃતિ નામનું આ કાળના છેવટના ભાગમાં, એટલે આશરે ઇ. સ. ની પૂર્વે ૫૦૦ વર્ષ પર, પુસ્તક લખ્યું, તેમાં તે કહે છે કે હિંદુઓના બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, અને શૂદ્ર એવી ચાર વર્ણમાં ભાગ પડ્યા હતા. તેમાં મિશ્ર વર્ણની એટલે શૂદ્રની સંખ્યા મોટી થઈ.

૧૨. સુમારે ઇ. સ. પૂ. ૧,૦૦૦થી ૩૦૦ સુધીના એટલે લગભગ ૭૦૦ વર્ષના આ કાળને આપણે પ્રાચીન હિંદુ સમય, અથવા બ્રાહ્મણોની સત્તા તે વખતે ઘણી હતી તેથી બ્રાહ્મણોનો સમય કહીશું.

---

# ૧૦. પ્રાચીન હિંદુ રાજ્યો

## ઈ૦ સ૦ પૂર્વે—૧,૦૦૦થી ૩૦૦

૧. અસલની આર્ય ટોળીઓના સરદારો ઉત્તર હિંદની મુખ્ય નદીઓને કાંઠે કાંઠે ધીમે ધીમે આગળ વધ્યા અને આસપાસના ફળદ્રુપ પ્રદેશમાં પથરાયા. વૈદિક કાળમાં તેઓ સિંધુ નદીના પ્રદેશમાં પ્રસર્યાં; ત્યારપછીના કાળમાં તેમણે ગંગા અને જમનાના ઉપલા પ્રદેશમાં પાંચ મોટાં શહેરો અને રાજ્યો સ્થાપ્યાં; પછી તેઓ ઉત્તરમાં હિમાલયમાંથી અને દક્ષિણમાં વિંધ્યાચળમાંથી ગંગા નદીમાં વહેતી નદીઓને કાંઠે કાંઠે પ્રસર્યા અને છેવટે, મહાનદી, ગોદાવરી, અને દખ્ખણની નદીઓના પ્રદેશમાં જઈ બધે વસ્યા.

૨. પ્રાચીન હિંદુ સમયમાં મોટાં હિંદુ રાજ્યો ઘણાં હતાં. ઘણી જગાએ ક્ષત્રી રાજાઓ અને કેટલેક સ્થળે શૂદ્ર રાજાઓ રાજ્ય કરતા હતા. કેટલાંક રાજ્યમાં એકના એક વંશમાં સેંકડો વરસ સુધી ગાદી રહી હતી. તેઓ એક બીજા સાથે લડાઈમાં ઉતરતા અને પાછળના સમયની માફક જોરાવર લોકો નબળાને તાબે કરતા. દરેક રાજ્યમાં પોતાની અલાહિદી કચેરીઓ, પોતાના અમીરો, પોતાના લડવૈયા, પોતાના કવિ, અને પોતાના પુરોહિતો હતા. આમાંનાં ઘણાંખરાં રાજ્યોનાં નામ પણ હાલમાં હાથ લાગતાં નથી, માત્ર થોડાનાંજ નામ મળી આવે છે.

૩. આ સમયનું સૌથી વધારે જોરાવર અને પ્રસિદ્ધ રાજ્ય મગધ કે દક્ષિણ બિહારનું હતું. આ રાજ્ય ગંગા નદીને લીધે વિદેહના એટલે ઉત્તર બિહારના રાજ્યથી જુદું પડતું. મગધમાં જુદા જુદા વંશોએ એક પછી એક સેંકડો વરસ સુધી રાજ્ય કર્યું હતું અને એમ પણ કહેવાય છે કે તેણે ધીમે ધીમે ગંગાના પ્રદેશનાં બીજાં ઘણાંખરાં રાજ્યોને જીતી લીધા હતાં.

૪. હાલમાં જે બંગાળનો મુલક કહેવાય છે તેના પૂર્વ ભાગનું નામ આ કાળમાં વંગ અને પશ્ચિમ ભાગનું અંગ હતું અને ઓઢિઆનો પ્રદેશ કલિંગ રાજ્યને તાબે હતો. માળવાનો રમણીય ડુંગરી પ્રદેશ જેમાં ચંબલ નદી વહે છે તેનું નામ અવન્તી હતું અને અવન્તીની દક્ષિણનો જે મુલક હાલ ગુજરાત કહેવાય છે ત્યાં સૌરાષ્ટ્ર રાજ્ય હતું. દખ્ખણમાં ગોદાવરીની આસપાસના નીચાણ પ્રદેશમાં અંધ્ર રાજ્ય હતું.

૫. આ કાળમાં ઉત્તર હિંદનો ધર્મ અને ઘણાખરા રીતરિવાજ દક્ષિણ અને મધ્ય હિંદમાં બધે દાખલ થયા. બ્રાહ્મણો દેશમાં બધે ફરી પોતાના ધર્મ, પોતાના રીતરિવાજો, અને પોતાની ભાષા દાખલ કરતા ગયા. દક્ષિણ હિંદની દ્રાવિડ પ્રજાએ બ્રાહ્મણોના ઘણા દેવોને પોતાના કરીને માન્યા અને તેમની ભાષામાં બ્રાહ્મણો તરફથી આવેલા ઘણા સંસ્કૃત શબ્દો દાખલ થયા. ઉત્તર હિંદના આર્ય લોકોએ દક્ષિણ હિંદના લોકોને હથિયારને બળે નહિ, પણ પોતાની વિદ્વત્તા અને પ્રવીણતાને બળે વશ કર્યાં. દ્રાવિડ લોકોએ પણ આ વખતે મોટાં શહેરો અને દેવળો બાંધ્યાં હતાં, મોટા રાજ્યો સ્થાપ્યાં હતાં, અને જ્ઞાનમાં પણ વધારો કર્યો હતો. પરંતુ ઉત્તરના બ્રાહ્મણો તેમના કરતાં જ્ઞાન અને સુધારામાં બહુ આગળ હતા. ધર્મની બાબતો તેમના મગજમાં ઉતરવાથી અને ભાષામાં ઘણો ફેરફાર કરવાથી તેમણે બતાવી આપ્યું કે દ્રાવિડો કરતાં અમે ચઢિયાતા છીએ. દ્રાવિડો હજી પોતાના ઘણાખરા જૂના મત અને જૂના દેવો રાખી રહ્યા. જેમ ઉત્તરમાં હિંદુ ધર્મ જૂના આર્ય મતો અને જૂના તુરાની મતોના મિશ્રણથી બન્યો, તેવીજ રીતે ઉત્તરના હિંદુ ધર્મમાં દ્રાવિડ લોકોના પત્થર, ઝાડ, સાપ, અને ભૂતપિશાચ પ્રત્યે આકીનના જૂના વિચારો દાખલ થઈ દક્ષિણનો હિંદુ ધર્મ બન્યો.

૬. દક્ષિણ હિંદમાં જે ફેરફાર થયા તેવા મધ્ય હિંદમાં પણ થયા. ઉત્તરમાંથી બ્રાહ્મણો અને હિંદુ વેપારીઓ ધીમે ધીમે દક્ષિણમાં

બધે દાખલ થયા અને જ્યાં ગયા ત્યાં પોતાના દેવો, પોતાની ભાષા, અને પોતાના રીતરિવાજ સાથે લેતા ગયા. કેટલાક જમાના પછી આખા હિંદુસ્તાનમાં હિંદુ ધર્મ દાખલ થયો. દરેક પ્રજાએ પોતાની અસલ ભાષા કાયમ રાખી; પણ તેમાં સંસ્કૃત શબ્દો લીધા, તેમજ દરેક પ્રજાએ પોતાના જૂના દેવો કાયમ રાખ્યા; પણ તેમની સાથે તેઓ ઉત્તર હિંદના ઘણા દેવોની પણ પૂજા કરવા લાગ્યા. વિદ્વાન્ બ્રાહ્મણો પોતે જે સ્થળમાં જઈ રહેતા તે સ્થળની ભાષા બોલતા; પરંતુ તેમનાં ધર્મપુસ્તકો સંસ્કૃત ભાષામાંજ લખાએલાં હતાં અને તેઓ તે ભાષા સારી રીતે લખીવાંચી જાણતા હતા.

૭. દક્ષિણ હિંદમાં ઘણા પ્રાચીન કાળથી ચાર મોટાં રાજ્યો હતાં; (૧) છેક દક્ષિણે તામિલ પ્રદેશમાં પાંડ્ય રાજ્ય હતું. તેની રાજધાની મદુરામાં હતી, (૨) પાંડ્ય રાજ્યની ઉત્તરે અને તામિલ પ્રદેશમાંજ ચોલ રાજ્ય હતું, તેની રાજધાની કાંચી કે કાંજીવરમમાં હતી, (૩) કર્ણાટક પ્રદેશ જે હાલ મ્હેસૂર કહેવાય છે તેમાં ચેરા રાજ્ય હતું, અને (૪) પશ્ચિમઘાટ તથા દરિયાની વચ્ચેનો પ્રદેશ જે હાલ મલબાર અને ત્રાવણકોરને નામે ઓળખાય છે ત્યાં કેરલ રાજ્ય હતું. આ જૂનાં રાજ્ય વચ્ચે અને તેમાં મુખ્યત્વે કરીને ચોલ અને પાંડ્ય એ બે તામિલ રાજ્ય વચ્ચે નિરંતર ઝઘડા ચાલતા હતા. કેટલાક વિદ્વાનોનું એમ ધારવું છે કે ઉત્તર હિંદમાંથી ક્ષત્રી રાજાઓએ આવીને આ રાજ્યો સ્થાપ્યાં હતાં અને કેટલાકનો એવો મત છે કે દ્રાવિડ રાજાઓનું ત્યાં અસલથીજ રાજ્ય હતું. એવું કહેવાય છે કે અગસ્ત્ય નામનો બ્રહ્મર્ષિ પહેલવહેલો દક્ષિણ હિંદમાં આવ્યો હતો. એ પાંડ્ય રાજાની કચેરીમાં રહ્યો હતો અને એણે લોકોને બ્રાહ્મણ ધર્મનો ઉપદેશ કર્યો હતો. પશ્ચિમઘાટનું એક ઊંચાંમાં ઊંચું શિખર આ અગસ્ત્યના નામ ઉપરથી અગસ્ત્ય મલાઈ કહેવાય છે.

---

# ૧૧. પ્રાચીન હિંદુ સમયમાં વિદ્યાકળા

## ઇ૦ સ૦ પૂર્વે ૧,૦૦૦થી ૩૦૦

૧. આર્યો હિંદુસ્તાનના ફળદ્રુપ પ્રદેશમાં વસ્યા ને ત્યારપછી બ્રાહ્મણોની જુદી વર્ણ બની ત્યારથી તેમને અભ્યાસને માટે પુષ્કળ વખત મળવા લાગ્યો. તેમને હવે લડવાનું કે જમીન ખેડવાનું કામ રહ્યું નહિ. તેમની સઘળી જરૂરીઆતો બીજી વર્ણના લોકો પૂરી પાડતા. તેઓ દેવોના મંત્ર અને સ્તુતિ ભણી રહ્યા એટલે તેમનું દિવસનું કામ પૂરૂં થતું. તેમને વેદ મોંઢે કરવા પડતા, તેથી કેટલોક વખત જતો ખરો; તોપણ કવિતા રચવાને, કાયદા બનાવવાને, અને હુન્નર કળા શીખવાને તેમને વખત મળતો.

૨. આ બ્રાહ્મણોના સમયમાં હિંદુ કાવ્યો 'મહાભારત' અને 'રામાયણ' રચાયાં એમ આપણે પહેલાં કહી ગયા છીએ. દરેક કાવ્યમાં વ્યાસ અને વાલ્મીકિએ રાજારાણીની કચેરીઓમાં ગવાતી બીજી કવિતાઓ પણ દાખલ કરી. આ કાવ્યોમાં અસલના આર્ય રાજાઓનાં પરાક્રમ દેવોની વાર્તાઓ સાથે જોડીને વર્ણવ્યાં છે.

૩. બ્રાહ્મણોએ પોતાની સંસ્કૃત ભાષાનો ઘણો સારો અભ્યાસ કર્યો. તેમણે તે ભાષાનાં વ્યાકરણ બનાવ્યાં. સૌથી વધારે પ્રસિદ્ધ વ્યાકરણકાર મહાન્ પાણિનિ નામે થયો. તેનો વ્યાકરણનો ગ્રંથ આજ સુધી લખાયલાં હરકોઈ ભાષાનાં વ્યાકરણોમાં જોકે સૌથી શ્રેષ્ઠ નહિ, તોપણ શ્રેષ્ઠમાંનો એક ગણાય છે.

૪. આ જૂના જમાનાના હિંદુઓને રાત્રીસમયે આકાશ તરફ નીહાળીને જોતાં, ચંદ્ર આકાશમાં ફરતો માલમ પડ્યો, તે ઉપરથી તારાનાં જે ૨૮ ઝુમખાંમાં થઈને ચંદ્ર પ્રવાસ કરતો જણાયો તે

ઝુમખાંને નામ આપીને તેમણે ખગોળશાસ્ત્ર રચવા માંડયું. તેમણે આ દરેક ઝુમખાને ચંદ્રનું ઘર કહ્યું. વળી ચંદ્ર પોતાની પૂર્ણાવસ્થામાં તારાનાં જે ૧૨ ઝુમખાંમાં થઈને જતો જણાયો તે ઝુમખાં ઉપરથી તેમણે વરસના બાર મહીનાનાં નામ આપ્યાં.

૫. તેઓએ સંખ્યા કે ગણિતનો પણ અભ્યાસ કર્યો અને દશકની મદદથી ગણવાની રીત દશકપદ્ધતિ કહેવાય છે તે ખોળી કાઢી. આ પદ્ધતિ તેમની પાસેથી પશ્ચિમની બીજી જાતો શીખી. યજ્ઞને માટે કુંડ કે વેદિ બનાવતાં તેમને ભૂમિતિનું જ્ઞાન થયું. તેઓને ચોરસ, વર્તુળ, અને ત્રિકોણનું પૂર્ણ જ્ઞાન હતું.

૬. આ અસલના હિંદુઓએ વળી આત્મા, આસપાસની દુનિયા, ઈશ્વર, માણસ, મન, અને ભૂત, તથા ભવિષ્ય વિષે લાંબા વખત સુધી મનન કર્યું અને તે સંબંધી પોતાના મત લખી કાઢ્યા. આખરે, આ બાબતમાં છ પ્રકારના ભિન્ન ભિન્ન મત જાહેર થયા. તે તત્ત્વજ્ઞાનના કે વસ્તુઓના ખરા જ્ઞાનના માર્ગ કહેવાય છે. આ મતના પ્રસારક છ જુદા જુદા ઋષિઓ કે વિદ્વાનો હતા.

૭. કપિલે **સાંખ્ય** મત પ્રવર્તાવ્યો. તેણે કહ્યું કે જે હું અથવા બીજો કોઈ માણસ જોઈ, સ્પર્શ કરી, કે સિદ્ધ કરી શકે તેજ હું ખરૂં માનું છું. વેદની આજ્ઞાઓ અને દેવના અસ્તિત્વથી હું વિમુખ છું. આખી દુનિયા જે સ્થિતિમાં આપણા જોવામાં આવે છે તે સ્થિતિ એ પ્રકૃતિમાંથી પોતાની મેળે વધીને પહોંચી છે. પ્રકૃતિ અનાદિ છે, પણ તેનું રૂપ હમેશ બદલાય છે. દુનિયામાં ખરૂં જોતાં ફક્ત બે વસ્તુઓ છેઃ પ્રકૃતિ (કુદરત) અને પુરુષ (આત્મા). આ વસ્તુઓ અનાદ્યનન્ત છે. માણસનો આત્મા કેટલોક વખત તેના શરીરમાં રહે છે અને તે દર્મિયાન જે સારાં કે ખોટાં કર્મ તે કરે છે તે મુજબ ઊંચ કે નીચ પ્રાણી અથવા છોડના શરીરમાં જાય છે. જ્યારે આત્માને સંપૂર્ણ જ્ઞાન થાય છે ત્યારે તે કોઈ શરીરમાં પ્રવેશ કરતો નથી, પણ નિરંતર આત્મરૂપે અળગો રહે છે.

૮. પછી યોગ મત નીકળ્યો. ઇ. સ. પૂ. સુમારે ૨૦૦ વર્ષ પર પતંજલિએ આ મત પ્રવર્તાવ્યો. તેણે કહ્યું કે 'એક મહાન્ આદિકારણ કે પરમાત્મામાંથી સઘળી વસ્તુઓ ઉદ્દભવી છે. કેવળ પરમાત્મા વિષેજ મનન કરવાથી અને બીજી બધી બાબતો વેગળી મૂકવાથીજ આત્મા પ્રકૃતિથી છૂટો પડી શકે અને પરમાત્મામાં ભળી જાય.'

૯. ત્યારપછી ગૌતમે એક મત પ્રવર્તાવ્યો. તે ન્યાય મત કહેવાય છે. તર્ક કરીને સત્યો શી રીતે ખોળી કાઢવાં તે તેણે શિખવ્યું. ગૌતમ પણ કહેતો કે 'સઘળી વસ્તુઓ ઇશ્વરમાંથી ઉદ્દભવે છે. પરંતુ આત્મા અનાદિ છે. જ્યારે આત્મા પૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કરે છે, ત્યારે તે શરીર સાથેનો પોતાનો સંબંધ તજી દે છે અને નિરંતર આત્મરૂપે અળગો રહે છે.'

૧૦. પછી કણાદે વૈશેષિક મત પ્રવર્તાવ્યો. તેણે કહ્યું કે 'દુનિયા અણુની બનેલી છે. આ અણુ અનાદિ છે અને કદી બદલાતાં નથી, પણ દુનિયાના સ્વરૂપમાં નિરંતર ફેરફાર થાય છે. આત્મા વિષે તેનો મત કપિલના જેવોજ છે.'

૧૧. ત્યારપછીના બે મત વેદાન્ત મત કહેવાય છે. બંને પાછા વેદના વિચારો સ્વીકારે છે. આમાંનો પહેલો મત જૈમિનિએ પ્રવર્તાવ્યો, તેને પૂર્વ મીમાંસા કહે છે. તે બ્રાહ્મણ ગ્રંથોનું અનુકરણ કરીને કહે છે કે માણસો પોતાના ધર્મ ભૂલી ગયા છે તે હું શિખવું છું. તેમનો ધર્મ એ છે કે વેદની આજ્ઞાઓ પાળવી, તેમાં જણાવેલી સ્તુતિ કરવી, અને મંત્ર ભણવા તથા બીજાં દાન આપવાં. પણ ઇશ્વર વિષે જૈમિનિ કંઇ કહેતો નથી.

૧૨. બીજો વેદાન્ત મત બાદરાયણ વ્યાસે (મહાભારત લખનાર વ્યાસે નહિ) પ્રવર્તાવ્યો. આ મતને ઉત્તર મીમાંસા કહે છે. તે ઉપનિષદ્‌નાં વચનને અનુસરીને કહે છે કે "બ્રહ્મમાંથી

સઘળી વસ્તુઓ ઉદ્‌ભવે છે અને તેમાંજ સઘળી વસ્તુઓ એટલે પ્રકૃતિ તથા આત્મા બંને આખરે પાછાં સમાશે અને ત્યારેજ તે પૂર્ણ આત્મા થશે. એવા ઈશ્વરને સર્વ માણસોએ ભજવો જોઈએ. જેમ ચણગારી દેવતાનો અંશ છે તેમ જીવ આત્માનો અંશ છે. આત્મા સત્ત્વ અને જ્ઞાનની સીમાએ પહોંચે છે, ત્યારેજ ઈશ્વર સાથે ભળી જાય છે; પરંતુ ત્યાંસુધી એક દેહમાંથી બીજા દેહમાં પ્રવેશ કર્યા કરે છે. આ વેદાન્ત મતને વળી અદ્વૈત (જેમાં ભિન્નતા નહિ પણ ઐક્ય બતાવ્યું છે તે) કહે છે; કારણ કે તેમાં એવું જણાવ્યું છે કે આત્મા અને પ્રકૃતિ એ ભિન્ન ભિન્ન વસ્તુઓ નથી, પરંતુ એકજ વસ્તુઓનાં એટલે પરમાત્માનાં જુદાં જુદાં રૂપ છે."

૧૩. બ્રાહ્મણો બીજી હિંદુ વર્ણના ગુરુ હતા, તેમણે બધા લોકોને વ્યવહારકાર્યમાં અનુસરવાના નિયમો ઘડી કાઢ્યા. આ પ્રમાણે યજ્ઞના દરેક ભાગને અનુસરતા નિયમો, તરેહવાર ભોજનના નિયમો, ઘરસંસારના નિયમો, અને આડે માર્ગે જનારના સંબંધમાં શિક્ષાના નિયમો રચાયા. આ બધા નિયમો ટૂંકી ગદ્ય લીટીઓમાં હતા અને મોઢે કરવામાં આવતા. આ લીટીઓને સૂત્ર કહે છે. મનુસ્મૃતિના પુસ્તકમાં રાજાએ કેવી રીતે રાજ્ય કરવું અને ગુના કરનારને કેવી રીતે શિક્ષા કરવી તે સંબંધી નિયમો આપ્યા છે. આ કાળમાં તે સૂત્રમાં લખાયું અને ત્યારપછીના જમાનામાં પદ્યમાં તેનું રૂપાન્તર થયું.

# ૧૨. બુદ્ધ

## ઇ૦ સ૦ પૂર્વે ૫૫૭થી ૪૭૭

૧. આશરે ૨,૫૦૦ વર્ષ ઉપર પ્રાચીન હિંદુ સમય કે બ્રાહ્મણોની સમયના છેવટના ભાગમાં બળવાન્ કોસલ રાજ્યથી સહેજ પૂર્વમાં શાકય જાતના લોકો ઉપર શુદ્ધોદન નામનો ક્ષત્રી રાજા રાજ્ય કરતો હતો. તેની રાજગાદી બનારસની ઉત્તરે આશરે ૧૦૦ માઇલને છેટે રોહિણી નદીને કાંઠે આવેલા કપિલવસ્તુ નગરમાં હતી. શુદ્ધોદન જાતે બહાદુર લડવૈયો હતો અને પોતાના ગૌતમ નામના એકના એક છોકરાને પોતાના જેવો શૂર વીર બનાવવા માગતો હતો. તેણે તેને ભાલા, ધનુષ્, અને તરવાર વાપરતાં શિખવ્યું હતું. ગૌતમ ૧૮ વર્ષનો થયો ત્યારે તેનું યશોધરા નામની એક સુંદર સ્ત્રી સાથે લગ્ન કરવામાં આવ્યું હતું અને પરણ્યા પછી દસ વર્ષે તેને એક પુત્ર થયો હતો.

૨. ગૌતમ નાનપણથીજ હમેશ વિચારમાં લીન રહેતો. તેની વાણી નમ્ર અને અંતઃકરણ કોમળ હતું. પોતે દયાનો ભંડાર હતો. શિકારે જતો ત્યાં ઘણી વાર નિર્દોષ હરણને ચરતું જોઈ તે ખેંચેલા બાણે થોભતો. 'આ બિચારા જીવને મારે શા માટે ઈજા કરવી' એમ કહી તે બાણ ભાથામાં પાછું મૂકતો અને શિકાર કર્યા વિના ઘેર પાછો આવતો. શરતમાં ઘણી વાર જ્યારે પોતાનો ઘોડો થાકતો અને હાંફી જતો ત્યારે તે અટકતો અને શરત હારતો પણ ઘોડાને દુઃખ દેતો નહિ.

૩. એક દિવસ વસંત ઋતુમાં ગૌતમના પિતા તેને રમણીય ખેતરો જોવા તેડી ગયા. તેઓ ઘોડેસવાર થઈ ધીમે ધીમે વાડીઓ તથા કુવાથી, લીલાં ઘાસથી, અને અનાજનાં ખેતર તથા ફળવાળાં ઝાડોથી શણગારાયલી ભૂમિ જોતા જોતા જતા હતા, ત્યારે પ્રથમ તો ગૌતમને

ઘણો આનંદ થયો. પણ એવામાં એક જગ્યાએ એક હળખેડુ તેની નજરે પડયો. તે એક દુબળા બળદની પીઠ પર સોળ પડ્યા હતા, છતાં તેને મારી મારીને આગળ હાંકતો હતો. તેણે તે બળદને એટલો બધો માર્યો કે તે આખરે દુ:ખથી અધમુઓ થઈ નીચે પડયો. આગળ જતાં ગૌતમે એક બાજને કબુતરનો શિકાર કરતાં જોયું. સહજ આગળ જતાં તેણે એક કબુતરને માખોનો શિકાર કરતાં દીઠું. આ બધી હકીકતથી તે ઘણો ખિન્ન થઈ ઘેર આવ્યો.

૪. કેટલાક દિવસ પછી ગૌતમને એક વખત સ્વપ્નું આવ્યું. તેણે બિલકુલ ચાલી શકે નહિ તથા ટટાર પણ પરાણે રહી શકે એવો ઘડપણને લીધે ઘણો અશક્ત થઈ ગએલો એક માણસ દીઠો અને 'ગૌતમ, તું પણ આવો વૃદ્ધ અને અશક્ત થઈશ.' એવો અવાજ સાંભળ્યો. વળી તેણે દુ:ખથી બૂમો પાડતો એક ઘણો માંદો માણસ જોયો અને 'ગૌતમ, તું પણ એક દિવસ આવી રીતે માંદો પડીશ' એવો અવાજ સાંભળ્યો. વળી ત્યારપછી તેણે એક ઘણો અક્કડ તથા ટાઢો થઈ ગયલો મુએલો માણસ જમીન પર પડેલો જોયો અને 'ગૌતમ, તારે પણ એક દિવસ આવી રીતે મરવું પડશે.' એવો અવાજ સાંભળ્યો.

૫. ત્યારપછી બીજે દિવસે ગૌતમ પોતાના પિતા, સ્ત્રી, તથા બાળકને તજી દઈ ચાલ્યો. આ વખતે તેની ઉમર ૩૦ વર્ષની હતી. તે જંગલમાં જઈને રહ્યો. ક્ષત્રી કુંવરના વેષમાં પોતાને માથે જે લાંબા કેશ હતા તે તેણે મુંડાવી નાખ્યા, પોતાનો રાજકીય પોશાક કાઢી નાખ્યો, અને ગરીબ ભિખારીનાં ફાટ્યાંતૂટ્યાં કપડાં પહેર્યાં. સાત વર્ષ સુધી તે અરણ્યમાં રહ્યો અને દુનિયામાં પોતાની આસપાસ જોવામાં આવતાં દુ:ખ, પાપ, અને શોચના શી રીતે દૂર કરી શકાય તેનું તેણે મનન કર્યું. પહેલવહેલો તે મગધની રાજધાની રાજગૃહ, (હાલના પટણા પરગણામાં) નજીકના જંગલમાં જઈ બે વાનપ્રસ્થ બ્રાહ્મણો પાસે તેમના ચેલા તરીકે રહ્યો; પણ બ્રાહ્મણો તેને સુખનો માર્ગ બતાવી શક્યા નહિ. ત્યારપછી તે પટણાની દક્ષિણે ઘાડા



બુદ્ધ ગયાનો જૂનો સુધારેલો મિનારો

જંગલમાં જઈ રહ્યો અને ૬ વર્ષ સુધી તેણે તપ અને ઉપવાસથી પોતાનું શરીર ગાળી નાખ્યું. પણ આખરે તેને એમ લાગ્યું કે આવી રીતે કરવાથી હું પણ જાતે સુખી થઈશ નહિ અને બીજાને સુખનો માર્ગ બતાવી શકીશ નહિ. જે સ્થળે ગૌતમે આ છ વર્ષ ગાળ્યાં તે સ્થળનું, ત્યાં બુદ્ધ ગયાનું દેહેરૂં છે તે ઉપરથી આજે પણ ભાન થાય છે.

૬. આખરે, એક દિવસ ગૌતમ પીપળાના ઝાડ નીચે વિચારમાં લીન થઈ બેઠો હતો ત્યારે તેને જ્ઞાન થયું અને નિર્વાણ તથા શાન્તિનો માર્ગ સૂઝયો. આ માર્ગ એ છે કે નીતિમાન્ ચોખ્ખી અને પવિત્ર જિંદગી ગાળવાથી અને પ્રાણિમાત્ર તરફ દયાભાવથી વર્તવાથી માણસ આ ભવમાં અને હવે પછીના ભવમાં સુખી થઈ શકે છે, ઉપવાસથી અને દેહદમનથી થતો નથી. ગૌતમને આ ખરો રસ્તો લાગ્યો અને તેથી તેણે તેને મધ્યસ્થ માર્ગ કહ્યો. જે ઝાડ નીચે ગૌતમને આ જ્ઞાન થયું તે ઝાડ ઘણા જમાના સુધી બોધિસત્ત્વ ઝાડને નામે ઓળખાયું.

૭. ત્યારપછી તે જંગલ છોડી માણસના વાસમાં આવ્યો અને તેણે બુદ્ધ નામ ધારણ કર્યું. બુદ્ધ એટલે જેને બુદ્ધિ કે જ્ઞાન થયું છે તે. તે પહેલવહેલો કાશી કે બનારસ ગયો ને સ્ત્રીપુરુષ બંનેને ઉપદેશ કરવા લાગ્યો. ત્રણ માસમાં તેણે ૬૦ શિષ્ય કર્યા અને તેમને પોતે જે જે શિખવ્યું હતું તેનો ઉપદેશ કરવા મોકલ્યા. ત્યારપછી તે રાજગૃહમાં ગયો, ત્યાં રાજા અને તેની રૈયતે તેનો નવો ધર્મ સ્વીકાર્યો. તે કપિલવસ્તુમાં પોતાના વૃદ્ધ પિતા પાસે ગયો. પહેલાં તે રાજકુમારને વેષે ઘર છોડીને નીકળ્યો હતો અને હવે બોડે માથે, પીળાં વસ્ત્ર પહેરી, હાથમાં એક તુંબીપાત્ર લઈ ભિખારીને વેષે પાછો ત્યાં આવ્યો. તેના પિતા, સ્ત્રી, અને જુવાન છોકરાએ, તથા આખી શાકય કોમે તેનો બોધ સાંભળ્યો અને તેઓ તેનાં શિષ્ય થયાં. ત્યારપછી ૪૫ વર્ષ સુધી એટલે તે ૮૦ વર્ષની પાકી વયનો થયો ત્યાંસુધી તેણે

પોતાના નવા બૌદ્ધ માર્ગનો ઉપદેશ કર્યો. આખા મગધ અને કોસલ મુલકમાં (જે હાલ બહાર અને અયોધ્યા તથા આગ્રા પ્રાન્તો કહેવાય છે ત્યાં) બધે તે ફર્યો.

## ૧૩. બૌદ્ધ માર્ગ

૧. બુદ્ધ જાતે એવો પવિત્ર હતો અને તેનો ઉપદેશ એવો સરળ હતો કે ઘણાક લોકો તેના અનુયાયી બન્યા. ગરીબ અને તવંગર, ઊંચ અને નીચ, સઘળી વર્ણ અને ધર્મનાં સ્ત્રીપુરુષોને તેનો ઉપદેશ યથાર્થ લાગ્યો અને તેમણે બૌદ્ધ ધર્મ સ્વીકાર્યો. સાધારણ લોકોએ તેનો બોધ ખુશીથી સાંભળ્યો. તે કહેતો કે 'મારા પવિત્ર બંધારણમાં સઘળા મનુષ્ય સરખાં અને સ્વતંત્ર છે. જે લોકો નિષ્કલંક અને પવિત્ર જિંદગી ગાળે છે, સાચું બોલે છે, અને પાપ કરતા નથી, તેમનામાં કોઈ ઊંચુંનીચું નથી.'

૨. બુદ્ધનો ઉપદેશ એ હતો કે આ ભવમાં અને હવે પછીના ભવમાં માણસની સ્થિતિનો આધાર તેનાં કૃત્યો, જેને તે કર્મ કહેતો, તે પર છે. પાપને પરિણામે દુઃખ હોવુંજ જોઈએ અને સારાં કર્મને પરિણામે શાન્તિ તથા સુખ હોવાંજ જોઈએ. દેવોને યજ્ઞો વડે સંતોષવાથી પાપ ધોવાઈ જતું નથી. ધર્મગુરુની યાચનાથી કોઈનું ભલું થતું નથી. માણસ જાતે જે કરે છે તેનાં ફળ તે ભોગવે છે. મુઆ પછી માણસનો આત્મા બીજા માણસ અથવા પ્રાણીઓનાં શરીરમાં દાખલ થાય છે અને ઘણી વખત પુનર્ભવ પામે છે. જ્યારે માણસનાં પાપ અને દુઃખનો અંત આવે છે, જિંદગીમાં બધાં સુખ અને દુઃખ તે ભોગવી

રહે છે, અને તેનાં સારાં કૃત્ય નઠારાં કૃત્યથી વધારે હોય છે, ત્યારેજ તેના આત્માને છેવટનો આરામ મળે છે. ત્યારથી તેનો આત્મા હમેશને માટે પૂર્ણ શાન્તિ પામે છે. આ આરામને બુદ્ધ નિર્વાણ કહેતો.

૭. જેમને માણસોની દુનિયાથી દૂર રહી શાન્ત અને પવિત્ર જિંદગી ગાળવા ઇચ્છા થઈ તેમને બુદ્ધે સાધુ અને સાધ્વીના પવિત્ર વર્ગમાં દાખલ કર્યાં. તેઓ માથાં મુડાવતાં, પીળાં વસ્ત્ર પહેરતાં, ભિક્ષા વડે ગુજરાન નિભાવતાં, અને વિહાર કે મઠમાં રહી શાન્તપણે વિચાર કરવામાં અને અધ્યયનમાં પોતાનો વખત ગાળતાં. આ વિહાર કે મઠ ઘણું કરીને ડુંગરના પાસામાં આવેલી ગુફામાં હતો. મગધ પ્રદેશમાં તે વખતે આવા વિહાર એટલા બધા બંધાયા કે તે ઉપરથી તે પ્રદેશનું નામ બદલાઈ જઈ વિહાર કે બિહાર નામથી તે ઓળખાવા લાગ્યો અને હાલ પણ તે બહાર કહેવાય છે.



અજંટામાં બૌદ્ધ સાધુઓના ગુફા

૪. **બુદ્ધ** પોતાના શિષ્યોને કહેતો કે તમારે પોતે નીતિને માર્ગે ચાલવું એટલુંજ નહિ, પણ બીજાને તે રસ્તે દોરવવાને પ્રયત્ન કરવો. તેઓ પોતાના ગુરુની આજ્ઞા પ્રમાણે વર્ત્યા અને બુદ્ધની હયાતીમાં લાખો **હિંદુ** બૌદ્ધ ધર્મમાં દાખલ થયા. **મગધ**ના રાજા **બિંબિસારે** પણ તે ધર્મ સ્વીકાર્યો અને વખત જતાં કરોડો લોકોએ તેના બોધનો અંગીકાર કર્યો. આશરે ૧,૦૦૦ વર્ષ સુધી બૌદ્ધ માર્ગ **હિંદ**નો મુખ્ય ધર્મ રહ્યો.

૫. ઇ. સ. પૂ. ૪૭૭માં **બુદ્ધ** મરણ પામ્યો ત્યારે તેના ૫૦૦ શિષ્યો **પટણા**ની નજીકની એક મોટી ગુફામાં તેનાં વચનો અને શિક્ષણસૂત્રો એકઠાં કરવા મળ્યા. તેમણે પોતાના મહાન્ ગુરુનાં વચનો સંભારી રાખવાને પદ્યમાં જોડ્યાં. આ વચનોના તેમણે ત્રણ (પિટક) ભાગ પાડ્યા; બુદ્ધે પોતાના શિષ્યોને કહેલાં વચનો, તેમને માટે નક્કી કરેલા નીતિના નિયમો, અને તેના માર્ગનો ઉપદેશ કે મત. આ પહેલી મોટી બૌદ્ધ સભા હતી. ત્યારપછી સો વર્ષે ૭૦૦ સાધુની બીજી સભા કેટલીક તકરારોનું સમાધાન કરવાને ઇ. સ. પૂ. ૩૭૭માં મળી. પછી ઇ. સ. પૂ. ૨૪૨માં એટલે ૧૩૫ વર્ષ પછી **મગધ**ના મહાન્ રાજા **અશોકે પટણા**માં ત્રીજી સભા મેળવી. ચોથી અને છેલ્લી સભા ત્યારપછી ૩૦૦ વર્ષે **હિંદ**ના વાયવ્ય કોણમાં અમલ કરતા કનિષ્ક નામના **સિથિયન** રાજાએ મેળવી.

૬. ઇ. સ. પૂ. ૩૦૦થી ઇ. સ. ૭૦૦ સુધીના ૧,૦૦૦ વર્ષના આ કાળને આપણે બૌદ્ધ સમય કહી શકીશું; કારણ કે આ દર્મિયાન બૌદ્ધ ધર્મ ધીમે ધીમે પ્રસરતાં **હિંદ**નો મુખ્ય ધર્મ બન્યો.

૭. આ સમયના પ્રથમ ભાગમાં **ગ્રીક** અને **સિથિયન** લોકો **હિંદ**માં આવ્યા તેથી આપણે પહેલવહેલાં તેમના વિષે હકીકત કહીશું; પછી તે કાળના મહાન્ રાજાઓ અને રાજ્યો તથા વિદ્વત્તા અને વિદ્વાનોનો ઇતિહાસ લઈશું.

# ૧૪. જૈન લોકો

૧. જે અરસામાં બુદ્ધે બૌદ્ધ માર્ગનો ઉપદેશ કર્યો તેજ અરસામાં વર્ધમાન નામના બીજા એક ક્ષત્રી રાજાએ મહાવીર નામ ધારણ કરી બૌદ્ધ ધર્મને ઘણી બાબતોમાં મળતો પંથ સ્થાપ્યો. શ્રીમહાવીર જિન ( પવિત્ર મહાપુરુષ ) કહેવાયા, તેથી તેમણે સ્થાપેલો પંથ જૈન પંથ અને તેમના અનુયાયીઓ જૈનમાર્ગી કહેવાય છે. કેટલાક વિદ્વાનોનો એવો મત છે કે જૈન માર્ગ બૌદ્ધ માર્ગ પહેલાં સ્થપાયો અને જૈનો પોતે પણ એમ કહે છે. શ્રીમહાવીરે પણ ઉત્તર હિંદમાં બોધ કર્યો. તેમના મરણ પછી આશરે ૨૦૦ વર્ષ મગધમાં ચંદ્રગુપ્ત રાજા રાજ્ય કરતો હતો. તે વખતે ભારે દુકાળ પડયો, તેથી ઘણા જૈનો તે ભાગ છોડી દક્ષિણમાં કર્ણાટક પ્રદેશ, જે હાલ મ્હૈસૂર અને કાનડા કહેવાય છે, ત્યાં જઈ વસ્યા. આમાંના કેટલાક હજી પણ ત્યાં રહે છે. આ વખતે જૈન માર્ગના બે પંથ પડયા, શ્વેતાંબર અને દિગંબર. શ્વેતાંબર પંથીઓ પોતે ધોળાં વસ્ત્ર પહેરે છે. તેઓ તથા દિગંબર પંથીઓ પ્રતિમાઓને બિલકુલ લુગડાં પહેરાવતા નથી. હજી હિંદના જુદા જુદા ભાગમાં ૧૫,૦૦,૦૦૦ જૈન માર્ગીઓ વસે છે. બૌદ્ધ માર્ગીઓની પેઠે જૈનોમાં પણ સંસારત્યાગી સાધુઓ હોય છે અને તેમની પેઠે તેઓ નાનાં પ્રાણીની પણ હિંસા કરતા નથી. તેઓ વળી કર્મ અને નિર્વાણ માને છે અને માણસોનો આત્મા મુઆ પછી બીજા પ્રાણીના શરીરમાં પ્રવેશ કરે છે તથા વારંવાર જન્મ લે છે એવો મત ધરાવે છે. જૈનો પોતાનાં દહેરાં માણસના વાસથી દૂર ઘાડાં જંગલોમાં અને ડુંગરામાં બાંધે છે અને તેમાં તથા તેમની નજીકમાં પોતાના મોટા જિનોની પ્રૌઢ પ્રતિમાઓ બેસાડે છે. દક્ષિણ હિંદમાં કાનડા જિલ્લામાં કર્કલ આગળ આવી

એક પ્રતિમા ગુમટા (ગૌતમ કે બુદ્ધ) ને નામે ઓળખાય છે, તે ૪૨ ફૂટ ઊંચી પર્વતમાં કોતરી કાઢેલી છે.



કર્કલમાં જૈન પ્રતિમા

૨. ગુજરાતમાં પાલિતાણામાં એટલાં બધાં ભવ્ય જૈન દહેરાં છે કે તે દહેરાંનું શહેર કહેવાય છે. તેમાંનાં કેટલાંક આશરે ૧,૮૦૦ વર્ષનાં જૂનાં છે. ગિરનારમાં કેટલાંક ઘણાં જૂનાં અને સુંદર દહેરાં છે. હિંદમાં સૌથી વધારે સુંદર ગણાતાં બે દહેરાં છે. ૩૦૦ માઈલ દૂરથી ધોળો શુદ્ધ આરસપહાણ લાવીને તે બાંધેલાં છે. એક આશરે ૧,૦૦૦ વર્ષ પર અને બીજું ૮૦૦ વર્ષ પર બાંધેલું છે.

# ૧૫. હિંદમાં ગ્રીક લોકો

૧. અત્યારસુધી હિંદ અને હિંદના લોકો વિષેની સઘળી હકીકત હિંદમાં લખાયલાં પુસ્તકોમાંથીજ લીધી છે. આ પુસ્તકોમાં બનાવોની તારીખ ચોકસ અને ભરોસો રાખવા જેવી નથી. વળી તેમાં જોડી કાઢેલી વાર્તા અને કથા પુષ્કળ છે, તેને આપણે ઐતિહાસિક હકીકત કહી શકીએ નહિ. પરદેશી લેખકો તરફથી ચોકસ સાલ સાથે જે પહેલવહેલો હિંદનો હેવાલ આપણને મળ્યો છે તે ગ્રીક લોકોએ લખેલો છે.

૨. ઇરાનમાં ગએલા આર્યોએ ત્યાં જબરૂં રાજ્ય સ્થાપ્યું હતું. સુમારે બુદ્ધના વખતમાં, એટલે ઈ. સ. પૂ. ૫૦૦ વર્ષ પર, ઇરાનનો રાજા સિંધુ નદીથી ભૂમધ્ય સમુદ્ર સુધીના એશિઆના પશ્ચિમ ભાગના તમામ પ્રદેશ પર રાજ્ય કરતો હતો. હાલ એશિઆ માઇનર, ઇરાન, અફગાનિસ્તાન, તુર્કસ્તાન, અને સિંધુ નદીની પશ્ચિમનો પંજાબનો ભાગ, એટલા મુલકનો તે પ્રદેશમાં સમાવેશ થાય છે.

૩. તે વખતે ઇરાનના ઝર્કસીસ નામે એક રાજાને પોતાના તાબામાં આવો વિસ્તીર્ણ મુલક હોવા છતાં નિરાંત વળી નહિ. તેણે વગર વિચારે એક મોટું લશ્કર લઈ એશિઆ તથા યુરોપની વચ્ચે આવેલી સામુદ્રધુની ઓળંગી ગ્રીસ પર ચઢાઇ કરી. ગ્રીક લોકોએ તેને હરાવ્યો અને ભારે કતલ સાથે પાછા હાંકી કાઢયો.

૪. તે વખતના ગ્રીક લોકો યુરોપની સઘળી આર્ય જાતોમાં સૌથી વધારે વિદ્વાન્, બહાદુર, તથા આગળ પડતા હતા. ઝર્કસીસની હાર પછી ઘણી મુદ્દતે ગ્રીસમાં અલેકઝાન્ડર નામે રાજા થયો. તેણે ગ્રીક પર હુમલો કરવા બદલ ઇરાની લોકોને સજા કરવા માટે ઇરાન પર ચઢાઈ કરવાનો નિશ્ચય કર્યો. આશરે ૩૫,૦૦૦ બહાદુર ગ્રીક સિપાઈઓનું નાનું લશ્કર લઈ તેણે હિમ્મતથી ઇરાનના રાજ્ય તરફ કૂચ કરી.

૫. અલેક્ઝાન્ડરને વીસ વર્ષની નાની ઉમરે રાજ્ય મળ્યું હતું. આ વખતે તેની ઉમર ૩૦ વર્ષની હતી. તે ઘણો બહાદુર અને હોંશિયાર લડવૈયો હતો. ઇતિહાસમાં તે મહાન્ અલેક્ઝાન્ડર નામે ઓળખાય છે. તેણે એશિઆ માઇનર તથા ઈરાનનો તમામ મુલક જીતી લીધો, અને ઇરાનના રાજા ડરાયસ સાથે જેટલી લડાઈઓ લડ્યો તે બધીમાં તેના લશ્કરને હરાવ્યું. ત્યારપછી તેણે તુર્કસ્તાન તથા અફગાનિસ્તાન એ બે દેશો પૂરા જીત્યા અને ઘણી મુદ્દત પર જે માર્ગે આર્યો હિંદમાં આવ્યા હતા તેજ ખૈબરઘાટને રસ્તે તે હિંદમાં પેઠો.

૬. પંજાબના પોરસ નામે એક ક્ષત્રી રાજાએ અલેક્ઝાન્ડરને પાછો કાઢવાનો પ્રયત્ન કર્યો. ઝેલમ નદીને કાંઠે ભારે યુદ્ધ થયું. તેમાં અલેક્ઝાન્ડર અને તેના ગ્રીક લઢવૈયાઓએ પોરસ તથા તેના ક્ષત્રીઓને સખત હાર ખવડાવી. લડાઈ પૂરી થયા પછી પોરસને કેદી તરીકે અલેક્ઝાન્ડરની સન્મુખ આણ્યો ત્યારે તે ગ્રીક રાજાએ તેને પૂછ્યું કે 'મારે તમારી સાથે કેવી રીતે વર્તવું?' પોરસે કહ્યું, 'રાજા ગણીને.' અલેક્ઝાન્ડર આ જવાબથી ખુશ થયો અને તેને છૂટો કરી પહેલાંની પેઠે રાજ્ય કરવા દીધું.

૭. પછી અલેક્ઝાન્ડરે ગંગાના પ્રદેશમાં જઈ આખું હિંદુસ્તાન જીતવાનો વિચાર કર્યો. પણ તેના સિપાઇઓ થાકી ગયા હતા, તેથી તેમણે તેની સાથે આગળ વધવાની ના પાડી. તેઓ વળી કેટલીક મુદ્દત થયાં પોતાનો દેશ છોડીને આવ્યા હતા, માટે ત્યાં પાછા જવાને તત્પર હતા. આથી અલેક્ઝાન્ડરને પાછા ફરવું પડ્યું. રસ્તામાં એશિઆ માઇનરના બાબિલન શહેરમાં તે તાવથી મરણ પામ્યો.

૮. અલેક્ઝાન્ડરના મરણ પછી તેનું મોટું રાજ્ય તેના સરદારો વચ્ચે વહેંચાઈ ગયું. હજારો ગ્રીક સિપાઇઓ તુર્કસ્તાન ( જેને ગ્રીક લોકોએ બાક્ટ્રિઆ નામ આપ્યું ) અને ઇરાનમાં રહ્યા, તે દેશની સ્ત્રીઓ પરણ્યા, અને ત્યાંજ વસ્યા. તુર્કસ્તાન કે બાક્ટ્રિઆમાં ગ્રીક




પોરસ અલેક્ઝાન્ડરને તરવાર આપી શરણુ થાય છે.

રાજાઓએ સો વર્ષ સુધી રાજ્ય કર્યું. **અલેક્ઝાન્ડર** પછી **બાક્ટ્રિઆનો** રાજ્યકારભાર તેના સરદાર **સેલ્યુકસ**ના હાથમાં આવ્યો. તેણે **પંજાબ** પોતાના તાબામાં લેવા પ્રયત્ન કર્યો, પણ **અલેક્ઝાન્ડર** **હિંદ** છોડીને ગયો ત્યારપછી **મગધ**ના રાજા **ચંદ્રગુપ્તે** તે દેશ જીતી લીધો હતો, તેની આગળ **સેલ્યુકસ**નું કંઈ નહિ ચાલ્યાથી તેણે સલાહ કરી. **ચંદ્રગુપ્તે** **સેલ્યુકસ**ને ૫૦૦ હાથી આપ્યા અને **સેલ્યુકસે** **પંજાબ** પરનો પોતાનો હક છોડી દીધો. વળી **સેલ્યુકસે** **ચંદ્રગુપ્ત**ને પોતાની દીકરી પરણાવી અને તેના દરબારમાં **મેગાસ્થિનિસ** નામના એક **ગ્રીક** એલચીને મોકલ્યો.

૯. ઇ. સ. પૂર્વે ૩૨૭માં **મહાન્** **અલેક્ઝાન્ડર**ની સરદારી નીચે **ગ્રીક** લોકોએ **હિંદુસ્તાન** પર ચઢાઈ કરી તે બનાવ **હિંદ**ના ઇતિહાસમાં ઘણો અગત્યનો છે; કારણ કે આ ઇતિહાસમાં જે ચોકસ તારીખ પહેલવહેલી આપણને મળી આવે છે તે આ બનાવની તારીખ છે. **અલેક્ઝાન્ડર**ની સાથે કેટલાક વિદ્વાન્ આવ્યા હતા અને તેમણે **હિંદ**માં જે જે જોયું તથા સાંભળ્યું તેનો હેવાલ લખી લીધો હતો. તેમણે લખેલો ખરો હેવાલ મળી આવતો નથી, પણ બીજા **ગ્રીક** લેખકોએ તેની નકલ કરી લીધી હતી તે ઉપરથી રચાયલા ગ્રંથો હાલ આપણી પાસે છે. વળી **અલેક્ઝાન્ડર** પછી આશરે વીસ વર્ષે **મેગાસ્થિનિસ** **પટણા**માં એલચી તરીકે આવ્યો ત્યારે તેણે જે જે જોયું તથા સાંભળ્યું તે લખી લીધું હતું.

૧૦. **મેગાસ્થિનિસ** કહે છે કે આ વખતે જે **હિંદ** પુરુષો મારા જોવામાં આવ્યા તે સત્યવાદી અને બહાદુર હતા અને સ્ત્રીઓ સદાચરણી તથા પવિત્ર હતી. ગુલામગીરી નહોતી. લોકોને એક બીજા પર વિશ્વાસ હતો. ચોરનો ભય નહોતો, તેથી બારણે તાળું દેવાની જરૂર પડતી નહિ. કાયદાની સલાહ ભાગ્યેજ કોઈ લેતું. **હિંદુ**ઓમાં કેટલાક ગોરા અને કેટલાક કાળા હતા. ગોરા તે ઊંચી જાતના આર્યો-બ્રાહ્મણ અને ક્ષત્રિય હોવા જોઈએ અને શૂદ્ર તથા બીજી હલકી જાતના લોકો કાળા હતા. દરેક ગામમાં દરેક જાતના અને દરેક ધંધો કરનાર

લોકો વસતા હતા. બધાં મળીને હિંદમાં ૧૧૮ રાજ્ય હતાં. દરેક રાજ્યના લોકો સુખી હતા અને સલાહશાંતિમાં રહેતા.

૧૧. ગ્રીક લોકો બાકિટ્રઆમાં સુમારે સો વર્ષ રહ્યા. ત્યારપછી **તાતાર** કે **તુરાની** (જેમને ગ્રીક લોક સિથિયન કહેતા) લોકોની જબરી ટોળીઓએ તેમને બાકિટ્રઆ તથા ઇરાનમાંથી હાંકી કાઢ્યા, તેથી તેઓ એક વખત ફરીથી હિંદમાં આવ્યા. આ બનાવ સુમારે ઇ. સ. પૂ. ૨૦૦માં બન્યો. ત્યારપછી ગ્રીક રાજાઓએ બસેં વર્ષ સુધી અફગાનિસ્તાન તથા પંજાબમાં રાજ્ય કર્યું. પરંતુ હિંદમાં આવી વસેલા ગ્રીક લોકોની સંખ્યા જુજ હતી અને પોતાના દેશ સાથે તેમને સંબંધ રહ્યો નહોતો, તેથી તેઓ ધીમે ધીમે પંજાબના લોકો સાથે મળી ગયા અને ત્યારથી ગ્રીક તરીકેનો તેમનો ઇતિહાસ બંધ પડ્યો.

---

## ૧૬. સિથિયન લોકો

### ઇ૦ સ૦ ૧થી ૬૦૦

૧. ગ્રીક લોકો મધ્ય એશિઆને સિથિયા, અને ત્યાં વસતી જંગલી **તાતાર** જાતોને સિથિયન કહેતા. આ સિથિયનોને હિંદુ લેખકો શક અને તેમના દેશને શકદ્વીપ (શક લોકોની ભૂમિ) કહે છે. મુસલમાનો તેમને તુરાની અને તેમના દેશને તુરાન કહે છે.

૨. મહાન્ અલેક્ઝાન્ડરના સમય પછી સુમારે બસેં વર્ષે આ સિથિયનોએ ગ્રીક લોકોને બાકિટ્રઆ તથા ઇરાનમાંથી હાંકી કાઢ્યા. ગ્રીક લોકો પંજાબમાં જઈ વસ્યા અને કેટલીક મુદ્દત પછી સિથિયનો પણ તેમની પાછળ હિંદમાં પેઠા. ઇ. સ.ની શરૂઆતમાં

સિથિયનોએ હિંદુસ્તાનના વાયવ્ય કોણમાં કાશ્મીર, અફગાનિસ્તાન, તથા પંજાબના મુલકમાં જબરૂં રાજ્ય સ્થાપ્યું અને હિંદમાં તે વખતે બૌદ્ધ ધર્મ પ્રબળ હતો તેથી તેમણે પણ તે સ્વીકાર્યો.

૩. કનિષ્ક નામના સિથિયન રાજાએ બહુ ખ્યાતિ મેળવી. તેણે ઇ. સ. ૪૦માં ચોથી મોટી બૌદ્ધ સભા બોલાવી.* આ સભાએ બૌદ્ધ માર્ગના મતોમાં કેટલાક ફેરફાર કર્યા અને મધ્ય એશિઆ, ચીન, તથા ટિબેટમાં તે ધર્મનો આ સુધારેલા રૂપમાં ઉપદેશ કરવા સાધુઓ મોકલ્યા. આથી ઇ. સ. પહેલાં ત્રીજા સૈકામાં અશોકની સત્તાએ નક્કી કરેલા અને એશિઆના દક્ષિણ ભાગમાં ચાલતા બૌદ્ધ મતોથી એશિઆના ઉત્તર ભાગમાં ચાલતા મતો કંઈક જુદા પડે છે. કનિષ્ક પોતાની કચેરી કાશ્મીરમાં તેમજ પંજાબમાં કરતો; પરંતુ હિંદના વાયવ્ય કોણનો તમામ મુલક તથા કાબુલ અને તુર્કસ્તાન તેના તાબામાં હતાં અને ચીન ઉપર પણ તેણે ચઢાઈ કરી હતી એમ કહેવાય છે. ઇ. સ. ૭૮થી શરૂ થતો શક નામનો સંવત્ તેણે ચલાવ્યો એમ કહેવાય છે.

૪. ઇ. સ.ની શરૂઆતથી ૪૦૦ વર્ષ સુધી સિથિયન લોકોની ઘણી ટોળીઓ એક પછી એક હિમાલયના ઘાટોમાં થઈ હિંદમાં આવી અને વાયવ્ય કોણના મુલકમાં વસી. કેટલાક વિદ્વાનોનું એમ ધારવું છે કે પંજાબમાં અર્ધી વસ્તી જાટ લોકોની છે. જાટ લોકો આ સિથિયનોના વંશના છે. વળી રજપૂતોની ઘણી જાતો આ વખતે આવેલા શક લોકોની ઓલાદ છે એમ પણ કેટલાક માને છે.

૫. આ બધો વખત ઘણા ક્ષત્રી રાજાઓ સિથિયનોની સામે લડ્યા અને તેમને હિંદમાંથી હાંકી કાઢવાને મથ્યા. આખરે, વિક્રમાદિત્ય નામના એક હિંદુ રાજાએ તેમની સત્તા છેક તોડી પાડી. આ વિક્રમાદિત્યનો હેવાલ હવે પછીના પ્રકરણમાં આવશે.

---

# ૧૭. બૌદ્ધ સમયના મહાન્ રાજાઓ અને રાજ્યો

## ઇ૦ સ૦ પૂર્વે ૩૦૦થી ઇ૦ સ૦ ૭૦૦—૧૦૦૦ વર્ષ સુધી

૧. પ્રાચીન હિંદુ સમયમાં ઉત્તર હિંદમાં મગધનું રાજ્ય સૌથી વધારે પ્રસિદ્ધ હતું એ આપણે પહેલાં કહી ગયા છીએ. હાલ જે બહાર કહેવાય છે તે પ્રદેશમાં આ રાજ્ય હતું. પહેલાના જમાનામાં ત્યાં વિદેહ રાજાઓનું રાજ્ય હતું. બૌદ્ધ સમયમાં પહેલાંના વખત કરતાં પણ વધારે મગધની ખ્યાતિ થઈ હતી. બુદ્ધના વખતમાં મગધનો રાજા બિમ્બિસાર નામે હતો, તેણે તેનો ઉપદેશ સાંભળી બૌદ્ધ માર્ગ સ્વીકાર્યો હતો. તે વખતે મગધની ગાદી રાજગૃહમાં હતી. બિમ્બિસારના વંશ પછી મગધમાં શૂદ્ર જાતના રાજાનો અમલ થયો. આ વંશ તેના સ્થાપનારના નામ ઉપરથી નંદવંશ કહેવાયો. તેમની રાજગાદી શોણ અને ગંગા નદીના સંગમ પર આવેલા પાટલિપુત્ર નગરમાં હતી. જ્યારે મહાન્ અલેક્ઝાન્ડરે હિંદ પર ચઢાઈ કરી ત્યારે આ કુટુંબના ચંદ્રગુપ્ત નામના એક સરદારે તે વખતના ગાદી-પતિને હાંકી કાઢવાની ઇચ્છાથી તેની (અલેક્ઝાન્ડરની) પાસે જઈ મગધનું રાજ્ય તાબે કરવા કહ્યું; પણ અલેક્ઝાન્ડરના યોદ્ધાઓની એટલે દૂર જવાની ઇચ્છા નહિ હોવાથી, તેણે તેમ કરવાની ના પાડી. અલેક્ઝાન્ડર હિંદ છોડીને ગયો ત્યારપછી ચંદ્રગુપ્તે જબરૂં લશ્કર એકઠું કર્યું. તેણે નંદ રાજાને માર્યો અને પોતે ઇ. સ. પૂર્વ ૩૧૬માં મગધનો રાજા થયો.

ચંદ્રગુપ્તના અમલમાં મગધનું રાજ્ય ઉત્તર હિંદના આજ સુધીના કોઈ પણ હિંદુ રાજ્ય કરતાં વધારે પ્રસર્યું. એમ કહેવાય છે કે ગંગાના નીચાણ પ્રદેશથી ઉપર ઠેઠ પંજાબ સુધી આર્યાવર્ત ભૂમિમાં બધે તે રાજ્યનો અમલ હતો; એટલે વિદેહ, પાંચાલ, કોસલ, અને

**કાશી** એ જૂનાં આર્ય રાજ્યોનો બધો **પ્રદેશ** તેના તાબામાં હતો. **ચંદ્રગુપ્તે** સ્થાપેલો વંશ તેની મા **મુરાના** નામ ઉપરથી **મૌર્યવંશ** કહેવાયો. તેણે **પાટલિપુત્રમાં** સુમારે ૩૦ વર્ષ અમલ કર્યો. **બાક્ટ્રિઆ** કે **તુર્કસ્તાનમાં** **અલેક્ઝાન્ડર** પછી **સેલ્યુકસ** નામનો **ગ્રીક** રાજા થયો તેની સાથે સલાહ કરી તેની કન્યાને તે પરણ્યો, એ હકીકત પહેલાં આવી ગઈ છે. **ચંદ્રગુપ્તના** દરબારમાં **મેગાસ્થિનિસ** નામનો એક **ગ્રીક** એલચી ૮ વર્ષ રહ્યો હતો. તેણે **મગધના** રાજ્યનો અને તે વખતના **હિંદુઓના** રીતરિવાજનો પૂરો હેવાલ લખ્યો છે. આ હેવાલમાં તે જણાવે છે કે '**પાટલિપુત્ર** ૯ માઇલ લાંબું અને ૨ માઇલ પહોળું વિશાળ નગર હતું. **મગધના** રાજા પાસે ૬,૦૦,૦૦૦ પાયદળ અને ૪૦,૦૦૦ ઘોડેસવારનું જબરૂં લશ્કર હતું; અને તે ડહાપણથી અમલ કરતો હતો.'

૩. **ચંદ્રગુપ્તનો** પૌત્ર અને **મૌર્ય** વંશનો ત્રીજો રાજા **અશોક** ઇ. સ. પૂર્વે ૨૬૪માં ગાદીએ આવ્યો. તેણે **ચંદ્રગુપ્ત** કરતાં પણ વધારે ખ્યાતિ મેળવી. તે બૌદ્ધ જમાનાનો સૌથી વધારે જબરો રાજા હતો; તેથી તેને ઘણી જગાએ મહાન્ **અશોક** કહે છે. તે નાનો હતો ત્યારે લડાઈનો બહુ શોખીન હતો. કલિંગ કે **ઓઢિઆ** જીતી પોતાના વિસ્તીર્ણ રાજ્યમાં વધારો કરવાની ઇચ્છાથી તેણે ત્રણ વર્ષ લડી તે **પ્રદેશ** વશ કર્યો હતો. એમ કહેવાય છે કે આ લડાઈમાં લાખો માણસ મરાયાં, તેમનાં દુઃખ જોઇને તેને એટલી બધી લાગણી થઈ કે તેનો સ્વભાવ છેક બદલાઈ ગયો. ત્યારપછી તેણે લડાઈ નહિ કરવાનો અને **બુદ્ધના** ઉપદેશ પ્રમાણે ચાલવાનો નિશ્ચય કર્યો. તેણે બૌદ્ધ ધર્મને **મગધનો** રાજ્યધર્મ બનાવ્યો અને **પ્રિયદર્શી** નામ ધારણ કર્યું. તેનો પોતાનો છોકરો ભિક્ષુ કે બૌદ્ધ સાધુ અને તેની છોકરી બૌદ્ધ આર્યા બની અને તેમને તેણે **સિલોન** સુધી બૌદ્ધ માર્ગનો ઉપદેશ કરવા મોકલ્યાં. બીજી બૌદ્ધ સભા મળ્યાને ૩૦૦ વર્ષ થઈ ગયાં હતાં અને બૌદ્ધ માર્ગમાં ઘણા ફેરફાર થયા હતા, તેથી તેણે તે માર્ગ પૂર્વની શુદ્ધ સ્થિતિમાં પાછો લાવવાને ઇ. સ. પૂ. ૨૪૪માં હજાર વડીલોની ત્રીજી મોટી સભા

બોલાવી. તેઓએ **પાટલિપુત્રમાં** મળી બુદ્ધનાં સઘળાં પવિત્ર વચનો એકઠાં કરી **માગધી** કે **પાલી** ભાષામાં લખાવ્યાં. અશોકની દેખરેખ નીચે આ સભામાં લખાયલાં પુસ્તકો આજે ૨,૦૦૦ વર્ષથી વધારે મુદ્દત થયાં એશિઆની દક્ષિણના બૌદ્ધમાર્ગી દેશોમાં વપરાય છે. અશોકે કાશ્મીર, કંદહાર, ટિબેટ, બ્રહ્મદેશ, દખ્ખણ, અને સિલોનમાં બૌદ્ધ માર્ગનો ઉપદેશ કરવાને સાધુઓ મોકલ્યા.

૪. અશોકે આજ્ઞા ઘડી કાઢી અને તે આખા હિંદમાં ખડકો અને પત્થરના સ્તંભો પર કોતરાવી. આ પૈકી કેટલીક હજી પણ વાંચી



અલાહાબાદમાં અશોકનો સ્તંભ

શકાય તેવી છે. તેમાંની એક અલાહાબાદમાં છે અને બીજી ગિરનારમાં છે. આ આજ્ઞાઓમાં બુદ્ધનો મુખ્ય ઉપદેશ આવી જાય છે. તે લોકોને ભલા, માયાળુ, ચોખ્ખા, અને પરોપકારી થવા ફરમાવે છે. તેમાંની એકમાં કહ્યું છે કે અશોકે કલિંગ જીત્યું હતું અને ઈજિપ્ટ, ગ્રીસ, સિરિઆ, વગેરે પાંચ ગ્રીક રાજ્યોની સાથે સલાહ કરી હતી. આ ઉપરથી તે પોતાના જમાનામાં કેટલો બધો બળવાન્ અને પ્રસિદ્ધ હતો તે જણાય છે.

૫. અશોક ઇ. સ. પૂર્વે ૨૨૦માં મરણ પામ્યો. તેના મરણ પછી ૪૦ વર્ષે મૌર્ય વંશનો છેડો આવ્યો. ત્યારપછી મગધમાં બે વંશે રાજ્ય કર્યું, પરંતુ તેમનાં નામ સિવાય કંઈ વિશેષ જાણવામાં આવ્યું નથી. અશોક પછી સુમારે ૨૦૦ વર્ષે અંધ્ર વંશના હાથમાં મગધ ગયું.

૬. અંધ્ર લોકો આર્ય જાતના હતા. ઘણા પ્રાચીન કાળમાં તેઓ ગંગાના પ્રદેશમાંથી ખસીને મહાનદી અને ગોદાવરીના પ્રદેશમાં જઈ વસ્યા હતા અને દખ્ખણની પૂર્વના બધા મુલકમાં તેમજ તૈલિંગણમાં સેંકડો વર્ષથી અમલ કરતા હતા. હાલમાં પણ તેલંગુ ભાષાનું એક નામ અંધ્ર ભાષા છે. સુમારે ઇ. સ. પૂર્વે ૨૬માં તે વખતે અમલ કરતા અંધ્ર રાજાએ મગધનું રાજ્ય ઘણું નબળું પડી ગયલું જાણીને મોટા લશ્કર સાથે ઉત્તરમાં તે મુલક તરફ કૂચ કરી અને તે જીત્યો. ત્યારપછીનાં ૩૦૦ વર્ષ અંધ્રની એક શાખાએ મગધ અને હિંદના બધા પૂર્વ ભાગમાં રાજ્ય કર્યું અને બીજી શાખાએ દખ્ખણમાં રાજ્ય કર્યું. આ બધો વખત એટલે ઈ. સ. ની શરૂઆતમાં ત્રણસેં વર્ષ દર્મિયાન પ્રથમ બાક્ટ્રિઆના ગ્રીક લોકોએ અને પછી સિથિયન લોકોએ પંજાબ અને હિંદના વાયવ્ય કોણના પ્રદેશ પર ચઢી આવી ત્યાં અમલ કર્યો, એ આપણે પહેલાં જણાવી ગયા છીએ. આ સિથિયન લોકોને અંધ્ર રાજાઓએ હિંદના મધ્ય અને પૂર્વ ભાગમાં આવવા દીધા નહિ. બધા મળીને ૨૪ અંધ્ર રાજા થયા અને તે બધા બૌદ્ધમાર્ગી હતા.

૭. ગુપ્તવંશના રાજાઓ—સુમારે ઇ. સ. ૩૦૦માં કનોજમાં રાજ્ય કરતા ગુપ્તવંશના રાજા **અંધ્ર** રાજાઓને દાબી દઈ સર્વોપરિ બન્યા અને ૨૦૦ વર્ષ સુધી પોતાની સત્તા ટકાવી રહ્યા. આ વંશનો સૌથી વધારે પ્રસિદ્ધ રાજા **સમુદ્રગુપ્ત** હતો. **અલાહાબાદ**માં **અશોક**નો સ્તંભ છે તે ઉપરથી **અશોક**ની આજ્ઞાઓની નીચે ઘણી મુદ્દત પછી એક લેખ કોતર્યો છે, તેમાં એવું જણાવ્યું છે કે **સમુદ્રગુપ્ત** રાજાનું રાજ્ય આખા ઉત્તર હિંદમાં હતું અને દખ્ખણ પર પણ તે રાજા સર્વોપરિ સત્તા ભોગવતો. ગુપ્ત રાજાઓ બૌદ્ધમાર્ગી નહોતા, પણ હિંદુ દેવ વિષ્ણુના ભક્ત હતા. એમ કહેવાય છે કે તેમણે જૂનો હિંદુ ધર્મ પૂર્વ સ્થિતિમાં લાવવાને ઘણો પ્રયત્ન કર્યો હતો. આ ગુપ્ત રાજાએ સિથિયન લોકો હિંદમાં આવ્યા કરતા હતા તેમની સામે બહાદુરીથી લડીને તેમને લાંબી મુદ્દત સુધી ગંગાના પ્રદેશમાં પેસવા દીધા નહિ. પણ હૂણ નામે એક જોરાવર સિથિયન જાતે આખરે તેમને વશ કર્યા.

---

# ૧૮. બૌદ્ધ સમયનું હિંદ

## ઇ૦ સ૦ પૂર્વે ૩૦૦થી ઇ૦ સ૦ ૭૦૦ સુધી

૧. આપણે જાણીએ છીએ કે બૌદ્ધ ધર્મ બુદ્ધે સ્થાપ્યો. આ બુદ્ધ **મગધ**માં જન્મ્યો હતો અને ત્યાંજ મરણ પામ્યો હતો ને તેથી તે પ્રદેશને સઘળા બૌદ્ધમાર્ગીઓએ પવિત્ર ભૂમિ ગણી. કપિલવસ્તુ જ્યાં તેમના મહાન્ ગુરુ બુદ્ધનો જન્મ થયો હતો, બુદ્ધગયા, જ્યાં તેને જ્ઞાન થયું હતું, અને બોધિસત્ત્વ ઝાડ, જેની નીચે બેસીને તેણે ઉપદેશ કર્યો હતો તે બધાને બૌદ્ધમાર્ગીઓએ પવિત્ર માન્યાં. પાછળથી બૌદ્ધ ધર્મ ઘણા દેશોનો મુખ્ય ધર્મ બન્યો ત્યારે તે દેશોમાંથી ઘણા ભક્ત બૌદ્ધો સેંકડો વર્ષ સુધી પોતાના ધર્મગુરુના જન્મમરણનું

સ્થાન જોવાને આવ્યા. આ યાત્રાળુઓમાંના ઘણાખરા **ચી**ના હતા. એ **ચી**ના યાત્રાળુઓએ હિંદમાં જે જે જોયું તથા સાંભળ્યું તેનો હેવાલ લખ્યો છે. તેમાંનો પહેલો ફા હિયન સુમારે ઇ. સ. ૪૦૦માં હિંદમાં આવ્યો અને બીજો હુ-એન-સંગ ત્યારપછી આશરે ૨૩૦ વર્ષે એટલે ઇ. સ. ૬૩૦માં આવ્યો. તે વખતે હિંદુઓ પોતાના દેશનો હેવાલ લખતા નહોતા, તેથી આ **ચી**ના યાત્રાળુઓનો હેવાલ ઘણો ઉપયોગી થઈ પડે છે.

૨. ફા હિયન હિંદમાં આવ્યો ત્યારે ગુપ્ત રાજાઓ રાજ્ય કરતા હતા અને સમુદ્રગુપ્તનો અમલ પૂરો થયાને થોડોજ વખત થયો હતો. તે કાબુલથી હિંદમાં પેઠો અને સીધો પૂર્વમાં ગંગા નદીના મુખ સુધી જઈ ત્યાંથી વહાણમાં બેસીને સિલોન ગયો. આ મુસાફરીમાં તેણે પંજાબ અને હિંદુસ્તાનનાં બધાં મોટાં શહેરોની મુલાકાત લીધી. તે લખે છે કે 'ઉત્તર હિંદમાં બધે ચંડાળ તથા બહારવસિયા સિવાયના બાકીના કોઈ લોક જીવહિંસા કરતા નહિ, દારૂ પીતા નહિ, અને ડુંગળી તથા લસણ ખાતા નહિ. માત્ર ચંડાળ લોકો શિકાર કરતા અને માંસ વેચતા તથા ખાતા. રાજ્ય તરફથી રૈયત પર સખ્તાઈ નહોતી. લોકો એક જગાએથી બીજી જગાએ નજરમાં આવે તેમ આવજા કરી શકતા હતા. કાયદા તોડનારને દંડની સજા થતી. બળવાખોરોને પણ મોતની સજા કરવામાં આવતી નહિ; માત્ર તેમનો જમણો હાથ કાપી નાંખતા. સાધારણ લોકો ખરીદી અને વેચાણમાં નાણાંની જગાએ છીપો વાપરતા હતા.' ફા હિયને ઠેકાણે ઠેકાણે વિહારો જોયા. આ વિહારોમાં રાજાઓ તરફથી હજારો સાધુઓને પથારી, સાદડીઓ, ખોરાક, લુગડાં, વગેરે પૂરાં પાડવામાં આવતાં હતાં. વળી માણસ અને પશુઓ માટે ઘણાં દવાખાનાં ને દાક્તરો તેના જોવામાં આવ્યાં. આ દવાખાનાંમાં હોંશિયાર દાક્તરો દર્દીની દવા કરતા. દર્દીઓને ખોરાક તથા દવા મફત આપવામાં આવતાં. ફા હિયન આવ્યો તે વખતે એટલે સુમારે ઇ. સ. ૪૦૦માં ઉત્તર હિંદમાં બૌદ્ધ ધર્મનું પ્રાબલ્ય હતું તે આ ઉપરથી સ્પષ્ટ જણાય છે.

૩. ફા હિયન પછી આશરે ૨૩૦ વર્ષે હુ-એન-સંગ હિંદમાં આવ્યો. તેણે હિંદમાં ઘણી મુદ્દત રહી પોતે જે જે જોયું તથા સાંભળ્યું તેનો પૂર્ણ હેવાલ લખ્યો છે. વિક્રમાદિત્યના સમય પછી તરતજ તે આવ્યો. કાબુલને રસ્તે હિંદમાં પેસી કાશ્મીર તથા પંજાબમાં થઈ હિંદુસ્તાનનાં મોટાં શહેરોની તેણે મુલાકાત લીધી. પછી તે ઓઢિઆ, કલિંગ, અને દખ્ખણમાં મુસાફરી કરી આખા દક્ષિણ હિંદમાં ફર્યો અને પશ્ચિમઘાટ, મરાઠાનો મુલક, ગુજરાત, રજપુતાના, અને સિંધમાં થઈ પાછો ગયો. હિંદમાં ૧૫ વર્ષ ગાળી તેણે આખા દેશમાં મુસાફરી કરી.

૪. જ્યાં જ્યાં હુ-એન-સંગ ગયો ત્યાં એકની એક જગાએ હિંદુ ધર્મ અને બૌદ્ધમાર્ગ બંનેના અનુયાયીઓ તેના જોવામાં આવ્યા. ઓઢિઆ, કાશ્મીર, અને દક્ષિણ હિંદમાં બૌદ્ધમાર્ગીઓની અને બીજા ભાગોમાં બ્રાહ્મણમાર્ગીઓની સંખ્યા વિશેષ જોવામાં આવી. હુ-એન-સંગ લખે છે કે જે જે ભાગમાં હું ગયો ત્યાં રાજકર્ત્તાઓનો અમલ સારો અને લોકો સંતોષી તથા સુખી જોવામાં આવ્યા. બૌદ્ધમાર્ગી કે બ્રાહ્મણમાર્ગી હરકોઈને નજરમાં આવે તેમ વર્તવાની અને ફાવે તે દેવની પૂજા કરવાની છૂટ હતી. વિદ્વાનોને ઘણું માન મળતું હતું.

૫. હુ-એન-સંગ આવ્યો ત્યારે કનોજમાં શીલાદિત્ય રાજ્ય કરતો હતો. આ રાજા વિક્રમાદિત્યના વંશનો હતો. વિક્રમાદિત્યે હિંદુ ધર્મ પાછો સ્થાપવાનો ઘણો પ્રયત્ન કર્યો હતો. શીલાદિત્ય જાતે બૌદ્ધમાર્ગી હતો, તોપણ તેને બ્રાહ્મણો તથા હિંદુ ધર્મને માટે બૌદ્ધ મત જેટલુંજ માન હતું. કનોજમાં ૧૦૦ બૌદ્ધ સાધુઓના વિહાર અને ૨૦૦ હિંદુ દેવળો હતાં. આ શીલાદિત્યે ઇ. સ. ૬૩૪માં એક મોટી સભા બોલાવી, તેમાં તેના ૨૧ માંડલિક રાજાઓ આવ્યા હતા. સભામાં બ્રાહ્મણ આચાર્યો અને બૌદ્ધ સાધુઓએ રાજાની સમક્ષ ધર્મસંવાદ કર્યો હતો. સભાને પહેલે દિવસે બુદ્ધની પ્રતિમાની, બીજે દિવસે સૂર્યની મૂર્તિની, અને ત્રીજે દિવસે શિવની મૂર્તિની સ્થાપના કરવામાં આવી હતી. આ મહોત્સવ ૭૫ દિવસ ચાલ્યો; ત્યારપછી શીલાદિત્યે પોતાનો

સઘળો ખજાનો, જવાહીર, અને રાજ્યમહેલનો બધો સરસામાન બૌદ્ધમાર્ગી અને બ્રાહ્મણોને એકસરખી રીતે આપી દીધો. ત્યારપછી જેમ બુદ્ધે પોતાના બાપનું ઘર છોડતી વખતે કર્યું હતું તેમ તેણે પોતાનો રાજકીય પોશાક કાઢી નાખી ગરીબ ભીખારીનાં ફાટ્યાં તૂટ્યાં કપડાં પહેર્યાં. શીલાદિત્ય આવો મહોત્સવ દર પાંચ પાંચ વર્ષે કરતો હતો. ગયાની પાસે નલન્દમાં એક મોટો વિહાર હતો, ત્યાં ૧૦,૦૦૦ બૌદ્ધ સાધુઓ બૌદ્ધ ધર્મનાં પુસ્તકોનો તથા ધર્મશાસ્ત્રનો તથા વૈદકશાસ્ત્રનો અભ્યાસ કરવામાં પોતાનો બધો વખત ગાળતા હતા.

૬. બૌદ્ધ સમયમાં તે પહેલાંના તથા ત્યારપછીના સમય જેવા કવિ નહોતા; તોપણ લોકો વિદ્યાહુન્નરનો તનમન દઈ અભ્યાસ કરતા હતા અને હિંદુઓએ પોતાને ઉપયોગી થઈ પડે એવું ઘણું જ્ઞાન મેળવ્યું હતું. જ્યારે ગ્રીક લોકો હિંદમાં આવ્યા ત્યારે તેઓ હિંદુસ્તાનના વિદ્વાનો પાસેથી ઘણું શીખ્યા અને હિંદુઓને પણ ગ્રીક પાસે ઘણું શીખવાનું મળ્યું.

૭. બૌદ્ધમાર્ગીઓ પ્રાણીઓ ઉપર એટલો બધો દયાભાવ રાખતા હતા કે તેમણે ઠેકાણે ઠેકાણે માણસ તથા પશુઓ માટે દવાખાનાં બંધાવ્યાં હતાં. તેઓ વૈદકશાસ્ત્રનો મન દઈને અભ્યાસ કરતા હતા. તેમના વખતમાં ચરક નામે મોટો વૈદક ઉપર ગ્રંથ લખનાર થઈ ગયો. છોડવા તેમજ ખનિજ અને ધાતુઓમાંથી ઘણી દવાઓ બનાવવાની રીતો પોતાના ગ્રંથમાં તે બતાવે છે. ગ્રીક અને અરબ લોકો ચરક પાસેથી ઘણું શીખ્યા. વળી આ કાળમાં શસ્ત્રવૈદ્યો પણ હતા. સુશ્રુત નામે મોટો શસ્ત્રવૈદ્ય થઈ ગયો. તેણે જે પુસ્તક લખ્યું છે તેમાં વાઢકાપના કામમાં આવતા જુદી જુદી જાતના ૧૦૦ ચપ્પુનો ઉપયોગ તે દર્શાવે છે. તે કહે છે કે આમાંના કેટલાક તો એવી ઝીણી ધારવાળા હોવા જોઈએ કે તેનાથી વાળના પણ ચીરીને બે કટકા થઈ શકે.

૮. આ સમયના હિંદુઓને અંકગણિત અને અક્ષરગણિતનું તે વખતના ગ્રીક કરતાં વધારે જ્ઞાન હતું. જૂનાંમાં જૂનાં ખગોળશાસ્ત્રનાં પુસ્તક બૌદ્ધ સમયમાં રચાયલાં છે તે બધાંને સિદ્ધાન્ત કહે છે. આવા

૧૮ સિદ્ધાંતો છે. જૂનામાં જૂનો સિદ્ધાંત **અલેક્ઝાન્ડર**ના સમય પછી લખાયલો છે. તેમાં **ગ્રીક** લોકોનું વર્ણન આવે છે અને ગ્રંથકારને **ગ્રીક** લોકો પાસેથી ખગોળ સંબંધી કેટલુંક જ્ઞાન મળ્યું હોય એમ જણાય છે. બીજા સિદ્ધાંતમાં **બાક્ટ્રિઆ**ના **ગ્રીક** અને **સિથિયન** લોકો વિષે હકીકત આવે છે. બાકીના સિદ્ધાંતો બૌદ્ધ સમયના છેવટના ભાગમાં લખાયલા છે. તે કાળનો મહાન્ ખગોળવેત્તા સુમારે ઇ. સ. ૬૦૦માં **પાટલિપુત્ર** નગરમાં **આર્યભટ્ટ** નામે થયો. પૃથ્વી દડાની માફક ગોળ ફરે છે તે તેણે બતાવી આપ્યું અને **સૂર્યગ્રહણ** તથા **ચંદ્રગ્રહણ** થવાનાં ખરાં કારણો પણ જાણવામાં આવ્યાં. તેના પછી **વરાહમિહિર** નામે ખગોળવેત્તા થયો. આગળ જતાં **વિક્રમાદિત્યના** દરબારમાં નવ રત્નોનું વર્ણન આવશે તે નવ રત્નોમાં એક **વરાહમિહિર** હતો. તેણે **બૃહત્સંહિતા** નામે ખગોળનું મોટું પુસ્તક રચ્યું છે.

૯. તે કાળમાં વ્યાકરણનો અભ્યાસ પણ સારો ચાલતો હતો. વ્યાકરણ અને તત્ત્વજ્ઞાનનાં ઘણાં પુસ્તકો સંસ્કૃતમાં લખાયાં હતાં. **મનુસંહિતા** નામે ગ્રંથ તેના હાલના રૂપમાં ઇ. સ.ની શરૂઆતમાં મુકાયો.

---

## ૧૯. વિક્રમાદિત્ય

### સુમારે ઇ૦ સ૦ ૫૩૩

૧. **આર્ય** જાતોના અસલ રહેઠાણ **તુર્કસ્તાન** કે **બાક્ટ્રિઆ**માંથી **સિથિયન** લોકો ઇ. સ. ૫૦૦ સુધી ટોળાબંધ આવતા ગયા અને **પંજાબ** તથા **હિંદુસ્તાન**ની પશ્ચિમના મુલકમાં વસી ત્યાંના લોકો સાથે મળી **હિંદુ** બન્યા, એ હકીકત પહેલાં આવી ગઈ છે. તેમની સૌથી છેલ્લી આવનાર કોમ **હૂણ** નામે હતી. તે ઘણી મોટી ને જોરાવર હતી. તેમનો આગેવાન **તોરામન** નામે હતો. તેણે **અરવલ્લી** ડુંગરોની પૂર્વે તથા પશ્ચિમે આવેલા **માળવા**ના મુલકનો કેટલોક ભાગ ગુપ્ત

રાજાઓ પાસેથી લીધો. મગધનું જૂનું રાજ્ય જીતવાનો તેણે પ્રયત્ન કર્યો, પણ તેમાં તે ફાવી શક્યો નહિ. તોરામન પછી તેનો પુત્ર મિહિરકુલ ગાદીએ બેઠો. તેણે માળવાનો બાકીનો ભાગ લેવાનો પ્રયત્ન કર્યો; પણ યશોધર્મદેવ નામના ઉજ્જનના રાજાએ લાંબી મુદ્દત લડ્યા પછી છેવટે સુમારે ઇ. સ. ૫૩૩માં મુલતાન પાસે કદર આગળ તેને ભારે યુદ્ધમાં હરાવ્યો. આ લડાઈમાં ઘણા હૂણ મરાયા; બાકીનામાંથી કેટલાક હિમાલયની ઉત્તરે આવેલા પોતાના જૂના રહેઠાણમાં પાછા ગયા, પણ ઘણાખરા તો હિંદુસ્તાનમાં વસી હિંદુ લોકો સાથે ભળી ગયા.

૨. યશોધર્મદેવ વિક્રમાર્ક કે વિક્રમાદિત્ય નામથી હિંદમાં વધારે ઓળખાય છે. તેને શકારિ કે શક અથવા સિથિયન લોકોને મારનાર પણ કહે છે. આ રાજા કયારે થયો તે નિશ્ચિત સાલ આપણે જાણતા નથી, પણ સુમારે ઇ. સ. ૫૩૩માં તેનું રાજ્ય હતું. તે માળવાનો સૌથી વધારે પ્રસિદ્ધ રાજા હતો, તેથી ઇ. સ. પૂર્વે ૫૬થી શરૂ થતો, અને માળવાના ક્ષત્રીઓ તે પ્રદેશમાં કયારે આવીને વસ્યા તે સમય દર્શાવનાર એક જૂનો શક તેના નામ પરથી વિક્રમનો સંવત્ કહેવાયો. વિક્રમે સિથિયન રાજ્યનો છેડો આણ્યો જણાય છે; કારણ કે તેના અમલ પછી શક લોકો વિષે વિશેષ સાંભળવામાં આવતું નથી.

૩. વિક્રમને ઘણી વખત મહાન્ વિક્રમ પણ કહે છે. તે કાળના બીજા કોઈ પણ હિંદુ રાજા કરતા તેણે વધારે ખ્યાતિ મેળવી હતી. તે જેવો બહાદુર હતો તેવોજ વિદ્વાન્ હતો. તેના દરબારમાં નવ વિદ્વાનો હતા, તે તે કાળનાં નવ રત્ન ગણાય છે. આ નવમાંનો સૌથી વધારે પ્રસિદ્ધ વિદ્વાન્ કાલિદાસ નામે કવિ હતો. તેનાં ઉત્તમ કાવ્યો શાકુન્તલ, રઘુવંશ, મેઘદૂત, અને કુમારસંભવ (લડાઇના દેવનો જન્મ) છે. બીજો એક વિદ્વાન્ અમરસિંહ નામે હતો. તેનો સંસ્કૃત સ્લોકમાં રચેલો કોષ હિંદની દરેક નિશાળમાં જાણીતો છે. ત્રીજા નંબરનો રત્ન ક્ષપણક નામે એક બૌદ્ધ ફલજ્યોતિષી હતો. ચોથા નંબરનો વિદ્વાન્ ધન્વન્તરિ વૈદ્ય અને પાંચમા નંબરનો વિદ્વાન્ વરરુચિ હતો. વરરુચિએ પ્રાકૃત

ભાષાનું વ્યાકરણ બનાવ્યું છે. તે કાળમાં બોલાતી ભાષાને પ્રાકૃત ભાષા કહેતા. પ્રાચીન કાળના ગ્રંથોમાં લખાયલી સંસ્કૃત ભાષાથી તે ઘણી જુદી હતી. છઠ્ઠા નંબરનો વિદ્વાન્ વરાહમિહિર નામે મહાન્ ખગોળવેત્તા હતો. સાતમા નંબરનો વિદ્વાન્ ઘટકર્પર નામનો એક શિલ્પી હતો. આઠમા નંબરનો વિદ્વાન્ શંકુ નામે હતો તે ભૂમાપન વિદ્યામાં નિપુણ હતો. અને નવમા નંબરનો વિદ્વાન્ વેતાળ ભટ્ટ કરીને હતો તે મંત્રવિદ્યામાં કુશળ હતો. વિક્રમાર્કના વખતમાં પંચતંત્રની વાર્તાઓ લખાઈ તેનો પાછળથી ફારસી, અરબી, અને યુરોપની ભાષાઓમાં તરજુમો થયો છે. વળી તેના જીવન અને તેમના સમયને લગતી બીજી ઘણી વાર્તાઓ હાલ હિંદના દરેક ગામમાં કહેવાય છે અને તે 'વિક્રમાર્કની વાર્તાઓ' એ નામે મશહૂર છે.

૪. વિક્રમાર્કના વખતમાં દેશમાં બૌદ્ધ ધર્મ ધીમે ધીમે નાશ થતો છેક આખર અવસ્થાએ પહોંચ્યો હતો. કાલિદાસનાં પુસ્તકો ઉપરથી જણાય છે કે મૂર્તિઓ અને દેહેરાં પવિત્ર ગણાતાં અને ઘણા લોકો હિંદુ દેવને પૂજતા હતા. રાજા જાતે શિવનો ભક્ત હતો; પણ બૌદ્ધમાર્ગીઓ તરફ તે દયાભાવથી વર્તતો હતો. તેના નવ વિદ્વાનોમાંનો એક બૌદ્ધમાર્ગી હતો. વિક્રમ બૌદ્ધ સમયનો છેલ્લો રાજા હતો. તેને વળી પુરાણના કાળનો કે પશ્ચાત્ હિંદુ સમયનો પહેલો રાજા પણ ગણી શકાય. તેણે જૂનો હિંદુ ધર્મ પાછો સ્થાપવાને પોતાના કાળના બીજા કોઈ પણ રાજા કરતાં વધારે મહેનત કરી.

## ૨૦. પુરાણો

૧. વિક્રમાદિત્યે હૂણ લોકોને હરાવી હિમાલય પાર હાંકી કાઢ્યા ત્યારથી લગભગ ૪૩૦ વર્ષ લગી એટલે સુમારે ઇ. સ. ૫૭૦થી ૧,૦૦૦ સુધી કોઈ પણ પ્રસિદ્ધ ટોળી કે મહાન્ રાજા ઉત્તરમાંથી

હિમાલયના ઘાટોમાં થઈને હિંદુસ્તાનમાં આવ્યો નહિ. આનું એક કારણ એ હતું કે આ વખતે અરબો, તુર્કસ્તાન, ઇરાન, અને મધ્ય એશિઆમાં બધે પોતાનો નવો મુસલમાની ધર્મ ફેલાવવામાં મચ્યા હતા અને તેમની સાથે લડવામાં તે દેશના વતનીઓ હમેશ રોકાયલા રહેતા હતા. મધ્ય એશિઆમાં મુસલમાની ધર્મના પ્રસાર વિષે હવે પછી હકીકત આવશે.

૨. આ બધો વખત હિંદુઓ સુખે રહી શક્યા. રજપુત રાજાઓએ મોટાં હિંદુ રાજ્યો સ્થાપ્યાં અને તેમની ઠામ ઠામ સત્તા જામી મોટાં શહેરો બંધાયાં અને હિંદુ લોકોના દેવો માટે મોટાં દેવાલયો ઊભાં કરવામાં આવ્યાં. દેશ પૈસેટકે સુખી થયો. બૌદ્ધ ધર્મ ધીમે ધીમે નાશ પામ્યો અને તેને ઠેકાણે નવો હિંદુ ધર્મ પ્રસર્યો. પરંતુ આ બધું એકી વખતે થવા પામ્યું નહિ. નવા હિંદુ ધર્મની મૂર્તિઓ, દેવળો, અને અસંખ્ય દેવો એકદમ બૌદ્ધ ધર્મની જગાએ દાખલ થઈ શક્યાં નહિ. સેંકડો વર્ષ સુધી નવો ધર્મ જૂના ધર્મને ધીમે ધીમે હઠાવતો ગયો. કેટલીક મુદ્દત એમ પણ ચાલ્યું કે કુટુંબમાં કેટલાક બૌદ્ધ મતના હોય અને બાકીના હિંદુ મતના પણ હોય. બન્ને મતને આશ્રય આપનારા રાજાઓ પણ ઘણા થયા, તોપણ એમ કહેવામાં હરકત નથી કે જે વખતે વિક્રમે સિથિયન અથવા શક લોકોને હાંકી કાઢી પોતાના મહાન્ રાજ્યની હિંદુ પ્રજાને સુખશાન્તિ અને સ્વતન્ત્રતા પાછી બક્ષી, ત્યારથી એટલે સુમારે ઇ. સ. ૫૩૩થી બૌદ્ધ ધર્મની પડતી થવા માંડી અને નવો હિંદુ ધર્મ પ્રસરવા લાગ્યો અને આશરે ઇ. સ. ૧,૦૦૦માં તો બૌદ્ધ ધર્મનું નામ પણ રહ્યું નહિ અને હિંદુ ધર્મ બધે પ્રસર્યો. આ પરિણામ કેટલેક અંશે પ્રખ્યાત હિંદુ આચાર્યોના ઉપદેશથી આવ્યું અને કેટલેક અંશે બુદ્ધ અને તેના શિષ્યોના શાંત ઉપદેશ પસંદ નહિ કરનાર લડાયક રજપૂત રાજાઓના પ્રયત્નથી પણ આવ્યું હશે. હિંદુ આચાર્યોનું વર્ણન હવે પછી આવશે.

૩. 'પુરાણ'નો અર્થ 'જૂનું' અને 'પુરાણો'નો અર્થ 'જૂનું લખાણ' એવો થાય છે. પુરાણ નામના હિંદુ ગ્રંથ અનેક છે. આ

ગ્રંથોમાંના ઘણા તો વેદ, રામાયણ, અને મહાભારતના સમય પછી ઘણી મુદ્દતે એટલે આજથી માત્ર બારસો વર્ષ પર લખાયા છે; પરંતુ આ કાળ પણ હાલના હિંદુઓને જૂનો લાગવાથી તેમણે તેમને જૂનાં પુસ્તકો કે પુરાણ નામ આપ્યું છે. બૌદ્ધ ધર્મનો નાશ થયા પછી હિંદુ ધર્મનું કેવું સ્વરૂપ હતું તે વિષેની એટલે નવા હિંદુ ધર્મની હકીકત એ પુસ્તકોમાંથી મળી આવે છે. આ વખતે વેદના સમયના દેવતાઓની પૂજા અને યજ્ઞો બંધ પડ્યા હતા. મનુના વખતમાં પણ કેટલાક હિંદુઓની મૂર્તિઓ પૂજાવા અને તેમને માટે દેવળો બંધાવા માંડ્યાં હતાં. મનુએ પોતાના પુસ્તકમાં તેમને ઠપકો આપ્યો છે અને લોકોને વેદના જૂના દેવો તરફ દોરવવા પ્રયત્ન કર્યો છે. રહેતે રહેતે જૂનો ધર્મ છેક નિર્મૂલ થયો. વેદના દેવો જુદા રૂપમાં હિંદુ ધર્મમાં દાખલ થયા. વેદનો સૂર્ય જે પોતાની ગરમીથી સઘળી વસ્તુઓને અટકાવી રાખે છે તેનું એક નામ વિષ્ણુ છે; અને કાળું ગર્જના કરતું વાદળું જેમાંથી ઝબકારા મારતી વીજળી પોતાના સંયોગમાં આવતી વસ્તુઓનો નાશ કરે છે તેનું નામ રુદ્ર છે. આ ઉપરથી હિંદુ ધર્મમાં પાલન કરનાર તરીકે વિષ્ણુ અને નાશ કરનાર તરીકે રુદ્ર કે શિવ એ પ્રમાણે બે મોટા દેવ દાખલ કરવામાં આવ્યા. વળી વેદમાં બ્રહ્મા નામે એક ત્રીજો સ્તુતિનો દેવ હતો, તેને વસ્તુમાત્રના સર્જનાર તરીકે (હિંદુ ધર્મના દત્તાત્રેય ત્રણ રૂપે એક ઈશ્વરમાં છે) દાખલ કરવામાં આવ્યો. તેને વિષે એમ માનવામાં આવે છે કે તે બધી વસ્તુઓ ઉત્પન્ન કરે છે ખરો; પણ ઉત્પન્ન કર્યા પછી તેમાંના કોઈને માટે તે જરા પણ દરકાર રાખતો નથી. વિષ્ણુ રક્ષણ કરે છે અને શિવ સંહાર કરે છે, તેટલા માટે એ બેને પુરાણમાં મોટા દેવ માન્યા છે. કાલિદાસના વખતમાં એટલે સુમારે ઇ. સ. ના છઠ્ઠા સૈકામાં પુરાણનો ધર્મ બધે પ્રસર્યો હતો.

વળી આ હિંદુ ધર્મમાં રામ અને કૃષ્ણ એ બે વીર પુરુષો અવતારધારી ઈશ્વર તરીકે પૂજાવા લાગ્યા અને તે ઉપરાંત તુરાની, દ્રાવિડ, અને તેમની પહેલાં દેશમાં આવીને વસેલી જાતોના અસંખ્ય દેવો પણ દાખલ

થયા. આવા દેવો ગામદીઠ જુદા જુદા હોવાથી તેમની સંખ્યા કલ્પવી મુશ્કેલ છે. બ્રાહ્મણો જ્યાં જ્યાં ગયા ત્યાં ત્યાં તેમણે લોકોને કહ્યું કે આ દેવો મોટા હિંદુ દેવ, શિવ અને વિષ્ણુનાં માત્ર જુદાં જુદાં રૂપ છે. આ પ્રમાણે અસલના લોકોને પોતાના દેવ કાયમ રાખવા દેવામાં આવ્યા તેથી તેમને હિંદુ ધર્મ સ્વીકારવો ભારે પડ્યો નહિ.

૪. ખરૂં જોતાં હિંદમાં દરેક પ્રખ્યાત જગા, દરેક મોટો પર્વત, અને દરેક મોટી નદીને લગતો કોઈ કોઈ દેવ હોય છે. તેમજ દરેકના સંબંધમાં કંઈ કંઈ જૂની વાર્તા કે પુરાણુ હોય છે. આવાં પુરાણુની સંખ્યા ગણુવા જઈએ તો તેનો પાર આવે નહિ; પરંતુ પ્રસિદ્ધ પુરાણો ૧૮ છે. જેમાંનાં ઘણાંખરાં વિક્રમાર્કના વખતમાં અને ત્યારપછીનાં ૨૦૦ વર્ષમાં એટલે સુમારે ઇ. સ. ૫૫૦થી ઇ. સ. ૭૫૦ સુધીમાં લખાયાં છે. આ ૧૮ પુરાણોમાંના ૬માં વિષ્ણુની, ૬માં શિવની, અને ૬માં બ્રહ્માની કીર્તિ ગાએલી છે અને દરેક પુરાણુને કોઈ દેવ ઉપરથી નામ આપવામાં આવ્યું છે.

૫. પુરાણોમાં દેવોની વાર્તા આવે છે. વળી આજ સમયમાં બીજાં કેટલાંક પુસ્તક લખાયાં તેમાં માણસોનો ધર્મ કે ફરજો બતાવી છે. આ પુસ્તકોને ધર્મશાસ્ત્ર કહે છે.

૬. બૌદ્ધ સમય પછીના કાળને આપણે પુરાણોનો સમય કહીશું; કારણુ કે તે કાળમાં પુરાણો લખાયાં. આ પુરાણુનો સમય હજી પણ ચાલે છે; કારણુ કે પુરાણુમાં દર્શાવેલો હિંદુ ધર્મ હજી હિંદનો મુખ્ય ધર્મ છે.

---

## ૨૧. પુરાણ સમયના હિંદુ આચાર્યો

૧. આ સમયના બ્રાહ્મણ આચાર્યોએ વિષ્ણુ અને શિવની પૂજાનો ઠામ ઠામ ઉપદેશ કર્યો અને ઘણું કરીને તે લોકોના જાહેર ઉપદેશ અને બોધથીજ બૌદ્ધ ધર્મ હિંદનો મુખ્ય ધર્મ ગણાતો બંધ પડ્યો.

૨. આ મહાન્ બ્રાહ્મણ આચાર્યોમાંના પહેલા શંકરાચાર્ય હતા. દક્ષિણ હિંદુસ્તાનના પશ્ચિમ કાંઠા પર આવેલા મલબારના પ્રદેશમાં તેમનો જન્મ થયો હતો અને કુમારિલ ભટ્ટ નામના બ્રાહ્મણ તરફથી તેમને ઉપદેશ મળ્યો હતો. આ કુમારિલ ભટ્ટ બૌદ્ધમાર્ગીઓની સામે લોકોને ઉશ્કેરવાને બહાર પ્રાન્તથી દક્ષિણ હિંદુસ્તાનમાં આવ્યા હતા. શંકરાચાર્યે આખા હિંદુસ્તાનમાં ફરી જાહેર ઉપદેશ કર્યો અને ૩૨ વર્ષની ટૂંકી વયે હિમાલયમાં આવેલા કેદારનાથમાં દેહત્યાગ કર્યો. પોતે શિવના ભક્ત હતા, તેથી તેમણે શિવ કે મહાદેવ અથવા 'મોટા દેવ' અને તેમના પત્ની 'દેવી'ની ઉપાસના કરવાનો ઉપદેશ કર્યો. (દેવીને કેટલાક હિંદુ લોકો 'દુર્ગા' કહે છે અને બીજા અનાર્ય કે તુરાની જાતના લોકો 'કાલી' — 'મોતની દેવી' કહે છે). શંકરાચાર્યના અનુયાયીઓ દક્ષિણ હિંદમાં સ્માર્તપંથી કહેવાય છે. આ મહાન્ આચાર્યે તુંગભદ્રા નદીના મૂળ આગળ મ્હૈસૂરમાં પશ્ચિમઘાટનાં ઘાડાં જંગલમાં શૃંગિરિ (સુંદર ટેકરી) આગળ સાધુઓ માટે એક મઠ બાંધ્યો છે; ત્યાં હજી પણ તેમણે સ્થાપેલા પંથનો ગુરુ રહે છે અને લાખો શિવધર્મીઓ ઉપર સત્તા ધરાવે છે. તેમણે વળી બીજા ત્રણ મઠ બાંધ્યા છે, એક ઉત્તર તરફ હિમાલયમાં બદરીનાથ આગળ, બીજો પશ્ચિમ તરફ કાઠિયાવાડમાં દ્વારકા આગળ, અને ત્રીજો ઓઢિઆમાં જગન્નાથ કે પુરી આગળ.



શૃંગિરિ મઠના હાલ ગુરુ

૩. **રામાનુજ** આચાર્ય સુમારે ઇ. સ. ૧૧૫૦માં હાલના **મદ્રાસ** શહેરની નજીક આવેલા એક ગામમાં જન્મ્યા હતા. તેમના પિતાએ તેમને બાલ્યાવસ્થામાં **ચૌલ** રાજ્યના મુખ્ય શહેર **કાંચી** કે **કાંજે-વરમ**માં અભ્યાસ માટે મોકલ્યા હતા. અહિં મહાન્ દેવાલયના ધર્મગુરુઓ પાસે અભ્યાસ કર્યા પછી તે **ત્રિચિનાપલ્લી** પાસે આવેલા **શ્રી**રંગપટ્ટણ શહેરમાં ગયા અને ત્યાં **વિષ્ણુધર્મ**નો ઉપદેશ કરવા લાગ્યા તથા એ ધર્મ ફેલાવવા તેમણે **સંસ્કૃત**માં ગ્રંથો રચ્યા.

૪. કેટલીક મુદ્દત પછી તે પોતાની જન્મભૂમિ છોડીને આખા **હિંદ**માં ફર્યા અને તેમણે **શિવ**ને છોડી દઈ **વિષ્ણુ**ની પૂજા કરવાનો ઉપદેશ કર્યો. પહેલવહેલાં **શિવભક્ત ચૌલ**ના રાજાએ તેમને મારી નાખવાનો પ્રયત્ન કર્યો તેથી તે **મ્હૈસૂર** ગયા. ત્યાંનો **જૈન** રાજા તેમના બોધથી **વિષ્ણુધર્મ**માં દાખલ થયો. **રામાનુજ** મુખ્યત્વે કરીને બ્રાહ્મણ અને બીજા ઊંચ વર્ણના લોકોને ઉપદેશ કરતા હતા. તેમના અનુયાયીઓ શ્રીવૈષ્ણવ કહેવાય છે. તેમનો ગુરુ હાલ **કાંજેવરમ**માં રહે છે.

૫. **રામાનંદ** એ **રામાનુજ** આચાર્યના અનુયાયી હતા. **રામાનુજ** પછી આશરે ૧૦૦ વર્ષે તેમણે ઉપદેશ કરવા માંડ્યો. **વિષ્ણુ**ના નામથી એક ઇશ્વરની પૂજા કરવાનો તેમણે ઉત્તર **હિંદ**માં બોધ કર્યો. **બનારસ**માં મુકામ રાખી આસપાસના પ્રદેશમાં તેઓ ફરતા અને મુખ્યત્વે કરીને નીચ વર્ણોને ઉપદેશ કરતા હતા. તેમના બાર શિષ્યો નીચ વર્ણના હતા. **રામાનંદે હિંદી** ભાષામાં ગ્રંથો રચ્યા છે.

૬. **કબીર** ૧૩૮૦થી ૧૪૨૦ સુધીમાં થયા. તેઓ **રામાનંદ**ના ૧૨ શિષ્યોમાંના એક હતા. તેમણે આખા **બંગાળા**માં એક ઈશ્વર તરીકે **વિષ્ણુ**ની પૂજા કરવાનો ઉપદેશ કર્યો. તેમના વખતમાં મુસલમાનો ઉત્તર **હિંદ**માં બધે પ્રસરેલા હતા. તેમને તથા **હિંદુ**ઓને એક ધર્મમાં લાવવાનો તેમણે પ્રયત્ન કર્યો.

તેમણે જ્ઞાતિબંધન અને મૂર્તિપૂજાની વિરુદ્ધ ઉપદેશ કર્યો અને જણાવ્યું કે મૂર્તિ પૂજવામાં પાપ છે; ઈશ્વર એકજ છે અને તે એકજ

ઈશ્વરની મુસલમાન તેમજ હિંદુઓએ ઉપાસના કરવી જોઈએ; તે માણસોના હૃદયમાં રહે છે, હાથે બનાવેલાં દહેરાંમાં રહેતો નથી; જિંદગી એ માત્ર માયા કે કલ્પનારૂપ છે અને ખરા ઈશ્વરને જોવાથી, જાણવાથી, અને ચહાવાથી આત્મા મોક્ષ કે શાન્તિ પામે છે.

કબીરને વિષે એમ કહેવાય છે કે તેઓ મરી ગયા ત્યારે હિંદુઓએ તેમના શબને બાળવા માગ્યું અને મુસલમાનોએ દાટવા માગ્યું; પણ જ્યારે તેમણે તેમના કફન નીચે જોયું ત્યારે માત્ર કેટલાંક સુંદર ફૂલ તેમના જોવામાં આવ્યાં. આ ફૂલમાંથી હિંદુઓએ અર્ધાં લઇ જઈને પોતાના પવિત્ર ધામ બનારસમાં દાટ્યાં અને બાકીનાં અર્ધાં મુસલમાનોએ ભારે દબદબાથી દાટ્યાં.

૭. ચૈતન્ય ૧૪૮૬થી ૧૫૨૭ સુધીમાં થયા. તેમણે આખા બંગાળા અને ઓઢિઆમાં વિષ્ણુની તેમજ પુરીના મોટા દેવ જગન્નાથની પૂજાનો ઉપદેશ કર્યો. તેઓ બંગાળાના એક બ્રાહ્મણ હતા; પણ તેમના મરણ પછી તેમના અનુયાયીઓએ તેમને સાક્ષાત્ વિષ્ણુનો અવતાર માન્યા. બુદ્ધની માફક તેમણે જણાવ્યું કે 'ઈશ્વરને વિષે શ્રદ્ધા રાખવાથી સઘળી વર્ણો એકસરખી રીતે પવિત્ર થાય છે.' વળી તેમણે કહ્યું કે 'લોહીનું એક ટીપું પાડવું એ ઈશ્વરનો મોટો અપરાધ કરવા બરાબર છે.'

# ૨૨. રજપૂતો

## ઇ૦ સ૦ ૬૦૦થી ૧૨૦૦ સુધી

૧. જૂના આર્ય અને શરૂઆતના હિંદુ સમયમાં સરદારો, રાજા, અને લડવૈયા ક્ષત્રી હતા. બૌદ્ધ સમયમાં ઘણાખરા સરદારો ક્ષત્રી જાતના હતા; બૌદ્ધ પંડે પણ ક્ષત્રી હતો. ચંદ્રગુપ્ત અને અશોક જેવા થોડાક રાજા શૂદ્ર જાતના હતા. બૌદ્ધ સમયના મધ્ય ભાગમાં એટલે ઇ. સ. ની શરૂઆતમાં સુમારે ૫૦૦ વર્ષ દર્મિયાન હિંદના વાયવ્ય કોણમાં ઘણા મુલકમાં સિથિયન રાજાનો અમલ હતો.

૨. વિક્રમાદિત્યના વખતથી સિથિયન અને ક્ષત્રી રાજાઓ ને રાજ્યો વિષે કશું સંભળાતું નથી; પણ ઇ. સ. ૬૦૦થી ૧૨૦૦ સુધી ઘણેખરે સ્થળે રજપૂતો રાજ્ય કરતા જોવામાં આવે છે. આ રજપૂતો કોણ હતા તે હવે જોઈએ.

૩. રજપૂતો જાતે કહે છે કે અમે ક્ષત્રી છીએ. તેઓ વળી રામ, કૃષ્ણ, અને બીજા ક્ષત્રી રાજાના વંશજો હોવાનો દાવો કરે છે. ઘણા વિદ્વાનોના મત પ્રમાણે આ તેમનું કહેવું વાજબી છે. 'રજપૂત' શબ્દનો અર્થ 'રાજાનો પુત્ર' થાય છે અને પ્રાચીન કાળના ક્ષત્રિઓ ખરેખર રાજાનાજ પુત્ર હતા. બળવાન્ ક્ષત્રી જાત બધી એકાએક નાશ પામી હોય એવું અનુમાન સંભવિત લાગતું નથી. બીજા કેટલાક વિદ્વાનોનું એમ ધારવું છે કે ઇ. સ. ના પહેલાં ૫૦૦ વર્ષ દર્મિયાન હિંદુસ્તાનના વાયવ્ય કોણમાં જે સિથિયન કે શક જાતના લોકો સંખ્યાબંધ આવીને વસ્યા હતા અને તેમની અગાઉ જે ગ્રીક લોકો આવ્યા હતા, તે લોકોના વંશજોજ રજપૂત હતા. આ ઉપરથી ખરી હકીકત એમ લાગે છે કે મુખ્યત્વે કરીને હિંદુસ્તાનના મધ્ય ભાગ દિલ્હી અને કનોજમાં વસતી કેટલીક રજપૂત જાતો શુદ્ધ ક્ષત્રી

ઓલાદની હતી, અને રજપુતાના, **માળવા**, અને ગુજરાતમાં પહેલવહેલી જાણવામાં આવેલી બીજી રજપૂત જાતો ઘણેખરે ભાગે **સિથિયન** ઓલાદની હતી; કારણ કે સિથિયન લોકો પહેલવહેલા એ મુલકમાં ફરી વળ્યા હતા અને ત્યાંજ મોટી સંખ્યામાં વસ્યા હતા. રજપૂતો બહાદુર અને ઉદાર હતા, તેમને લડાઈ બહુ વહાલી હતી, અને તેથી 'કોઈ પણ જીવતા પ્રાણીને મારવું કે દુઃખ દેવું એ પાપ છે' એ અને એના જેવા બીજા બુદ્ધના શાંત ઉપદેશોને ચાહતા નહોતા. બૌદ્ધ ધર્મનો નાશ કરવાને અને નવો હિંદુ ધર્મ સ્થાપવાને તેમણે બ્રાહ્મણોને બનતી મદદ કરી હતી. ઈ. સ. ૬૦૦થી ૧૨૦૦ સુધીના સમયને આપણે રજપૂત રાજ્યોનો સમય કહીશું; કારણ કે આ સમયમાં હિંદુસ્તાનમાં ઘણેખરે ઠેકાણે મોટાં રજપૂત રાજ્યો હતાં.

૪. આર્ય સમયમાં ગુજરાત એ 'કૃષ્ણની દ્વારકા'ને નામે ઓળખાતું હતું. પાછળથી એને ('**સૌરાષ્ટ્ર**' નામ મળ્યું હતું). **સૌરાષ્ટ્ર**માં ઇ. સ. ૪૧૬થી માંડીને ૩૦૦ વર્ષ લગી **વલ્લભી** રાજાઓનું રાજ્ય હતું. **હુ–એન–સંગ સૌરાષ્ટ્ર**માં આવ્યો ત્યારે ત્યાં **વલ્લભી** રાજાના આશ્રય નીચે એક સમૃદ્ધિમાન્ અને બળવાન્ પ્રજા તેના જોવામાં આવી. આ પ્રજા દૂરના દેશો સાથે વેપાર કરતી હતી. ઇ. સ. ૭૬૬થી તે **મુસલમાન** આવ્યા ત્યાંસુધી **સૌરાષ્ટ્ર**માં રજપૂત રાજાઓનો અમલ હતો. આ રાજા **ચાલુક્ય** વંશના કહેવાતા અને તેમની રાજગાદી **અણહિલવાડ** કે **અણહિલપટ્ટણ**માં હતી. હાલ તે શહેર **પાટણ** કહેવાય છે.

૫. **માળવા**માં **વિક્રમાર્ક**ના વંશજોએ સુમારે ઇ. સ. ૭૩૦ સુધી રાજ્ય કર્યું. **વિક્રમાર્ક** પછી એ વંશમાં સૌથી મોટામાં મોટો રાજા **શી**લાદિત્ય થયો. **હુ–એન–સંગ** નામના **ચી**ના યાત્રાળુના હેવાલમાં આ **શી**લાદિત્ય વિષે કેટલીક હકીકત આપણને મળે છે. **વિક્રમાર્ક**ના વંશ પછી **માળવા**માં રજપૂતોનું રાજ્ય થયું અને પાછળના વખતમાં તે રજપૂતોનું એક મુખ્ય મથક ગણાયું.

૬. ઓઢિઆમાં ઇ. સ. ૪૭૪થી ૧૧૩૨ સુધી એટલે સુમારે ૬૫૦ વર્ષ કેસરી વંશના રજપૂત રાજાઓનું રાજ્ય હતું. પ્રાચીન કાળમાં ત્યાં અંધ્ર રાજાઓનું રાજ્ય હતું.

કેસરી રાજાઓની રાજધાની ભુવનેશ્વરમાં હતી અને ત્યાં તેમણે હિંદુસ્તાનમાં સૌથી ભવ્ય ગણાતાં દેવળો બાંધ્યાં હતાં. કેસરી વંશના



ભુવનેશ્વરનું દહેરૂં

૧લા રાજા યયાતિએ પોતાના પાટનગરને ભુવનેશ્વર નામ આપ્યું હતું. તે ઉપરથી જણાય છે કે ઓઢિઆ પહેલાં બૌદ્ધ ધર્મનું મથક હતું. ત્યાં આ રાજાના વખતમાં શિવ કે ઇશ્વરની પૂજા થતી અને હિંદુ ધર્મ બધે ફેલાઈ ગયો હતો.

૭. કેસરી રાજાઓ પછી ગંગા વંશના રાજાએ ઓઢિઆમાં ૧૧૩૭થી ૧૫૩૪ સુધી એટલે સુમારે ૪૦૦ વર્ષ રાજ્ય કર્યું. ઇ. સ. ૧૫૬૦માં મુસલમાનોએ તે મુલક જીતી લીધો. આ વંશના એક રાજાએ જગન્નાથ કે પુરીનું મોટું દેવળ બંધાવ્યું હતું આ રાજાઓ વિષ્ણુના ભકત હતા.

૮. **નર્મદા** અને **કૃષ્ણા** નદીઓ વચ્ચેના **દક્ષિણના** બધા દેશમાં ઇ. સ. ૫૦૦થી ૧૨૦૦ સુધી એટલે ૭૦૦ વર્ષ **ચાલુક્ય** રજપૂતોનું રાજ્ય હતું. આ વંશની બે શાખાઓ હતી. પૂર્વના ચાલુક્યોની રાજગાદી ગોદાવરીને કાંઠે આવેલા **રાજમહેંદ્રી** નગરમાં હતી અને પશ્ચિમના ચાલુક્યોની **મહારાષ્ટ્ર**માં **કલ્યાણ**માં હતી. આ રાજાઓનાં માત્ર નામજ મળી આવે છે.

૯. **બલ્લાળ** વંશના રજપૂત રાજાઓનું ઇ. સ. ૯૦૦થી ૧૩૧૦ સુધી **મ્હૈસૂર**ના પ્રદેશમાં રાજ્ય હતું. તેમની રાજગાદી **દ્વારસમુદ્ર**માં હતી. દ્વારસમુદ્રમાં તેમણે **હુલાબિડ**નું દહેરૂં બાંધ્યું છે. તેમણે **મુસલમાનોને** વશ કર્યાં.

૧૦. **કકટી** વંશના રજપૂત રાજાઓનું ઇ. સ. ૧૧૦૦થી ૧૩૨૩ સુધી **તેલંગણ**માં રાજ્ય હતું. તેમની ગાદી **વરંગુળ**માં હતી. ઇ. સ. ૧૩૨૩માં **મુસલમાનોએ** વરંગુળ જીતી લીધું, ત્યારથી તે ગોવળકોંડાના **મુસલમાની** રાજ્યનું મુખ્ય મથક બન્યું.

૧૧. **પાલ** અને **સેન** રાજાઓએ **બંગાળા**માં આશરે ૫૦૦ વર્ષ રાજ્ય કર્યું; **પાલ** રાજાઓએ ઇ. સ. ૮૦૦થી ૧૦૫૦ સુધી અને **સેન** રાજાઓએ ઇ. સ. ૧૦૫૦થી ૧૩૦૦ સુધી. ઇ. સ. ૧૩૦૦ની સાલમાં તે રાજ્ય **મુસલમાનોએ** જીતી લીધું.

૧૨. **યદુ** વંશના રજપૂતોનું ઇ. સ. ૧૧૦૦થી ૧૩૦૦ સુધી **મહારાષ્ટ્ર**ની ઉત્તરે **દેવગિરિ**માં રાજ્ય હતું. તેઓ **યાદવ** વંશના ક્ષત્રી રાજાના વંશજો હોવાનો હક કરતા. ઇ. સ. ૧૩૦૦માં **મુસલમાનોએ** દેવગિરિ જીતી લીધું અને ત્યારપછી થોડી મુદ્દતે તેનું નામ **દોલતાબાદ** પડ્યું.

૧૩. સુમારે ઇ. સ. ૧૧૯૦માં **ઘોરી મુસલમાનોએ** હિંદ પર સવારી કરી, ત્યારે **કનોજ**, **અજમેર**, અને **દિલ્હી**માં **રાઠોડ**, **ચોહાણ**, અને **તુંવાર** રજપૂતોનું રાજ્ય હતું.

# ૨૩. મુસલમાનો

૧. અરબસ્તાનનો મુલક ઘણે ભાગે ઉજ્જડ અને વેરાન છે. તેમાં નદીઓ કે સરોવરો કંઈ જોવામાં આવતાં નથી. ઘણી જગાએ લાંબાં રેતીનાં પડ જોવામાં આવે છે. આ પડમાં કોઈ કોઈ સ્થળે લીલોતરીવાળી જમીન છે ત્યાં ઘાસ ઊગે છે અને ઝરા કે કુવામાંથી પાણી મળી આવે છે અસલના વખતમાં અરબસ્તાનમાં કેટલીક જંગલી જાતો રહેતી હતી. આ લોકો પોતાનાં ઢોર તથા ઘેટાંબકરાંને લઈ અહિંતહિં ભટકતા હતા. તેઓ વિકરાળ અને લડાયક હતા અને હમેશ માંહોમાંહે લડતા. તેમના ઘણા રિવાજ ઘાતકી અને દુષ્ટ હતા.

૨. ઇ. સ. ૬૦૦ને સુમારે મહમદ નામે પેગમ્બર થયા. અરબ લોકોના ઘાતકી રિવાજ પસંદ નહિ પડવાથી તે સુધારવાને તેણે બનતા પ્રયત્ન કર્યા. તેણે લોકોને ઉપદેશ કર્યો કે 'માંહોમાંહે લડવું તથા મૂર્તિઓ પૂજવી એ ખોટું છે; અને ઈશ્વર એકજ છે.' પ્રથમ અરબ લોકોએ તેનું કહેવું કાને ધર્યું નહિ અને કેટલાક તો તેને મારવાનો પ્રયત્ન કર્યો; પણ થોડા વખત પછી કેટલાક લોકો મૂર્તિઓ ભાંગી નાખી તેના મતમાં મળ્યા.

૩. પોતાની જૂની ચાલ છોડવાની જે બીજી અરબ જાતોની મરજી નહોતી તેમણે હજરત મહમદના (તેમનો આત્મા શાંતિમાં રહો.) અનુયાયી ઉપર હુમલા કરવા માંડ્યા; પણ તેઓ હાર્યા અને મુસલમાનોની સંખ્યા વધતી ગઈ, તે એટલે સુધી કે ઇ. સ. ૬૩૨માં હજરત મહમદ નો (તેમનો આત્મા શાંતિમાં રહો.) કાળ થયો તે પહેલાં સઘળો અરબ મુલક મુસલમાન થયો હતો. મુસલમાનના પવિત્ર પુસ્તકનું નામ 'કુરાન' છે અને તેને તેઓ ઈશ્વરના શબ્દ તરીકે માને છે; અને પોતાના પેગમ્બરના કહેલા શબ્દોના સંગ્રહને હદીસ (દંતકથા) કહે છે. મુસલમાની ધર્મને ઈસલામ કહે છે. મુસલમાનનો

સંવત્ ઇ. સ. ૬૨૨, જે વર્ષમાં હજરત **મહમદ** (તેમનો આત્મા શાંતિમાં રહો.) **અરબસ્તાન**નું મુખ્ય શહેર **મક્કા** છોડીને **મદીના** નામે બીજા મોટા શહેરમાં જઈ રહ્યા ત્યારથી ગણાય છે. એક સ્થળેથી બીજે સ્થળે આમ જઈ વસવાને 'હિજરીત' કહે છે અને તે ઉપરથી **મુસલમાન**ના સંવતને 'હિજરી' કહે છે. **મુસલમાની** ધર્મ એવો છે કે ઈશ્વર એક છે અને હજરત **મહમદ** (તેમનો આત્મા શાંતિમાં રહો.) તેનો દૂત અથવા પેગમ્બર છે. સઘળા **મુસલમાનો** એક બીજાના ભાઈઓ છે અને ઈશ્વરની નજરે સરખા છે. **મુસલમાની** ધર્મમાં ન્યાતિભેદ નથી.

૪. **અરબો**નો ધર્મ એક હતો અને સરદાર પણ એક હતો તેથી તેઓ એકત્ર થઈને એક પ્રજા બન્યા. તેઓ શૂરા અને લડાઈના શોખીલા તો હતાજ; પણ તેમને માંહોમાંહે લડવાનું કંઈ કારણ નહોતું તેથી તેઓએ બીજા દેશોમાં પોતાનો ધર્મ ફેલાવવાનો વિચાર કર્યો. **મુસલમાનો**નું જોર જોઈને પાસેના મુલકોમાં વસતી પ્રજાએ તેમની જોડે લડવા માંડયું અને **મુસલમાનો**ને તેમની જોડે લડાઈ કરવી પડી. તેમના ધર્મના રક્ષણને માટે જે આ યુદ્ધ ચલાવવામાં આવતું હતું તેને 'જેહાદ' (ધર્મયુદ્ધ) કહેતા અને તેમાં જે **મુસલમાનો** મરણ પામતા તેમને 'શહીદ' (મત સારૂ પ્રાણ અર્પણ કરનાર) કહેતા અને તેઓ સ્વર્ગે જશે એમ માનતા. આવાં યુદ્ધોમાં કેદ પકડાયલા બીજી પ્રજાના કેટલાક શખ્સો રફતે રફતે **મુસલમાન** થતા અને કેટલાક, ઠેરવેલો હલકો 'ચટી' (દંડરૂપ વેરો) આપીને છૂટી જતા. આ 'ચટી' અથવા બદલામાં અપાતા પૈસાને જઝીઆ કહેતા.

૫. તેઓએ પ્રથમ **અરબસ્તાન**ની ઉત્તરે આવેલા મુલક પર ચઢાઈ કરી તે સહેલાઇથી જીત્યો. અહિં ભારે લૂટ મળવાથી તેમને બીજા દેશો જીતવાનું મન થયું. તેઓ આગળ ને આગળ વધ્યા અને સો વર્ષમાં ઇરાન, તુર્કસ્તાન, તથા **અફગાનિસ્તાન** એ દેશો, એટલે જૂના ઇરાની રાજ્યમાં આવેલા બધા પ્રદેશ કબજે કર્યા. આ બધા દેશોએ **મુસલમાની** ધર્મ સ્વીકાર્યો.

૬. કેટલાક ઇરાનીઓ **અરબો**ને તાબે થવા તથા **મુસલમાની** ધર્મ સ્વીકારવા ખુશી નહિ હોવાથી પોતાનો દેશ છોડી **હિંદ**માં આવ્યા અને ૨૦૦ કરતાં વધારે વર્ષથી આ દેશમાં રહે છે. તેઓ **પારસી** કહેવાય છે અને હજી પણ અસલના વખતના આર્ય લોકોની અગ્નિદેવની પૂજા કરે છે. આ લોકો હાલ મુખ્યત્વે કરીને **મુંબઈ** ઇલાકામાં પશ્ચિમ કાંઠે રહે છે. તેઓ શાંત, સલાહસંપથી રહેનારા, અને વેપારમાં કુશળ છે. ઘણા **પારસી** પૈસેટકે સુખી છે અને પરોપકારનાં કામમાં ઘણો પૈસો ખર્ચે છે.

૭. **હિંદ**ની ઉત્તરમાં આવી રીતે **અરબ** લોકો પ્રસરતા હતા તે કારણથી ઉત્તર પ્રદેશની જંગલી જાતો કેટલાક સૈકા સુધી ઉત્તર **હિંદ**માં આવતી બંધ પડી. ઇરાની અને **તાતાર** લોકોને **અરબો** સાથે એટલું બધું લડાઈમાં રોકાવું પડ્યું કે તેઓ **હિંદ**માં આવી શક્યા નહિ.

---

## ૨૪. મહમદ ગિજની, મૂર્તિ ભાંગનાર

### ઇ૦ સ૦ પૂર્વે ૯૯૭થી ૧૦૩૦ સુધી

૧. જે રસ્તે લાંબી મુદ્દત પર **આર્ય**, **ગ્રીક**, અને **સિથિયન** લોકો **હિંદ**માં પેઠા હતા, તેજ રસ્તે સુમારે ૯૦૦ વર્ષ ઉપર **અફગાન** અને **તુર્ક** કોમો **હિંદ**માં આવવા લાગી. આ વખતે **અરબ** લોકોને ઉત્તર તથા ઈશાન તરફનો મુલક જીતવા **અરબસ્તાન**માંથી નીકળ્યાને ૩૫૦ વર્ષ થયાં હતાં અને **તુર્કસ્તાન**, **ઇરાન**, તથા **અફગાનિસ્તાન** એ દેશોએ **મુસલમાની** ધર્મ સ્વીકાર્યો હતો. ઘણા **અરબ** કુટુંબો આ દેશમાં આવીને વસ્યાં હતાં અને તેમનામાં હજી **અરબસ્તાન**ના **અરબ** જેવુંજ ઝનુન હતું.

૨. આ વખતે અફગાનિસ્તાનનું મુખ્ય શહેર ગિજની હતું. ત્યાંનો રાજા મહમદ નામે તુર્ક હતો. તેના પિતાએ પંજાબના જયપાળ નામના રાજા સાથે ઘણીક વખત લડી, તેને હરાવી સિંધુ સુધીનો મુલક જીતી લીધો હતો. હિંદુસ્તાન તે વખતે દુનિયામાં એક ઘણો માતબર દેશ હતો. ઈશાન તરફના અને યુરોપના દેશો સાથે તેનો ધમધોકાર વેપાર ચાલતો હતો. હિંદથી આ દેશોમાં ઊંટની પીઠ પર અફગાનિસ્તાનને રસ્તે ઘણો કીમતી માલ જતો હતો. મહમદ નાનો હતો ત્યારે તેણે પોતાના બાપના મુલકમાં થઈને કીમતી માલથી લાધેલાં સંખ્યાબંધ ઊંટ જતાં જોયાં હતાં તે વખતે તેણે વેપારીઓ સાથેની વાતચીતમાં હિંદનાં મોટાં શહેરો અને માતબર દેવળો કયાં કયાં આવેલાં છે તે વિષે માહિતી મેળવી હતી અને તે કહેતો કે હું મોટપણે ગાદીએ બેઠા પછી હિંદુ રાજાઓ સાથે લડીશ, અરબોએ બીજા દેશોમાં કર્યું હતું તેમ તેમની મૂર્તિઓ ભાંગીશ, અને દેવળો તોડી સોનુંરૂપું તથા કીમતી માલ ગિજની લાવીશ.

૩. મહમદ ગાદીએ બેઠો ત્યારે તેની ઉમ્મર ૩૦ વર્ષની હતી. ગાદી મળ્યા પછી તરતજ તેણે પોતાના વિચાર અમલમાં મૂક્યા. વર્ષાઋતુ પૂરી થઈ અને રસ્તા પરનો બરફ ઓગળી ગયો, એટલે તે મોટું લશ્કર લઈ હિંદમાં પેઠો. લૂટનો માલ લાધી લેવા તે પોતાની સાથે ઘણાં ઊંટ તથા ઘોડા લાવ્યો હતો. જે જયપાળ રાજા તેના બાપ સાથે લડ્યો હતો તે તેની સાથે પણ લડવા તૈયાર થયો; પણ લડાઈમાં મહમદ અને તેના અફગાનોએ રાજાને હરાવી નસાડ્યો અને પુષ્કળ લૂટ લઈ ગિજની પાછા ગયા. આ અપકીર્તિ સહન ન થઈ શકવાથી જયપાળ પોતાના છોકરા અનંગપાળને રાજ્ય સોંપી બળી મુઓ.

૪. હિંદુસ્તાનને ભારે આફતમાં જોઈને અનંગપાળે ઉજ્જન, ગ્વાલિઅર, કનોજ, દિલ્હી, અજમેર, વગેરેના રાજાઓને પોતાની મદદે તેડ્યા. બધાએ તેની માંગણી કબૂલ રાખી અને રજપૂતોનું ભારે

સૈન્ય પંજાબ જઈ પહોંચ્યું. પણ ઠંડા ઉત્તરના પ્રદેશમાં અફગાનો હિંદુસ્તાનના ગરમ પ્રદેશમાં વસતા રજપૂતો કરતાં વધારે જોરાવર હતા. તેમણે એક ભારે લડાઈમાં રજપૂતોને હરાવી નસાડ્યા. પછી મહમદ નગરકોટના માતબાર દેવળ તરફ ગયો અને ધાર્મિક હિંદુઓએ અર્પણ કરેલાં સોનાં, રૂપાં, તથા મોતીનાં ઘરેણાં અને જવાહીર ઘણા જમાનાથી પુષ્કળ એકઠાં થયાં હતાં તે લૂટી પાછો ગિજની ગયો.

૫. ગિજની પહોંચ્યા પછી તેણે એક મોટી મિજલસ કરી બધા અફગાનોને નોતર્યાં. મિજલસ ત્રણ દિવસ ચાલી. આ વખતે તેણે હિંદમાંથી આણેલું સોનું, રૂપું, તથા રેશમી લુગડાં, અને બીજો કીમતી માલ લોકોને જોવા માટે મેજ પર ગોઠવ્યો હતો અને અફગાન સરદાર અને અમીરોને તેણે ભારે બક્ષીસ આપી અને ગરીબમાં ગરીબ અફગાનને પણ સારી રકમ બક્ષીસ મળી.

૬. આ પ્રમાણે મહમદે હિંદ પર ૧૭ સવારી કરી. દરેક વખત ફત્તેહ મળવાથી તેને વધારે હિંમત આવતી ગઈ અને તે આગળ ને આગળ વધતો ગયો. ધનાઢ્ય શહેરો કે માતબર દેવળો તરફ તે લશ્કર લઈ જતો, દેવળો તોડતો, મૂર્તિઓ ભાંગતો, અને સેંકડો વરસથી પૂજારીઓએ એકઠી કરેલી દોલત લૂટતો હતો. રજપૂત રાજાઓ ઘણી વખત માંહોમાંહે લડતા હતા, પણ તેમાંનો કોઈ દેવળોની દોલતને અડકતો નહિ. આથી દેવળોમાં ઘણા જમાનાનો પુષ્કળ પૈસો એકઠો થએલો હતો. મહમદ આ બધું દ્રવ્ય લઈ ગયો. તેનું લશ્કર દિવસે દિવસે વધતું ગયું; કારણ કે લૂટમાં ભાગ મળવાની આશાથી ઘણા તુર્ક, ઇરાની, અને અફગાનો તેમાં દાખલ થયા.

૭. મહમદે હિંદ ઉપર છેલ્લી સવારી ઇ. સ. ૧૦૨૪માં કરી. આ વખતે તે દક્ષિણ તરફ ગુજરાતના મુલકમાં આવ્યો. અહિં એક જૂનું દેવળ હતું તે પોતાની અગાધ દોલતને માટે આખા હિંદમાં પ્રસિદ્ધ હતું. તેમાં સોમનાથ મહાદેવની મોટી મૂર્તિ હતી. સિંધના વિશાળ રણમાં થઈને સાડા ત્રણસેં માઇલની લાંબી અને કંટાળાભરેલી મુસાફરી કરી મહમદ સોમનાથના દેવળ નજીક આવી પહોંચ્યો અને

તેનું રક્ષણ કરવા એકઠાં થએલાં હિંદુ લશ્કરોને હરાવ્યાં. ત્યારપછી તે દેવળમાં પેઠો ત્યારે મહાદેવના પૂજારીઓએ ધ્રુજતાં ધ્રુજતાં કહ્યું કે 'તમે અમારી મૂર્તિને સહીસલામત રહેવા દો અને તેને બદલે અમે તમને પુષ્કળ દ્રવ્ય આપીએ તે લો.' મહમદે જવાબ આપ્યો કે 'હું મૂર્તિઓ વેચતો નથી પણ ભાંગું છું.' એમ કહી તેણે પોતાની ડાંગ વડે તે મોટી મૂર્તિના કકડે કકડા કરી નાખ્યા.

૮. મહમદ અફગાનિસ્તાન પાછો ગયા પછી તરતજ મરણ પામ્યો. હિંદમાં તે મુકામ કરી રહ્યો નહોતો, પણ પંજાબમાં મુખ્ય શહેર લાહોરમાં તેણે એક સુબો મૂકયો હતો, તેના મરણ પછી દોઢસો વર્ષ સુધી હિંદુઓએ અફગાનોને દેશમાંથી હાંકી કાઢવાનો પ્રયત્ન કર્યો; પણ તેમનું કાંઈ વળ્યું નહિ. મહમદ પછીના રાજાઓએ લાહોર દ્દઢતાથી જાળવી રાખ્યું. તેઓ વારંવાર દૂર ગંગાના પ્રદેશમાં આવેલાં શહેરો લૂટવા પણ જતા હતા. ગિજની અને લાહોર એ સ્થળે તેમની રાજગાદી હતી.

૯. મહમદ બહાદુર લડવૈયો હતો. પોતાના જમાનાના માણસો કરતાં તે વધારે ઘાતકી નહોતો. કેદીઓને તે મારી નાખતો નહિ. તેણે પોતાના મુલક અફગાનિસ્તાનમાં ઘણી સારી રીતે રાજ્ય કર્યું. હિંદમાંથી આણેલી દોલત વડે તેણે ગિજનીમાં ઘણાં સુંદર મકાનો બંધાવ્યાં અને તેને ભવ્ય શહેર બનાવ્યું. દૂરના મુલકમાંથી ઘણા કવિઓ અને વિદ્વાનો ત્યાં આવી રહ્યા; પરંતુ તે ઘણો કંજુસ હતો, એમ ફીરદુશી નામના એક મહાન્ કવિ પ્રત્યે તેણે જે વર્તણુક ચલાવી તે પરથી જણાય છે. ફીરદુશીએ મહમદના કહેવાથી 'શાહાનામા' (રાજાઓનો હેવાલ) એ નામનું એક કાવ્ય રચ્યું. આ કાવ્યમાં જેટલી કડી લખાય તેમાંની દરેકને માટે એક સોના દામ આપવાનું મહમદે કબૂલ કર્યું. તેથી ફીરદુશીએ ૩૦ વરસ સુધી સખત મહેનત કરીને ૬૦,૦૦૦ કડીઓ લખી. પણ લખી રહ્યા પછી મહમદને એક ચોપડી માટે આટલા બધા પૈસા આપવા ઠીક લાગ્યા નહિ. તેણે તેને કહ્યું કે 'હું તો ૬૦,૦૦૦ રૂપા દામ આપીશ.' ફીરદુશીએ આ રકમ

લીધી નહિ અને તે પોતાને દેશ ઇરાન ચાલ્યો ગયો. મહમદને આ કૃત્ય માટે થોડા વખત પછી પસ્તાવો થયો, તેથી તેણે જે રકમ આપવા કહ્યું હતું તે રકમ મોકલાવી. પરંતુ સોનૈયાની કોથળી લઈને જનાર માણસ ફીરદુશીના શહેરમાં પેઠો કે દરવાજા આગળજ તેને તેનું શબ મળ્યું.

---

## ૨૫. મહમદ ઘોરી

### ઇ૦ સ૦ ૧૧૮૬થી ૧૨૦૬ સુધી

૧. ગિજનીના તુર્ક રાજાઓએ ૧૫૦ વરસ રાજ્ય કર્યું. ત્યારપછી અફગાનિસ્તાનના વાયવ્ય ખુણામાં આવેલા ઘોર નામના પ્રદેશમાં વસતી એક અફગાન કોમે તેમનું રાજ્ય જીતી લીધું. તે વખતે એ કોમનો સરદાર મહમદ શાહબુદ્દીન નામે હતો. તે ઇતિહાસમાં મહમદ ઘોરીના નામથી ઓળખાય છે. તે મહમદ ગિજનીના જેવો બહાદુર અને લડાઈમાં શૂરો હતો.



મહમદ ઘોરી

મહમદ ગિજનીની માફક તેણે પણ ઉત્તર હિંદ પર સવારીઓ કરવામાં પોતાની જિંદગી ગાળી. પણ હિંદનાં ધનાઢ્ય શહેરો અને દેવળો લૂટવાં એજ તેની ઉમેદ નહોતી; દેશ જીતી તેને પોતાનો ગણી તે પર અમલ કરવો એ પણ તેની ધારણા હતી.

૨. આ વખતે ઉત્તર હિંદમાં ચાર મોટાં રજપૂત રાજ્ય હતાં; દિલ્હીમાં તુંવાર જાતના રજપૂતોનું, અજમેરમાં ચોહાણનું,

કનોજમાં રાઠોડનું, અને ગુજરાતમાં વાઘેલાનું. દિલ્હીના તુંવાર રાજાને પુત્ર નહિ હોવાથી તેણે પોતાના દૌહિત્ર પૃથ્વીરાજને દત્તક લીધો હતો. આ પૃથ્વીરાજ ચોહાણ રજપૂતોનો પણ સરદાર હતો. તે જાતે બહાદુર, દેખાવડો, તથા જુવાન હતો. તુંવાર રાજા મરણ પામ્યો ત્યારે પૃથ્વીરાજ દિલ્હી અને અજમેર બંને મુલકનો રાજા થયો. જયચંદ નામે રાઠોડ રજપૂતનો સરદાર પણ દિલ્હીના તુંવાર રાજાનો દૌહિત્ર હતો; તેને મૂકી દઈ દિલ્હીના રાજાએ પૃથ્વીરાજને રાજ્ય આપ્યું તેથી તે ગુસ્સે થયો અને પૃથ્વીરાજની ઈર્ષ્યા કરવા લાગ્યો.



પૃથ્વીરાજ ચોહાણ

૩. શાહબુદ્દીને હિંદ પરની પહેલી સવારીમાં દિલ્હી તરફ કૂચ કરી. દિલ્હી અને અજમેરનો રાજા પૃથ્વીરાજ તથા તેની મદદે આવેલા બીજા રજપૂત રાજાઓ રજપૂતોનું એક બહાદુર લશ્કર લઈ દિલ્હીથી ૮૦ માઇલ દૂર થાણેશ્વર આગળ તેને મળ્યા અને તેને સજ્જડ હરાવ્યો. શાહબુદ્દીન મરતો મરતો બચ્યો. રજપૂતોએ ૪૦ માઇલ સુધી તેના લશ્કરની પૂંઠ લીધી અને ઘણા અફગાનોને માર્યા. આખરે, જે થોડા ઘણા અફગાનો બચ્યા તે સિંધુ તરફ ગયા.

૪. શાહબુદ્દીનના ગયા પછી કનોજના રાજા જયચંદે પોતાની કુંવરી સંયુક્તા માટે સ્વયંવર રચ્યો. આ સ્વયંવરમાં જે રાજાઓ આવે તેમાંથી પોતાને પસંદ પડે તેને સંયુક્તા વરમાળ આરોપવાની હતી. આ પ્રસંગે વળી જયચંદે (પ્રાચીન અશ્વમેધની ઢબે) એક મોટો ઉત્સવ કર્યો. તેમાં સઘળા રજપૂત રાજાઓનો હું ઉપરી છું એવો હક કરીને દરેકને જુદી જુદી ફરજ સોંપી. પૃથ્વીરાજને દરવાનનું કામ સોંપવામાં આવ્યું. આ કુલાભિમાની રજપૂત સરદારની

જયચંદની કુંવરી પર પ્રીતિ હતી, તેથી તેને પરોણા તરીકે બોલાવ્યો હોત તો તે ખુશીથી આવત; પણ દરવાન તરીકે ઊભા રહેવાનું ઠીક નહિ લાગવાથી તે આવ્યો નહિ. મિજબાની વખતે પૃથ્વીરાજ નહિ આવવાથી જયચંદે તેનું પૂતળું બનાવી મહેલના દરવાજા આગળ ઊભું કર્યું. દૂર તથા નજીકના મુલકમાંથી જે રજપૂત રાજા આવ્યા હતા તેમાંના ગમે તે કોઈને પસંદ કરવાનું કહેવામાં આવતાં સંયુક્તા વરમાળ લઈ મંડપમાં ઊભેલા રજપૂત રાજાઓની લાંબી હાર પસાર કરી સીધી દરવાજા સુધી ગઈ અને તેણે પૃથ્વીરાજના પૂતળાને વરમાળ પહેરાવી. પૃથ્વીરાજ થોડા વિશ્વાસુ સાથીઓને લઇ વેશ ધારણ કરી કનોજમાં આવ્યો હતો તે આજ વખતે મંડપમાં પેઠો અને ઘોડા પર સંયુક્તાને બેસાડી ઝડપથી પોતાના શહેર દિલ્હી તરફ ચાલ્યો ગયો.

૫. જયચંદે પૃથ્વીરાજ સાથે લડાઈ કરી, પણ તેમાં કંઈ નહિ વળવાથી ગુસ્સે થઈ તેણે શાહબુદ્દીનને એક વખત ફરીથી દિલ્હી પર ચડી આવવા કહેણ મોકલ્યું અને મદદની આશા આપી. થાણેશ્વર આગળ હાર ખાઇને ગયા પછી શાહબુદ્દીને જે સરદારો નાઠા હતા તેમને મોઢે જીવતા તોબરા બંધાવી તેમાંથી ગધેડાની માફક ખાતા ખાતા ઘોર શહેરની આસપાસ ફેરવ્યા હતા. હવે તેણે એક જબરૂં લશકર ઉભું કર્યું. ઇ. સ. ૧૧૯૩માં તે ૧,૫૦,૦૦૦ જબરા અફગાન ઘોડેસવારોને લઈ દિલ્હી પર ફરીથી ચડી આવ્યો. આ વખતે પૃથ્વીરાજને રાઠોડ રાજા તથા તેના મિત્રોએ મદદ કરી નહિ. તે અને તેના ચોહાણ સરદારો મહમદ ઘોરીને થાણેશ્વર આગળ મળ્યા. રજપૂતો પોતાના દેશ અને રાજા માટે બહાદુરીથી લડ્યા, પણ ઝનુની બહાદુર અફગાનો આગળ તેઓ ટકી શક્યા નહિ. તેમનો રાજા પૃથ્વીરાજ મરાયો; અને તેની વિધવા, જયચંદ રાજાની કુંવરી, તેના શબ પાસે જીવતી બળી મુઈ. મહમદ ઘોરીએ ત્યારપછી દિલ્હી લીધું, અજમેર જઈ તે શહેર પણ તાબે કર્યું, અને બહુ લૂટ લઈ સ્વદેશ પાછો ગયો. તે પોતે જીતેલા હિંદના પ્રાંતો પર અમલ કરવાને પોતાના કુતબુદ્દીન નામના એક સરદારને મૂકતો ગયો.

૬. બીજે વરસે એટલે ઇ. સ. ૧૧૯૪માં તે પાછો હિંદમાં આવ્યો અને કનોજના રાજા **જયચંદ** ઉપર તેણે હુમલો કર્યો. **જયચંદ** બહાદુરીથી લડ્યો, પણ **ચોહાણ** રજપૂતોની મદદ સિવાય **અફગાનોની** સામે તેનાથી ટકી શકાયું નહિ. તે પોતાના હરીફ પૃથ્વીરાજની પેઠે મરાયો. **ઘોરી** રાજાએ **કનોજ** તથા **બનારસ** લીધાં. **બનારસ** એકલામાં તેણે હજાર કરતાં વધારે દેવળોનો નાશ કર્યો અને માલથી લાધેલાં ચાર હજાર ઊંટ લઈ ગયો.

૭. **રાઠોડ** અને ઉત્તર **હિંદના** બીજા રજપૂતો હવે ગંગા અને **જમનાની** નજીકનું પોતાના બાપદાદાનું હજારો વરસનું રહેઠાણ છોડી દઈ ચાલ્યા ગયા અને બૈરાંછોકરાં તથા ઢોરઢાંક લઈ દૂર દક્ષિણમાં **મારવાડ** તથા **અરવલ્લી** ડુંગરાની પૂર્વ અને પશ્ચિમના મુલકમાં જઈ વસ્યા. આ મુલક તે વખતથી **રજપુતાના** (રજપૂતોનો પ્રદેશ) કહેવાય છે.

૮. ત્યારપછી **મહમદ ઘોરી** અને તેના સરદારોએ લગભગ આખું ઉત્તર **હિંદુસ્તાન** જીત્યું. તેના સરદારોમાંના એક **બખત્યાર ખિલજીએ** ઇ. સ. ૧૧૯૯માં **અયોધ્યા** અને **બહાર** પ્રાંતો અને ઇ. સ. ૧૨૦૩માં **બંગાળા** પ્રાંત તાબે કર્યો. તે વખતે **બંગાળાનું** મુખ્ય શહેર **લખનોતી** હતું, તેને **અફગાનોએ** પોતાના દેશ ઘોર ઉપરથી **ગૌડ** નામ આપ્યું. **અફગાનોએ** **બંગાળા** ઉપર ચડાઈ કરી તે વખતે ત્યાંનો **લક્ષ્મણસેન** રાજા કેદ પકડાતાં બચી ગયો. તે જમવા બેઠો હતો તે વખતે **અફગાનો** તેના મહેલમાં ઘૂસ્યા, પણ ઉઘાડે પગે પાછલે બારણે થઈ તે નાઠો અને **ઓઢિઆમાં** જઈ પોતાની બાકીની જિંદગી તેણે **જગન્નાથના** મંદિરમાં ગાળી. આ પ્રાંતો જીત્યા પછી **અફગાનોએ** ગુજરાતના **વાઘેલા** રજપૂતોને તથા **ગ્વાલિયરના** રજપૂતોને વશ કર્યા. માત્ર **માળવાનો** પ્રદેશ જીતાયો નહિ.

૯. **મહમદ ઘોરી** પોતાની છેલ્લી સવારીમાં **પંજાબમાં** થઈને આવ્યો હતો ત્યારે એક રાત્રે તેના તંબુમાં ત્યાંના **ગક્કર** જાતના પહાડી લોકોએ પેસી તેને મારી નાખ્યો. તેના શબને **ગિજની** લઈ જઈ

દાટવામાં આવ્યું. તેના મરણ પછી તેનો કુતબુદ્દીન નામનો સરદાર હિંદના પ્રાંતો દબાવી પડ્યો અને પોતાને દિલ્હીનો સુલતાન કે રાજા કહેવડાવવા લાગ્યો. ખરી રીતે જોતાં મહમદ ઘોરીએ પહેલવહેલો હિંદનો મુલક જીત્યો હતો. તે અને તેનાં માણસો હિંદમાં આવીને રહ્યાં, મહમદ ગિજનીની માફક દેશને લૂટી લઈ પાછા ગયાં નહિ.

---

## ૨૬. અફ્ગાન કે પઠાણ રાજાઓ

### ઈ૦ સ૦ ૧૨૦૬થી ૧૫૨૬ સુધી

૧. અફ્ગાન રાજાઓએ ઈ. સ. ૧૨૦૬થી ૧૫૨૬ સુધી એટલે ૩૨૦ વરસ દિલ્હીમાં રાજ્ય કર્યું. 'પઠાણ' નામે તેમની એક જાત ઉપરથી તેઓ પઠાણ રાજાઓ પણ કહેવાય છે. તેમનામાંના ઘણાખરા અફ્ગાનિસ્તાનમાંથી આવેલા હતા, પણ સઘળા એક કોમના નહોતા. પઠાણ રાજાઓની દિલ્હીની ગાદી ઉપર પાંચ વંશ થયા. ગુલામ, ખિલજી, તઘલખ, સૈયદ, અને લોદી.

૨. આ રાજાઓએ જૂનાં હિંદુ રાજ્યો એક પછી એક જીતી લીધાં. હિંદુઓને માટે આ ઘણોજ ભયંકર વખત હતો. આ બધો વખત હિંદુસ્તાનમાં ઘણેખરે ઠેકાણે, લડાઈ ટંટા ચાલ્યા. હિંદુ રાજાઓ જબરી રસાકસી સિવાય અફ્ગાનોને તાબે થયા નહિ. ઘણાખરા તો પૂરેપૂરા જીતાયા પણ નહિ. વળી વખતોવખત તુર્ક, તાતાર, અફ્ગાન, અને મોગલોની નવી નવી કોમો તુર્કસ્તાન, તાર્તરી, અને અફ્ગાનિસ્તાનથી આવી અને પહેલાં આવીને વસેલા અફ્ગાન તથા તુર્ક સાથે અને અસલના હિંદુ વતનીઓ સાથે લડીને દેશમાં પથરાઈ.

૩. આ ભયંકર વખતમાં લોકોને પોતાના પૈસા તથા જવાહીર, સિપાઈઓ બળાત્કારે ન લઈ જાય માટે, ભોંયમાં દાટવાં પડ્યાં હતાં.

સલાહશાંતિમાં દિવસ નિર્ગમન કરનારા આપણા જેવા લોકોને પઠાણ રાજાઓના વખતમાં હિંદુસ્તાનની સ્થિતિ કેવી દુઃખદાયક હતી તેનો ભાગ્યેજ ખ્યાલ આવે. હિંદુઓનાં ઘણાંખરાં જૂનાં દેવળોનો પઠાણોએ નાશ કર્યો. સારામાં સારો પઠાણ પણ જે લોકો પોતાના ધર્મના ન હોય તેમની તરફ ઘાતકી રીતે વર્તતો અને હિંદુઓને મુસલમાન બનાવવા તથા સામા થાય તેમને મારવા એ પોતાની ફરજ સમજતો હતો. લોકો બિચારા પોતાની જિંદગી બચાવવા એને કેટલાક જીતનારના લશ્કરમાં કે રાજ્યમાં નોકરી મેળવવા મુસલમાન બન્યા. પઠાણ રાજાના કેટલાક પ્રખ્યાત સરદારો વટલીને મુસલમાન થયલા હિંદુ હતા.

૪. જેવી રીતે પ્રાચીન કાળના આર્યો પૂર્વમાં પંજાબથી જમના તરફના અને જમનાથી ગંગાની ઉત્તરના પ્રદેશમાં પથરાયા હતા, તેમ અફગાન, તુર્ક, ઇરાનીઓ પૂર્વમાં સિંધુના પ્રદેશમાંથી દિલ્હી, અયોધ્યા, બહાર, અને બંગાળાના મુલકમાં પ્રસર્યા. ઇ. સ. ૧૨૦૬માં કુતબુદ્દીને દિલ્હીમાં ગાદી કરી અને ત્યારથી હિંદુસ્તાન ઓછુંવત્તું મુસલમાની રાજ્ય બન્યું. ઇરાન અને તુર્કસ્તાનમાંથી ઘણા બહાદુર લોકો, પોતાના મિત્રો હિંદુસ્તાનમાં ઘર કરીને રહ્યાના અને પૈસાદાર બન્યાના સમાચાર સાંભળીને, પોતાનો દેશ છોડી હિંદુસ્તાનમાં પૈસો કમાવાને હવે આવવા લાગ્યા. આ લોકોને મુસલમાન રાજાઓએ અને સુબેદારોએ જમીન આપી અને તેઓ હિંદુસ્તાનના ફળદ્રુપ પ્રદેશમાં વસ્યા. ઉત્તર હિંદુસ્તાનમાં હાલ વસતાં ઘણાં અમીરી મુસલમાન કુટુંબો આ રીતે આ દેશમાં આવ્યાં. આ રીતે આવેલી નાની નાની ટૂકડીના આગેવાનોએ હિંદુસ્તાનમાં ઠેરઠેર નાનાં નાનાં રાજ્ય સ્થાપ્યાં. દિલ્હીનો રાજા જોરાવર અને સમર્થ હોય ત્યારે આ તાલુકદારો તેને ખંડણી આપતા અને પોતે તેના સરદાર છે એમ કહેતા હતા. પણ જ્યારે રાજા નબળો હોય ત્યારે દરેક નાનો સરદાર સ્વતંત્ર થવાનો પ્રયત્ન કરતો અને કોઈનો હુકમ માનતો નહિ.

# ૨૭. ગુલામ વંશના રાજાઓ

## ઇ૦ સ૦ ૧૨૦૬થી ૧૨૯૦ સુધી

૧. ગુલામ વંશના નવ રાજા અને એક રાણી એમ બધા મળીને દસ રાજકર્તાએ ૮૪ વરસ રાજ્ય કર્યું. તેમાંના કેટલાકે તો માત્ર નામની ગાદી ભોગવી. પાંચ રાજાનો ઇતિહાસ જાણવા જેવો છે.



કુતબુદ્દીન

૨. કુતબુદ્દીન આ વંશનો પહેલો રાજા હતો. તે જાતે તુર્ક હતો. નાનપણમાં તે ગુલામ હતો. તે કાળના વિજયી મુસલમાનો લડાઈમાં પકડાયલા બધા કેદીઓને ગુલામ બનાવી દૂરના દેશોમાં વેચતા હતા. આ ગુલામોને મુસલમાન થવું પડતું. પોતાના દેશ તથા લોકોથી ઘણે દૂર જઈ પડવાથી તેઓ પોતાના ધણીના કુટુંબ તથા માણસોને પોતીકાં તરીકે ગણતા હતા અને નિમકહલાલપણે તેમની નોકરી બજાવતા. કોઈ શેઠને છોકરું ન હોય તો તે પોતાના બાળક ગુલામને દત્તક લેતો હતો. આ રીતે બાળક ગુલામ કુતબ પોતાના ધણીના કુટુંબમાં દાખલ થયો હતો. તે પ્રથમ મોટો સરદાર બન્યો અને પછી રાજા થયો. તે ગુલામ વંશનો પહેલો રાજા હતો. આ વંશના ઘણાખરા રાજા કુતબની માફક નાનપણમાં ગુલામ હતા. માટે તે ગુલામ વંશ કહેવાય છે.

૩. કુતબ બહાદુર લડવૈયો ને કાબેલ સરદાર હતો. પોતાના અમલદારો પ્રત્યે તે એટલો બધો માયાળુ હતો અને તેમને જમીન

તથા નાણાંની એટલી બધી બક્ષીશ કરતો કે તેઓ તેને ઉદાર કુતબ કહેતા હતા. પણ હિંદુઓ તરફ તે ઘાતકી રીતે વર્ત્યો. ૨૫ હિંદુ દેવળોના પત્થરથી તેણે દિલ્હીની નજીક એક સુંદર મિનારો બંધાવ્યો, તે તેના નામ પરથી કુતબ મિનાર કહેવાય છે. આ મિનારો હાલ પણ છે અને દુનિયામાં ઊંચામાં ઊંચો છે. તેની ઊંચાઈ ૨૫૦ ફૂટ છે.



કુતબ મિનાર

૪. અલ્તમશ ગુલામ વંશનો ત્રીજો અને સૌથી વધારે સમર્થ રાજા હતો. તેણે ૨૫ વરસ રાજ્ય કર્યું. નાનપણમાં તે કુતબુદ્દીનનો ગુલામ હતો અને પાછળથી તેની છોકરી સાથે પરણ્યો હતો. કુતબુદ્દીન મરણ પામ્યો ત્યારે તેના છોકરા આરામને મારી નાખી તે ગાદીએ બેઠો. બખત્યાર ખિલજીએ કુતબુદ્દીનના રાજ્યમાં બહાર અને બંગાળાના પ્રાંત જીત્યા હતા અને તે પ્રાંતોમાં સુબેદાર તરીકે તે અમલ કરતો હતો. તેણે હવે બંગાળામાં સ્વતંત્ર થઈ જવાનો પ્રયત્ન કર્યો. તે પણ કુતબની છોકરી સાથે પરણ્યો હતો, તેથી અલ્તમશના તાબામાં રહેવું તેને ઠીક લાગ્યું નહિ. લડાઈમાં અલ્તમશ ફાવ્યો. તેણે બખત્યારને હરાવ્યો તથા માર્યો અને પોતાના એક છોકરાને બંગાળાનો સુબેદાર બનાવ્યો.

૫. સિંધના હાકેમે પણ અલ્તમશનો હુકમ માનવાની ના પાડી. તેણે સિંધ જીત્યું હતું અને મહમદ ઘોરી મરણ પામ્યો ત્યારથી ત્યાં અમલ કરતો હતો. હવે તેણે ત્યાં સ્વતંત્રપણે અમલ કરવાનું ઇચ્છ્યું, પરંતુ અલ્તમશે તેને હરાવ્યો અને તે સિંધુ નદી ઓળંગી નાસતો હતો તે વખતે કુટુંબ સાથે ડૂબી મુઓ.

૬. પછી અલ્તમશ માળવા અને ગ્વાલિયરના રજપૂતો સામે ગયો. ૬ વરસ સુધી લડી તેમને તેણે વશ કર્યા. ત્યાંથી તે દિલ્હી પાછો આવ્યો અને ઇ. સ. ૧૨૩૬માં મરણ પામ્યો. કુતબુદ્દીને શરૂ કરેલો અને તેના નામ ઉપરથી કુતબ મિનાર નામે ઓળખાતો સુંદર મિનારો તેણે પૂરો કરાવ્યો.

૭. અલ્તમશ દિલ્હીમાં રાજ્ય કરતો હતો તે વખતે ચંઘીસખાન (જંઘીસખાન) નામના એક બૌદ્ધમાર્ગી તાતારે કે મોગલ સરદારે મોંગલિયાના વિકરાળ માણસોની મદદથી એશિઆનાં ઘણાંખરાં મુસલમાન રાજ્યો જીત્યાં. હિંદ પર હુમલો કરવાના વિચારથી તે સિંધુ નદી સુધી આવ્યો. અલ્તમશને આવા જોરાવર દુશ્મન સામે લડવું વાજબી લાગ્યું નહિ. તુર્કસ્તાનનો એક સરદાર તેની પાસે મદદ માટે આવ્યો

હતો તેને મદદ કરવાની તેણે ના પાડી. તેણે મોગલ સરદારને ખુશ કર્યો, તેથી મોગલોએ તેના વખતમાં હિંદ પર ચડાઈ કરી નહિ.

૮. સુલતાન રજિયા–અલ્તમશ પછી તેનો મોટો છોકરો રૂકનુદ્દીન ગાદીએ બેઠો, પણ સાત મહીના પછી તે રાજ્ય કરવાને તદ્દન નાલાયક માલમ પડ્યો, તેથી તેની બેન રજિયાને ગાદી આપવામાં આવી. દિલ્હીની ગાદી પર માત્ર આજ રાણી થઈ છે. તેનો બાપ જ્યારે જ્યારે દૂર દેશોમાં લડવા જતો ત્યારે દિલ્હી તેના હવાલામાં સોંપીને જતો હતો. તે કહેતો કે પુરુષ જેવું તેનું હૃદય અને મગજ છે અને વીસ છોકરા કરતાં પણ વધારે ગરજ સારે તેવી તે છે. ગાદીએ બેઠા પછી તેણે દૃઢતાથી અને ઘણી સારી રીતે સાડા ત્રણ વર્ષ રાજ્ય કર્યું. બીજી ઊંચ કુળની મુસલમાન સ્ત્રીઓની પેઠે તે બુરખો નાખતી નહિ, પણ મરદનો પોશાક પહેરતી અને દિલ્હીના અફગાન સુલતાનોની ગાદી પર બેસી જે માણસો કામપ્રસંગે તેને મળવા આવતા તેમની સાથે ભર કચેરીમાં વાત કરતી.



સુલતાન રજિયા

૯. પણ તેણે પોતાના દરબારના એક અમીર તરફ અતિશય પ્રીતિ બતાવી તેને મુખ્ય સેનાપતિ બનાવ્યો. આ અમીર અફગાન નહોતો, પણ એક હબસી હતો; તેથી દરબારના અફગાન અમીરો ઘણા ગુસ્સે થયા અને તેની સામે ઊઠ્યા. રજિયાએ પોતાનો બચાવ કરવાને એક તુર્ક સરદાર સાથે લગ્ન કર્યું. આ સરદાર તેને માટે બહાદુરીથી લડ્યો, પણ તે બન્ને હાર્યાં અને માર્યાં ગયાં.

૧૦. નાસિરૂદ્દીન મહમદ અલ્તમશનો સૌથી નાનો છોકરો હતો. રજિયા મરણ પામી ત્યારે અલ્તમશના બીજા છોકરાને ગાદીએ બેસાડવામાં

આવ્યો. પણ બે વર્ષ રાજ્ય કર્યાં પછી તેને અફગાન અમીરોએ કેદમાં નાખ્યો અને અલ્તમશના પૌત્રને રાજા બનાવ્યો. તેને પણ પાંચ વર્ષ પછી કેદમાં નાખવામાં આવ્યો અને **નાસિરૂદ્દીનને** ગાદી મળી. તેણે **ગ્યાસુદ્દીન** નામનો પોતાનો બનેવી જે સૌથી વધારે સમર્થ અમીર હતો તેને મુખ્ય પ્રધાન બનાવ્યો અને તેની મદદથી વીસ વર્ષ રાજ્ય કર્યું. **નાસિરૂદ્દીનની** પહેલાના બે નબળા રાજાઓના વખતમાં રજપૂતોએ કુતુબ અને **અલ્તમશે** જીતી લીધેલો મુલક પાછો લઈ લીધો હતો, તે **ગ્યાસુદ્દીને** ફરીથી તાબે કર્યો. વળી **મોગલો** વારંવાર ચડી આવતા હતા તેમને તેણે પાછા હઠાવ્યા.


નાસિરૂદ્દીન

૧૧. **નાસિરૂદ્દીન** ઘણી સાદાઈથી રહેતો હતો. તેણે ફક્ત એક સ્ત્રી કરી હતી અને તેનું રાંધેલું જમતો હતો. તે નોકર રાખતો નહિ. ઘણો સાદો ખોરાક ખાતો, અને સ્વહસ્તે ચોપડીઓ લખી પોતાની ઉપજીવિકા જેટલું મેળવતો હતો. એક વખતે એક અમીર તેને મળવા આવ્યો અને તેના હાથથી લખેલી ચોપડીમાં તેણે કેટલીક ભૂલો બતાવી. **નાસિરૂદ્દીને** તે અમીરની હાજરીમાં તેના કહેવા પ્રમાણે સુધારો કર્યો, પણ તેના ગયા પછી કરેલો સુધારો કાઢી નાખ્યો. આ ઉપરથી કોઈએ તેને આ પ્રમાણે કરવાનું કારણ પૂછ્યું, ત્યારે તેણે કહ્યું કે ખરૂં જોતાં મારાં લખાણમાં કંઈ ભૂલો નહોતી, પણ જે અમીરે મને ખરે રસ્તે લઈ જવાનો પ્રયત્ન કરવા જેટલી મમતા મારા તરફ બતાવી તેની લાગણી દુઃખવવી એ મને ઠીક લાગ્યું નહિ.

૧૨. **નાસિરૂદ્દીન** મરણ પામ્યો ત્યારે તેનો વજીર **ગ્યાસુદ્દીન બલબન** નામ ધારણ કરી ગાદીએ બેઠો. નાનપણમાં તે ગુલામ હતો પણ સારા કુળનો હતો. **અલ્તમશે** તેને રાખી લીધો હતો અને ચડતાં ચડતાં તે એક મુલકનો સુબો બન્યો હતો. **અલ્તમશે** તેની સાથે પોતાની એક કુંવરી પરણાવી હતી. પૈસો અને સત્તા મળતા પહેલાં તેણે બીજા ચાળીસ ગુલામ સાથે કરાર કર્યો હતો કે આપણે બધાએ જીવતાં સુધી એક બીજાને મદદ કરવી. તેઓ આ ઠરાવ પ્રમાણે ચાલવાથી બધા ઊંચી પદવી પામ્યા હતા. પણ **બલબન** રાજા થયો ત્યારે તેને એવી ધાસ્તી લાગી કે મારા જૂના મિત્રોમાંથી કોઈ આગળ જતાં છોકરાને ઠેકાણે રાજા થવાનો પ્રયત્ન કરશે, તેથી તેણે આ ધાસ્તી દૂર કરવાને તેમને મારી નંખાવ્યા. **બલબન હિંદુઓ** પ્રત્યે ઘણી ઘાતકી રીતે વર્તતો અને દુશ્મનો હાથમાં આવે ત્યારે તેમના પર દયા બતાવતો નહિ.



બલબન

૧૩. **બલબનના** વખતમાં ઘણા **મુસલમાન** અમીરો અને સરદારો **એશિઆના** જુદા જુદા ભાગોમાંથી **હિંદમાં** આવ્યા. **મોગલોએ** આ લોકોને તેમના દેશમાંથી હાંકી કાઢ્યા તેથી તેઓ આશ્રય ખોળતા આવ્યા. તેઓ **હિંદુસ્તાનના** જુદા જુદા ભાગોમાં વસ્યા. એક વખત **બલબનના** દરબારમાં **મોગલોના** ત્રાસથી નાસી આવેલા પંદર રાજાઓ એકઠા થયા હતા અને **બલબને** તેમનાં નામ ઉપરથી **દિલ્હીની** શેરીઓનાં નામ **ઘોર** શેરી, **બગદાદ** શેરી, **ખિવ** શેરી, એ પ્રમાણે પાડ્યાં હતાં. **બલબનના** વખતમાં **મોગલોનાં** ધાડાં વારંવાર **પંજાબ** પર ચડી આવતાં, પણ તે અને તેના છોકરા તેમને હરાવી પાછા કાઢતા હતા. આખરે **મોગલો** સાથેની એક લડાઈમાં તેનો પાટવી કુંવર **મહમદ** મરાયો. આ સમાચાર જ્યારે **બલબનને** મળ્યા ત્યારે તે

ઘણોજ દિલગીર થયો અને મરણ પામ્યો. આ વખતે તેની ઉમ્મર ૮૦ વર્ષની હતી અને તેને રાજ્ય કરતાં ૨૨ વર્ષ થયાં હતાં.

૧૪. **બલબનના** વખતમાં **ટોગ્રલ** નામે **બંગાળાના મુસલમાન** સુબેદારે બળવો કર્યો હતો. **બલબને** તેને હરાવીને મારી નાખ્યો હતો અને પોતાના **બઘરાખાન** નામના એક છોકરાંને **બંગાળાનો** સુબો બનાવ્યો હતો. આ **બઘરાખાનને બંગાળા** ફાવી ગયું હતું અને ત્યાં તે સુખચેનથી અમલ કરતો હતો, તેથી જ્યારે **બલબન** મરી ગયો ત્યારે તેણે રાજા થવાનો પ્રયત્ન કર્યો નહિ. આ ઉપરથી તેના છોકરા **કૈકુબાદને** ગાદી આપવામાં આવી. **કૈકુબાદે** ઘણી ખરાબ રીતે રાજ્ય કર્યું. **બઘરાખાન** એક વખતે તેને મળવા ગયો અને તેણે સારી સલાહ આપી, પણ તેની તેને કંઈ અસર થઈ નહિ. તે પોતાના બાપના ગયા પછી પહેલાં કરતાં વધારે ખરાબ રીતે વર્તવા લાગ્યો; પણ એવામાં તેનો **ખિલજી** જાતનો પ્રધાન તેને મારી નાખી ગાદીએ બેઠો. **કૈકુબાદે** ત્રણ વર્ષ રાજ્ય કર્યું. તેની પછીના ૭ પાદશાહના અમલમાં બધો વખત **બઘરાખાન બંગાળાનો** સુબો કાયમ રહ્યો અને ૪૫ વર્ષ અમલ કરી મરણ પામ્યો.

---

## ૨૮. ખિલજી વંશ

### ઇ૦ સ૦ ૧૨૯૦થી ૧૩૨૦ સુધી

૧. **ખિલજી** વંશના ચાર રાજાઓએ ત્રીસ વર્ષ રાજ્ય કર્યું. તેઓ જાતે **અફગાન** હતા, પણ તેમનો મૂળ દેશ **તુર્કસ્તાન** હોવાથી **તુર્ક** ભાષા બોલતા. તેમના વખતમાં **મુસલમાનો** દક્ષિણ **હિંદમાં** પેઠા.

૨. **ખિલજી** વંશના પહેલા રાજા **જલાલુદ્દીનને** ગાદી મળી ત્યારે તેની ઉમર ૭૦ વર્ષની હતી. તે ભલો હતો. મિત્રો તેમજ દુશ્મનો

તરફ તે દયાભાવ અને નમ્રતાથી વર્તતો હતો. તેને **અલ્લાઉદ્દીન** નામે એક ભત્રીજો હતો, તેના પર તેનો પૂર્ણ વિશ્વાસ હતો. તેને તે છોકરા સમાન ગણતો હતો. દક્ષિણના મુલકમાં **અફગાનો** હજી નહોતા, ત્યાં **અલ્લાઉદ્દીન** લશ્કર લઈને ગયો. ૮,૦૦૦ માણસો સાથે તે ૭૦૦ માઇલની મુસાફરી કરી **વિંધ્યાચળની** પેલી તરફ **મહારાષ્ટ્રના** રાજા **રામદેવની** પાટ નગરી દેવગિરિ—અર્વાચીન **દોલતાબાદ**—સુધી ગયો. રસ્તામાં જતાં તેણે કહ્યું કે 'મારો કાકો મારી જિંદગી લેવા તાકે છે તેથી ત્યાંથી હું નાસી આવ્યો છું.' આથી રજપૂત રાજાઓએ તેને છેડ્યો નહિ. તેણે **દેવગિરિ** ઉપર છાપો માર્યો અને ત્યાંના રાજા પાસેથી ઘણું દ્રવ્ય, જવાહીર, તથા કેટલોક મુલક લીધો. ત્યારપછી તે **દિલ્હી** પાછો ગયો. **અલ્લાઉદ્દીન** આવ્યાના સમાચાર સાંભળી **જલાલુદ્દીન** ખુશ થયો અને સાથે કોઈ માણસને લીધા વગર તેને મળવા ગયો. જેવો તે **અલ્લાઉદ્દીનને** ભેટવા જાય છે કે **અલ્લાઉદ્દીને** તેને કટાર ભોંકી મારી નાખ્યો, અને તેનું મરણ જાહેર કરવા માથું કાપી ભાલાની ટોચે ભેરવી છાવણીમાં ફેરવ્યું. ત્યારપછી તે **દિલ્હી** ગયો અને પોતાના કાકાના બે છોકરાને મારી નાખી ગાદીએ બેઠો. **જલાલુદ્દીન** ગાદી પર સાત વર્ષ રહ્યો.



અલ્લાઉદ્દીન

૩. **અલ્લાઉદ્દીન** ( ૧૨૯૫–૧૩૧૫) ઘાતકી, ધાર્યું કરે તેવો, અને કઠણ છાતીવાળો હતો. ચારે ખિલજી રાજાઓમાં તે સૌથી વધારે જોરાવર હતો. તેણે વીસ વર્ષ રાજ્ય કર્યું. કાકા તરફની પોતાની ઘાતકી વર્તણુક લોકો ભૂલી જાય માટે તેણે દક્ષિણથી આવેલું સઘળું દ્રવ્ય વહેંચી આપ્યું અને ત્યારપછી પોતાની સત્તા મજબૂત કરવા તરફ ધ્યાન આપ્યું. અગાઉ ઘોરી રાજાઓએ ગુજરાત જીતી લીધું

હતું. પણ ત્યાંના લોકોએ ઘણી મુદ્દત થયાં અફગાનોને હાંકી કાઢ્યા હતા, અને આ વખતે એક રજપૂત રાજા ત્યાં રાજ્ય કરતો હતો. અલ્લાઉદ્દીને પોતાના ભાઈ અલફખાનને જબરૂં લશ્કર આપી ગુજરાત જીતવા મોકલ્યો. તેણે તે મુલક જીત્યો અને ત્યાંની રાણી કમળાદેવી જે પોતાની ખૂબસૂરતી અને અક્કલહોશિયારીને માટે પ્રસિદ્ધ હતી તેને દિલ્હી મોકલી. અલ્લાઉદ્દીને તેને પોતાની બેગમ બનાવી. ત્યારપછી અલ્લાઉદ્દીનને મોગલો સાથે લડવું પડ્યું. આ લોકો પાંચ વખત પંજાબમાં પેઠા અને એક વખત તો છેક દિલ્હી સુધી આવ્યા. અલ્લાઉદ્દીને તેમને હરાવીને પાછા હાંકી કાઢ્યા, પણ તેમનામાંના ઘણાખરા ત્યાંજ રહી મુસલમાની ધર્મ સ્વીકારી દેશમાં વસ્યા.

૪. ત્યારપછી અલ્લાઉદ્દીને ઉત્તર હિંદમાં રાજ્ય કરતા રજપૂત રાજાઓને વશ કરવા માંડ્યા. તેણે તેમના ઘણા કિલ્લા લીધા. તે વખતે ચિતોડનો રાજા ભીમસી કે ભીમસિંહ નામે હતો. તેને પદ્મિની નામે ખૂબસૂરત સ્ત્રી હતી. અલ્લાઉદ્દીને આ પદ્મિનીની ખૂબસૂરતી વિષે સાંભળ્યું હતું અને તે તેને પોતાની બેગમ બનાવવા માગતો હતો. તેણે જબરૂં લશ્કર લઈ ચિતોડ પર હુમલો કર્યો; પણ ઘણા મહીના સુધી તે લઈ શક્યો નહિ. ત્યારપછી તેણે કહ્યું કે 'હું ફક્ત એક વખતે પદ્મિનીનો ચહેરો જોવા માગું છું. જો ભીમસી જોવા દે તો હું અહિંથી ચાલ્યો જાઉં.' ભીમસીએ આખરે આ વાત કબૂલ રાખી પણ એવી શરતે કે એક પડદા પાછળ બેસીને, જેમ આરસામાંથી દેખાય તેમ, પદ્મિની તેને પોતાનો ચહેરો બતાવે. પદ્મિનીએ પડદા પાછળ રહીને તેને ચહેરો બતાવ્યો. આ પ્રમાણે ભીમસીએ પોતાની કબૂલાત પાળી. છતાં તે અલ્લાઉદ્દીનને છાવણી સુધી વળાવવા ગયો તે વખતે અલ્લાઉદ્દીને તેને કપટ કરીને પકડ્યો અને પદ્મિની તેની સાથે લગ્ન કરે ત્યાંસુધી તેને છોડવાની ના પાડી. તે રજપૂત સુંદરીને હવે પોતાના ધણીને છોડવવાનો એકજ માર્ગ સૂઝ્યો. તેણે અલ્લાઉદ્દીન સાથે લગ્ન

કરવાની ઉપલક ખુશી બતાવી અને પોતે એક બંધ ડોળીમાં બેસીને તેને ત્યાં જવા નીકળી. તેણે પોતાની પાલખી સાથે બીજી સાતસેં ડોળી રાખી અને તેમાં દાસીઓ છે એમ જણાવ્યું. પણ ખરૂં જોતાં આ દરેક ડોળીમાં એક રજપૂત સરદાર હતો અને તે ઉંચકનાર મજૂરના વેષમાં સિપાઈઓ હતા. પદ્મિની આવી પહોંચી એટલે અલ્લાઉદ્દીને તેને અને ભીમસીને કબજામાં રાખવાનો પ્રયત્ન કર્યો. પણ રજપૂત સરદારો ડોળીમાંથી બહાર કૂદી નીકળ્યા અને સિપાઈઓએ પોતાની તલવાર ખેંચી. ભીમસી અને પદ્મિની બન્ને નાસી ચિતોડમાં જઈ ભરાયાં. અલ્લાઉદ્દીન તે વખતે ચિતોડગઢ લઈ શક્યો નહિ; પણ એક કે બે વર્ષ પછી તે વધારે જોરાવર લશ્કર લઈને આવ્યો. આ વખતે રજપૂતો તેની સામે ટકી શક્યા નહિ. જ્યારે ઘણા રજપૂતો મરાયા અને કિલ્લો હાથથી જશે એમ લાગ્યું, ત્યારે પદ્મિની અને ૧૩,૦૦૦ રજપૂત સ્ત્રીઓ જીવતી બળી મૂઈ અને મરદ માત્ર હાથમાં તરવાર લઈ બહાર નીકળ્યા અને દુશ્મનો સાથે બહાદુરીથી લડ્યા, પણ આખરે તેઓ માર્યા ગયા. આ બનાવ ઇ. સ. ૧૩૦૩માં બન્યો. ત્યારપછી અલ્લાઉદ્દીને જેસલમીર પર હુમલો કર્યો અને આઠ મહીના ઘેરો ઘાલ્યા પછી તે જીતી લીધું. અહિં પણ ૪,૦૦૦ રજપૂત સ્ત્રીઓ પોતાનાં બધાં જવાહીર સાથે બળી મૂઈ અને મરદ માત્ર બહાર નીકળી આવ્યા અને લડતાં લડતાં માર્યા ગયા. રજપૂતોના આ રિવાજને 'જુહાર' કહે છે. અલ્લાઉદ્દીને રજપૂતોને વશ કર્યા અને ગુજરાત તથા રજપુતાનામાં આવેલાં તેમનાં રમણીય શહેરો કબજે કર્યાં. ત્યારપછી તેણે દક્ષિણ જીતવા વિચાર કર્યો.

૫. અલ્લાઉદ્દીનનો મુખ્ય સરદાર કાફુર નામે એક વટલેલો હિંદુ ગુલામ હતો. અલ્લાઉદ્દીનને એવી ધાસ્તી હતી કે હું ઉત્તર હિંદમાંથી જઈશ તો મોગલો પાછા અહિં આવશે, અથવા કોઈ સરદાર બળવો કરી રાજા બનવાનો પ્રયત્ન કરશે. આ કારણથી તેણે જાતે દક્ષિણ નહિ જતાં પોતાના સરદાર કાફુરને જબરૂં લશ્કર આપી

મોકલ્યો. કાપુર દરેક વખત જુદો જુદો મુલક જીતતો અને ખૂબ લૂટ લઈ પાછો દિલ્હી જતો.

૬. ઈ. સ. ૧૩૦૯માં તેણે **ગોદાવરી** નદીની દક્ષિણે આવેલા **તૈલિંગણ** કે **તેલગુ** પ્રદેશના મુખ્ય શહેર **વરંગુળ** ઉપર ચડાઈ કરી. ત્યારપછી તેણે દેવગિરિ તરફ કૂચ કરી. **અલ્લાઉદ્દીને** દેવગિરિ પાછલા રાજ્યમાં જીત્યું હતું, પણ કેટલીક મુદતથી ત્યાંનો રાજા ખંડણી મોકલતો નહોતો. **કાપુર** દેવગિરિ જતો હતો ત્યારે **અલ્લાઉદ્દીનની** રજપૂત સ્ત્રી **કમળાદેવીએ** તેને કહ્યું કે 'મારી **દેવળદેવી** નામની છોકરી મારા પ્રથમના ધણી **ગુજરાતના** રાજા સાથે છે તેને લેતા આવજો.' ગુજરાતનો રાજા પોતાનો મુલક જીતાયા પછી દક્ષિણમાં જઈ રહ્યો હતો. આ ઉપરથી **કાપુરે** દક્ષિણ જઈ તેની શોધ માટે એક લશ્કર મોકલ્યું અને **દેવળદેવી** દેવગિરિના રાજા **રામદેવના** છોકરા **શંકરદેવ** સાથે પરણવાની તૈયારીમાં હતી તે વખતે પકડાઈ. તેને દિલ્હી લાવી પાદશાહના છોકરા **ખિજરખાન** સાથે પરણાવવામાં આવી. **કાપુરે** **રામદેવ** સાથે લડાઈ કરી તેને હરાવ્યો. તે તેને દિલ્હી લઈ ગયો. દિલ્હીમાં **અલ્લાઉદ્દીન** તેની સાથે સારી રીતે વર્ત્યો તેથી તે જીવતાં સુધી તેનો મળતીઓ રહ્યો.

૭. પણ **રામદેવના** મરણ પછી તેના છોકરા **શંકરદેવે** બળવો કર્યો. શંકરદેવની સ્ત્રીને પાદશાહ લઈ ગયો હતો તેથી પાદશાહ પર તેને વેર હતું. તેને શિક્ષા કરવાને **કાપુર** એક વખત ફરીથી દક્ષિણમાં ગયો, તેને હરાવ્યો તથા માર્યો, અને **મહારાષ્ટ્ર** દેશ બધો ઉજ્જડ કર્યો. ઈ. સ. ૧૩૧૦માં તે દક્ષિણ **હિંદમાં** પેઠો અને **મ્હેસૂરના** **કાનડી** મુલકમાં થઈ સીધો **બલ્લાળ** રાજાઓના પાટ નગર **દ્વારસમુદ્ર** સુધી ગયો. તેણે તે શહેર લીધું અને ત્યાંથી દક્ષિણમાં **કેપ કોમોરીન** તરફ ગયો. પછી તે પુષ્કલ ખજાનો લઈ પાછો ફર્યો. **કાપુરની** ગેરહાજરીમાં **અલ્લાઉદ્દીનની** નોકરીમાં દાખલ થયલા **મોગલોએ** બળવો કર્યો હતો તેથી ૧૫,૦૦૦ **મોગલોને** મારી નાખવામાં આવ્યા હતા.અને તેમની સ્ત્રીઓ તથા છોકરાંને ગુલામ તરીકે વેચવામાં આવ્યાં હતાં.

૮. અલ્લાઉદ્દીનના વખતમાં અફગાન ઉમરાવોથી મરજી મુજબ વર્તી શકાયું નહિ. રાજાની પરવાનગી સિવાય કોઈ પોતાના મિત્રને જમવા તેડી શકતો નહિ અને તેની પહેલેથી મંજૂરી લીધા સિવાય લગ્ન કરી શકતો નહિ. કોઈ મોટા ઉમરાવને બીજા મોટા ઉમરાવની દીકરી સાથે લગ્ન કરવાની રજા મળતી નહિ; કારણ કે તેથી તેની સત્તા વધી જાય. જેટલી જમીન ખેડવાની રાજા મંજૂરી આપે તેટલીજ જમીન ખેડુતો ખેડી શકતા; અને જેટલા નોકરો રાખવાની રજા આપે તેટલાજ રાખી શકતા. વળી ખેડુતોએ બકરાં, ઘેટાં, તથા ઢોરની સંખ્યા કેટલી રાખવી તે પણ રાજા નક્કી કરતો હતો. કોઈ પણ માણસ પાસે પૈસા થાય તો તે લૂટી લેતો હતો. લોકો પૈસાદાર અને જોરાવર બને તો સામા થાય એમ ધારીને તે આટલું બધું કરતો હતો. દરેકે દરેક વસ્તુની ખરીદી તથા વેચાણના ભાવ તે નક્કી કરતો, અને વળી દુકાનો કયારે ઉઘાડવી અને કયારે બંધ કરવી તે પણ ઠરાવતો હતો. છેવટના ભાગમાં અલ્લાઉદ્દીનના રાજકારભારમાં બહુ બગાડ થયો. તે ખૂબ દારૂ પીવા લાગ્યો અને તેણે બધી સત્તા પોતાના સરદાર કાફુરને સોંપી દીધી.

૯. કાફુરે હવે જાતે રાજા થવા ઇચ્છયું. તે દિલ્હી છોડી કંઈ ગયો નહિ. ઘડપણને લીધે અલ્લાઉદ્દીનની મતિ હવે બગડી હતી. તેની પાસે તેણે (કાફુરે) તેના બે દીકરાને કેદ કરાવ્યા. આ દર્મિયાન અલ્લાઉદ્દીનની હવે રાજ્યમાં કંઈ સત્તા રહી નથી એમ જાણીને ચિતોડ તથા ગ્વાલિયરના રજપૂતો અને દક્ષિણના મરાઠા સરદારોએ બળવો કરી અફગાન રાજ્યની ઝુંસરી કાઢી નાખી. આખરે કાફુરે રાજાને ઝેર દીધું, તેના બે મોટા છોકરા કેદમાં હતા તેમની આંખો ફોડાવી, અને પોતે દિલ્હીની ગાદી લેવાનો પ્રયત્ન કર્યો; પણ રાજાના અફગાન રક્ષકે તેને મારી નાખ્યો અને અલ્લાઉદ્દીનના ત્રીજા છોકરા મુબારકને ગાદીએ બેસાડ્યો.

૧૦. મુબારક ઘણો નબળો રાજા નીવડ્યો. તેણે પોતાના બાળક ભાઈની આંખો ફોડાવી. જે માણસે તેને ગાદીએ બેસાડયો હતો તેને

મારી નંખાવ્યો; અને કોઈ નીચ જાતનો હિંદુ વટલીને મુસલમાન થયો હતો, તેને ખુશરૂખાનના ખિતાબથી મુખ્ય પ્રધાન બનાવ્યો; આ પ્રધાને તેને બે વરસ પછી મારી નંખાવ્યો અને ખિલજી વંશના બધા માણસોને મારી નંખાવી પોતે નાસરૂદ્દીન નામ ધારણ કરી ગાદીએ બેઠો; પરંતુ તે લાંબી મુદ્દત રાજ્ય કરી શક્યો નહિ. ગ્યાસુદ્દીન તઘલખ નામે જોરાવર સરદાર પંજાબનો સુબેદાર હતો, તેણે દિલ્હી પર ચડી આવી ખુશરૂને હરાવી માર્યો અને અલ્લાઉદ્દીન ખિલજીનો કોઈ વંશજ હયાત નહોતો, તેથી તેનેજ ગાદીએ બેસાડવામાં આવ્યો.

---

## ૨૯. તઘલખ વંશ

### ઇ૦ સ૦ ૧૩૨૦થી ઇ૦ સ૦ ૧૪૧૪ સુધી

૧. આ વંશમાં આઠ રાજા થયા. પણ તેમાંના બે રાજાઓનો ઇતિહાસ જાણવા લાયક છે. બીજો રાજા મહમદ તઘલખ નામે થયો. તેણે પોતાના નિર્દય કૃત્યોથી નામ કાઢ્યું અને ત્રીજા રાજા ફિરોઝ તઘલખે સારી રીતે રાજ્ય કરવાના પ્રયત્નો માટે પ્રસિદ્ધિ મેળવી.

૨. આ વંશનો પહેલો રાજા ગ્યાસુદ્દીન તઘલખ બલબનના એક તુર્કી ગુલામનો હિંદુ સ્ત્રીને પેટે જન્મેલો છોકરો હતો. તેણે પાંચ વર્ષ રાજ્ય કર્યું, પછી તેનો છોકરો જુનાખાન મહમદ તઘલખ નામ ધારણ કરી ગાદીએ બેઠો. તેણે ૨૭ વર્ષ રાજ્ય કર્યું, પણ તેના અમલથી દેશ ઘણો હેરાન થયો. લોકોએ તેને 'ખુની સુલતાન' નામ આપ્યું. તેણે એટલાં બધાં ઘાતકી અને વિચિત્ર કર્મ કર્યાં કે ઘણા હિંદુઓએ તેને ગાંડો ગણ્યો. જ્યારે મોગલો જબરૂં લશ્કર લઈને

ચડી આવ્યા ત્યારે તેમને હાંકી કાઢવાને બદલે તેમને પોતાના ખજાનાનો બધો પૈસો આપી દઈ પાછા વાળ્યા.

૩. ત્યારપછી પોતાની પાસે કંઈ પૈસા નહિ રહેવાથી તેણે ત્રાંબાના રૂપીઆ બનાવી તે ખરા રૂપીઆને ઠેકાણે ચલાવવા માંડ્યા અને કોઈએ તે લીધા નહિ ત્યારે લોકો પાસેથી લેવાતી કરની રકમ પહેલાં કરતાં દસ ગણી વધારી. લોકો બિચારા આ ભારે કર ભરી શક્યા નહિ, તેથી જમીન પડતર રાખી જંગલમાં જઈ રહ્યા. આ વખતે તેણે ઘાતકી કર્મ એ કર્યું કે પોતાના સિપાઈઓ પાસે લોકોને જંગલમાં ઘેરી લેવડાવી રાની પશુ હોય તેમ મારી નંખાવ્યા.

૪. એ વખત તેણે દિલ્હીના લોકોને આઠસેં માઇલ દૂર દક્ષિણમાં આવેલા દેવગિરી શહેરમાં જઈ વસવાનો હુકમ કર્યો. તેણે આ શહેરને દોલતાબાદ (દોલતનું ઠેકાણું) નામ આપ્યું; જાણે તે નામ આપવાથી પોતે શહેરને દોલતવાન્ બનાવી શકતો ન હોય! તે વખતે બાંધેલા રસ્તા બિલકુલ નહોતા. દક્ષિણમાં જવાનો રસ્તો વિંધ્યાચળ ઓળંગી ઘાડાં જંગલમાં થઈને હતો. રસ્તામાં ખોરાક તથા પાણી મળવાની મુશ્કેલી હતી, તેથી ઘણા લોકો રસ્તામાં મરણ પામ્યા અને જે થોડાઘણા ત્યાં પહોંચ્યા તેમને નવા શહેરમાં રહેવાને ઘર મળ્યાં નહિ. આખરે, જે જીવતા રહ્યા તેમને દિલ્હી પાછા આવવાનો રાજાએ હુકમ કર્યો.

૫. મહમદ તઘલખ હિંદુઓને ધિક્કારતો અને પોતાના રાજ્યમાં તથા લશ્કરમાં બધે અફગાનોને નોકરીમાં રાખતો હતો. આ લોકો હિંદુઓની ભાષા બોલી શકતા નહિ અને તેમની તરફ ઘણી ઘાતકી રીતે વર્તતા હતા. મહમદ પોતાના તાબામાં સરદારોને વશ કરી શક્યો નહિ, છતાં એક લાખ માણસનું જબરૂં લશ્કર તેણે ચીન જીતવાને મોકલ્યું. આ લશ્કરમાંના ઘણાખરા તો હિમાલયમાંજ મરણ પામ્યા અને જે થોડાઘણા પાછા આવ્યા તેમને આ ઘાતકી રાજાએ મારી નાખ્યા.

૬. મહમદ તઘલખે જુલમી રીતે અમલ કર્યો તેથી ઘણા સુબેદારો તેની સામે ઊઠ્યા અને તેમણે પોતાના પ્રાંતમાં સ્વતંત્ર

રાજ્યો સ્થાપ્યાં. ગુજરાત અને બંગાળામાં પઠાણ રાજ્યો સ્થપાયાં. તૈલિંગણ અને કર્ણાટકના હિંદુ રાજાઓને અલ્લાઉદ્દીને તાબે કર્યા હતા. તેઓ એક વખત ફરીથી સ્વતંત્ર થયા. તુંગભદ્રા નદીને કાંઠે વિજયનગરમાં હરિહર નામના સરદારે ઇ. સ. ૧૩૩૬માં બળવાન્ હિંદુ રાજ્ય સ્થાપ્યું. દક્ષિણમાં હસન નામના સરદારે સુમારે ઇ. સ. ૧૩૪૭માં બ્રાહ્મણી રાજ્ય સ્થાપ્યું.

૭. મહમદ પછી તેનો ભત્રીજો ફિરોઝ ગાદીએ બેઠો. તે પઠાણ રાજાઓમાં સૌથી શ્રેષ્ઠ હતો. તેણે પોતાના લગભગ ૪૦ વર્ષના અમલમાં દેશ સુધારવાનો ઘણો પ્રયત્ન કર્યો. તેણે રસ્તા બંધાવ્યા તથા નહેરો ખોદાવી, મુસાફરો માટે ધર્મશાળા બંધાવી, અને અરબી તથા ફારસી ભાષાઓનો અભ્યાસ કરવાને નિશાળો કાઢી. પ્રજા તરફ પોતાની જાતના ઘણાખરા રાજાઓ કરતાં તેણે સારી વર્તણૂક ચલાવી, છતાં તે પણ ઘણી વાર હિંદુઓ પોતાનો ધર્મ બદલતા નહિ ત્યારે તેમની સાથે ઘાતકી રીતે વર્તતો અને હિંદુ દેવળો ભાંગી તેમાંથી પત્થર ને બીજો સરસામાન જે મળી આવે તે વડે મસીદો બાંધવી એ પોતાનું કર્તવ્ય સમજતો હતો. તેણે પોતાની જિંદગીનું વૃત્તાંત લખ્યું છે તેમાં પોતે જાતે એ પ્રમાણે કહે છે.

૮. ફિરોઝ પછી આ વંશના ચાર રાજાઓ થયા. તેમણે થોડી થોડી મુદ્દત રાજ્ય કર્યું. તેમના વખતમાં દિલ્હીના તાબાના પ્રાંતો એક પછી એક સ્વતંત્ર થઈ ગયા. કેટલાકમાં રજપૂતોએ અને કેટલાકમાં પઠાણોએ સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યાં. છેલ્લા તઘલખ રાજા મહમદના તાબામાં માત્ર દિલ્હી અને તેની આસપાસનો મુલક રહ્યો. આ મહમદના વખતમાં તાતાર કે મોગલો તૈમુરની સરદારી નીચે એક વખત ફરીથી હિંદમાં આવ્યા.

# ૩૦. તૈમુર લંગડો

૧. તઘલખ વંશનો છેલ્લો રાજા દિલ્હીની ગાદીએ હતો તે અરસામાં તુર્કસ્તાનનો બધો મુલક તૈમુર નામના એક બળવાન્ બેગ કે સરદારના તાબામાં હતો. તે શરીરે ઊંચો અને દેખાવડો હતો. તેનો ચહેરો ભવ્ય, આંખો ચાલાક, અને અવાજ ઝીણો હતો અને આંગળીઓ જાડી તથા પગ લાંબા હતા. તે લંગડો હતો તેથી તૈમુરલંગ એટલે તૈમુર લંગડાને નામે ઓળખાય છે. તે શહેરમાં વસનાર તુર્ક લોકોની જાતનો હતો, પણ તેના લશ્કરમાં ઘણાખરા તાતાર લોક હતા તેથી તેને ઘણે ઠેકાણે 'તૈમુર તાતાર' એ નામે વર્ણવ્યો છે. તે સ્વભાવે ઘણો ઘાતકી અને નિર્દય હતો. એમ કહેવાય છે કે તેણે જેટલા માણસોના જીવ લીધા તેટલા ભાગ્યેજ કોઈએ લીધા હશે.


તૈમુર લંગડો

૨. ઇ. સ. ૧૩૯૮માં તૈમુરે, તાતાર, તુર્ક, અને ઇરાની લોકોનું મોટું લશ્કર એકઠું કર્યું અને વાયવ્ય કોણના ઘાટોમાં થઈ એક ભારે વંટોળીઆની માફક હિંદુસ્તાનમાં ઝપાટાબંધ ધસી આવ્યો. તેણે આવીને જે ઘોર કતલ કરી, તેવી આજે તે ત્રાસદાયક બનાવ બન્યાને પાંચસે વર્ષ થયાં તે દર્મિયાન કે તે પહેલાં કદી થઈ નથી. આ વખતે હિંદુસ્તાનમાં રાજ્ય કરતા પઠાણ રાજાઓ મુસલમાન હતા, એટલે ઇસ્લામી ધર્મ ફેલાવવાની ધારણાથી તેણે આ કર્મ કર્યું હોય એમ તો કહેવાય નહિ. લૂટફાટ અને કતલ કરવી એજ તેની મતલબ હતી અને એજ કામ તેણે કર્યું.

૩. તાતાર લોકોનાં ટોળાં સાથે અફગાનિસ્તાનમાં થઈ તે પંજાબમાં પેઠો અને રસ્તામાં કતલ ચલાવતો તથા ગામડાં સળગાવતો ધીમે ધીમે દિલ્હી તરફ ચાલ્યો. તે દિલ્હી નજીક આવ્યો ત્યારે તેની છાવણીમાં એક લાખ કેદી હતા તે બધાને સાચવવાનું મુશ્કેલ લાગવાથી તેણે ૧૫ વર્ષની ઉમ્મરના બધાને મારી નંખાવ્યા.

૪. આ ત્રાસદાયક સમાચાર દિલ્હી પહોંચ્યા ત્યારે લોકો ભયથી આકુળવ્યાકુળ થયા. પઠાણ રાજા પ્રથમ દરવાજા બંધ કરી શહેરમાં ભરાયો, પણ થોડા દિવસ પછી વગર વિચારે લશ્કર લઈ બહાર નીકળ્યો.

૫. તૈમુર તેના પર તૂટી પડ્યો અને તેને સખત હાર ખવડાવી. પંદર દિવસ સુધી ઘાતકી તાતાર લોકોએ શહેરમાં હરીફરીને લોકોને મારી નાખ્યા તથા તેમનાં ઘર બાળી મૂકયાં. પછી સંખ્યાબંધ ગુલામો અને ભારે લૂટ લઈ તે હિમાલયની તળેટીમાં થઈને પંજાબ પાછો ગયો અને ત્યાંથી કાબુલ થઈ તુર્કસ્તાન ગયો.

૬. તૈમુરે દિલ્હી છેક પાયમાલ સ્થિતિમાં મૂકયું. તે હિંદમાં માત્ર પાંચ મહીના રહ્યો અને તેનું આવવું એક ભયંકર સ્વપ્નાની માફક પસાર થયું. તોપણ હિંદુસ્તાનના લોકોએ ઘાતકી, લાંબા નાકવાળા, ગંદા તાતારોને અને તેમના લંગડા, લાંબા પગવાળા, અને વિકરાળ મોં, ચાલાક આંખો, તથા ઝીણા અવાજવાળા સરદારને લાંબી મુદ્દત સુધી સંભાર્યો.

---

## ૩૧. તૈમુર પછીનું હિંદ

### ઇ૦ સ૦ ૧૪૦૦થી ૧૫૦૦ સુધી

૧. **સૈયદ પાદશાહો** (૧૪૧૪–૧૪૫૦)–તૈમુરે હિંદુસ્તાન છોડયું ત્યારપછી સુમારે ૫૦ વર્ષ સુધી દિલ્હીમાં માત્ર નામનું રાજ્ય રહ્યું. પંજાબનો સુબેદાર ખિજરખાન ઇ. સ. ૧૪૧૪માં ગાદી દબાવી

પડ્યો, પણ તેની સત્તા માત્ર દિલ્હી શહેર અને તેની આસપાસ થોડા પ્રદેશ પર હતી. તેણે સાત વર્ષ રાજ્ય કર્યું. તેની પછી તેનો છોકરો સૈયદ મુબારક ગાદીએ બેઠો. ૧૨ વર્ષ રાજ્ય કર્યાં પછી તેને મારી નાખવામાં આવ્યો અને તેના ભત્રીજા સૈયદ મહમદને ઇ. સ. ૧૪૩૩માં ગાદીએ બેસાડ્યો. આ રાજ્યમાં દિલ્હી પર માળવાના સુલતાને હુમલો કર્યો તે વખતે પંજાબના સુબેદાર બહલોલખાન લોદીએ સૈયદ પાદશાહને મદદ કરી. સૈયદ મહમદના મરણ પછી તેનો જમાઈ અલ્લાઉદ્દીન ગાદીએ બેઠો, પણ પોતાથી રાજ્ય કરી શકાશે નહિ એમ લાગવાથી તેણે લોદી સુબેદારને રાજ્ય સોંપી દીધું અને સુખચેનથી જિંદગીનાં બાકીનાં ૨૮ વર્ષ પોતાની જાગીરમાં ગાળ્યાં.

૨. **લોદી પાદશાહો** ( ૧૪૧૦–૧૫૨૬ )–બહલોલખાન લોદી પંજાબનો સુબેદાર હતો, તેથી તે ગાદીએ બેઠો ત્યારે દિલ્હીના રાજ્યમાં પંજાબનો મુલક ઉમેરાયો. સૈયદ વંશના કોઈ પણ રાજા કરતાં તે વધારે જોરાવર હતો. તેણે ૨૬ વર્ષ સુધી લડીને પૂર્વમાં અયોધ્યા અને અલ્લાહાબાદની આસપાસ આવેલું જુવાનપુરનું રાજ્ય જીતી લીધું. તેનો અમલ પંજાબથી બહાર સુધીના બધા પ્રદેશ પર હતો. મુસલમાન ઇતિહાસકારો લખે છે કે તેણે ઘણી સારી રીતે રાજ્ય કર્યું. તે ઉપલક ભપકો અને દરબારી ઠાઠ રાખવા માગતો નહિ અને કહેતો કે રાજા પોતાના સારા અમલથી લોકોમાં પ્રસિદ્ધિ મેળવે તો પછી તેને આ બધું નકામું છે. તેણે ઇ. સ. ૧૪૫૦થી ૧૪૮૮ સુધી રાજ્ય કર્યું. તેની પાછળ તેનો છોકરો સિકંદર ગાદીએ બેઠો.


બહલોલ લોદી

૩. સિકંદર લોદીએ પોતાના બાપ તરફથી મળેલા રાજ્યમાં જુવાનપુરની પેલી તરફ આવેલું બહારનું રાજ્ય જીતી વધારો કર્યો. તે હિંદુઓ પ્રત્યે ઘણી ઘાતકી રીતે વર્ત્યો. ઘણા હિંદુઓને તેણે મારી નાખ્યા, તેમનાં દેવળ તોડી પાડ્યાં, અને તેમને જાત્રાએ જવાની તથા પવિત્ર નદીઓમાં નહાવાની મના કરી; પરંતુ પોતાની મુસલમાન પ્રજા પ્રત્યે તે ઘણી સારી રીતે વર્ત્યો. તેણે દિલ્હી બદલી આગ્રાને રાજગાદીનું મથક બનાવ્યું. ઇ. સ. ૧૪૮૮થી ૧૫૧૭ સુધી એટલે ૨૯ વર્ષ તેણે રાજ્ય કર્યું.

૪. ઇબ્રાહીમ લોદી–લોદી વંશના ત્રીજા અને છેલ્લા પાદશાહ હતા. ઇબ્રાહીમે ફક્ત ૯ વર્ષ રાજ્ય કર્યું. તે મગરૂર અને ઘાતકી હોવાથી તેણે ઘણી ખરાબ રીતે રાજ્યવહીવટ ચલાવ્યો. તેણે પોતાનો એક ભાઈ જુવાનપુરનો સુબો હતો, તેને મારી નંખાવ્યો અને બીજાને કેદ કર્યો. પહેલા બે લોદી રાજાઓએ મેળવેલો સઘળો મુલક તેણે ખોયો. મોટા અફગાન ઉમરાવો દિલ્હીના સુલતાનને રાજા નહિ ગણતાં, પોતાનો વડીલ ગણતા હતા. તેઓ તેના અમીર કે સરદાર કહેવાતા અને નાના નાના રાજ્યના ધણી હતા. સુલતાન તેની સાથે માનથી વર્તતો હતો. તેમની મદદ સિવાય તેનાથી રાજ્ય થઈ શકતું નહિ. પણ ઇબ્રાહીમ આ ઉમરાવો સાથે ઘણી ખરાબ રીતે વર્ત્યો. તેઓ જ્યારે જ્યારે તેને મળવા આવતા ત્યારે તે તેમને પોતાના નોકરોની માફક અદબ કરાવી ઊભા રાખતો અને પોતે તેમની સાથે વાત કરે ત્યાંસુધી બોલવા દેતો નહિ. આથી મોટા અફગાન અમીરો તેના પર ગુસ્સે થયા. તેમાંના કેટલાકે સુલતાનની આજ્ઞા માની નહિ તેથી તેણે તેમને મારી નંખાવ્યા. ઘણા સરદારો તેની સામે ઊઠ્યા, તેમાં મુખ્ય ચિતોડનો રજપૂત રાજા રાણો સંગ અને પંજાબનો સુબેદાર દોલતખાન લોદી હતા. તેમણે કાબુલના મોગલ રાજા બાબરને ઇબ્રાહીમના મુલક પર ચડી આવવા લખ્યું. બાબર ખુશીથી આવ્યો. ઇબ્રાહીમ હાર્યો તથા મરાયો અને મોગલો હિંદુસ્તાનના ધણી થયા.

૫. આ વખતે ઉત્તર અને મધ્ય હિંદના જુદા જુદા પ્રાંતોમાં બધે મુસલમાન સરદારોએ સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યાં હતાં. આ મુસલમાન સરદારમાંના ઘણાખરા અફગાન હતા અને પહેલાં તો તે પ્રાંતોના હાકેમ હતા. પંજાબ, બંગાળા, જુવાનપુર, ગુજરાત, માળવા, અને મુલતાન કે સિંધ એ બધા મુલકમાં પઠાણ રાજાઓનો અમલ હતો. અરવલ્લી ડુંગરોની પશ્ચિમ તથા દક્ષિણના રજપુતાનાના પ્રદેશમાં કેટલાંક રજપૂત રાજ્યો હતાં, તેમાંનું મુખ્ય ઉદેપુર કે ચિતોડનું રાજ્ય હતું.

૬. દક્ષિણમાં બે મોટાં રાજ્યો હતાં, મધ્યમાં પઠાણ રાજ્ય હતું તે 'બ્રાહ્મણી રાજ્ય'ને નામે ઓળખાતું, અને દક્ષિણમાં વિજય-નગરનું હિંદુ રાજ્ય હતું. આ મોટા હિંદુ રાજ્યના તાબામાં આખું દક્ષિણ હિંદ પણ હતું. અફગાનો દક્ષિણમાં શી રીતે પથરાયા, બ્રાહ્મણી રાજ્ય તથા વિજયનગરનું રાજ્ય શી રીતે સ્થપાયાં, અને દક્ષિણ પાછળથી કેટલાંક નાનાં મુસલમાન રાજ્યમાં કેવી રીતે વહેંચાઈ ગયું, તે હકીકત હવે પછી આવશે.

---

## ૩૨. દક્ષિણ પર અફગાનોના હુમલા

### ઈ૦ સ૦ ૧૨૯૪થી ૧૩૩૨ સુધી

૧. મુસલમાનોએ પહેલવહેલી ખિલજી રાજાઓના વખતમાં દક્ષિણ પર ચડાઈ કરી. તે વખતે પૂર્વમાં જ્યાં તેલગુ ભાષા બોલાય છે તે પ્રદેશ તૈલિંગણ કહેવાતો. ત્યાં જૂનું આંધ્ર રાજ્ય હતું અને તેનું મુખ્ય શહેર વરંગુળ હતું. પશ્ચિમ તરફનો મુલક જ્યાં મરાઠી ભાષા બોલાય છે તે મહારાષ્ટ્ર કહેવાતો અને તેની રાજગાદી દેવગિરિમાં હતી. દક્ષિણનો ભાગ જ્યાં કાનડી ભાષા બોલાય છે તે કર્ણાટક કહેવાતો. આ પ્રદેશમાં ઈ. સ. ૧૦૦૦થી ૧૩૧૦ એટલે

સુમારે ૩૦૦ વર્ષ બલ્લાળ વંશના રજપૂત રાજાઓનું રાજ્ય હતું અને તેમની રાજગાદી મ્હેસૂરના મુલકમાં દ્વારસમુદ્રમાં હતી. હૈદ્રાબાદની નૈર્ઋત્ય કોણુમાં કાનડી અને મરાઠી બન્ને ભાષા બોલાય છે ત્યાં ચાલુક્ય વંશના રજપૂત રાજાઓનું સેંકડો વર્ષથી રાજ્ય હતું અને તેમની રાજગાદી હૈદ્રાબાદથી પશ્ચિમે ૧૦૦ માઇલને છેટે કલ્યાણુમાં હતી. ઓઢિઆમાં કેસરી વંશના રજપૂત રાજાઓનું ૬૦૦ વર્ષથી રાજ્ય હતું અને તેમની રાજગાદી કટકમાં હતી. દક્ષિણુ હિંદમાં ઘણાં રાજ્યો હતાં, તેમાંનાં કેટલાંકમાં હિંદુ રાજાઓનો અમલ હતો.

૨. આપણે પહેલાં જણાવી ગયા છીએ કે ખિલજી વંશના ૧લા રાજા જલાલુદ્દીનના વખતમાં તેનો ભત્રીજો અલાઉદ્દીન ઇ. સ. ૧૨૯૪માં અફગાન ઘોડેસવારની એક નાની ટુકડી લઈ મહારાષ્ટ્રના પાટ નગર દેવગિરી સુધી ગયો અને ત્યાંના રાજા પાસેથી પુષ્કળ પૈસો તથા જવાહીર લઈ દિલ્હી પાછો ફર્યો. અલ્લાઉદ્દીન રાજા થયો ત્યારે તેણે દક્ષિણુ જીતવાનો નિશ્ચય કર્યો. તેણે પોતાના સરદાર કાફુરને વારંવાર ત્યાં મોકલ્યો. કાફુરે ઇ. સ. ૧૩૧૦માં આખા દક્ષિણુમાં અને ઇ. સ. ૧૩૧૨માં આખા દક્ષિણુ હિંદમાં ફરી વળી ત્યાંના રજપૂત રાજાઓને હરાવ્યા. એવું કહેવાય છે કે તે કેપ કોમોરિનની નજીકના રામેશ્વરના દેવળ સુધી ગયો હતો. ઉત્તરના ઠંડા પ્રદેશમાંથી આવેલા અફગાનો દક્ષિણુના લોકો કરતાં વધારે જોરાવર હતા, તે આ વખતે પણુ સિદ્ધ થયું. હિંદુઓ બહાદુરીથી લડ્યા પણુ ઠેર ઠેર હાર્યા. તેમના દેવળોમાંથી મુસલમાનોએ સોનું તથા જવાહીર લઇ લીધાં, તેમાંની મૂર્તિઓને પાડી તથા ભાંગી નાખી, અને જે લોકો પોતાના દેવના રક્ષણુ માટે સામા થયા તેમને મારી નાખ્યા. બલ્લાળ રાજાઓ ૯૦ વર્ષથી ધીમે ધીમે તે પ્રદેશમાં સૌથી સુંદર એવું એક દહેરૂં બાંધતા હતા તે મુસલમાનોએ અધુરૂં રખાવ્યું. મ્હૈસુરમાં હુલેબિડમાં આ દહેરૂં છે અને તે હજી પણુ અધુરૂં છે.



હલેબિડનું દહેરૂં

૩. ઘોરી અને ખિલજી રાજાઓના લશ્કરમાં અફગાનિસ્તાનના પહાડી મુલકમાંથી પોતાના સરદાર કે અમીરની આગેવાની હેઠળ જુદી જુદી ઘણી કોમનાં માણસો દાખલ થયાં હતાં. વળી તે ઉપરાંત તુર્કસ્તાન અને મધ્ય એશિઆના બીજા મુલકમાંથી પણ ઘણા લોકો આવીને મહમદ ઘોરી અને બીજા રાજાઓનાં લશ્કરમાં હિંદની લૂટથી પૈસાદાર થવાને દાખલ થયા હતા. જેની સાથે અથવા જેના તાબામાં કેટલાંક માણુસ હોય તે અમીર કહેવાતો. જ્યારે અલ્લાઉદ્દીન, કાફુર, વગેરે ખિલજી વંશના રાજાઓ તથા તઘલખ વંશના રાજાઓએ દક્ષિણ અને દક્ષિણ હિંદ જીત્યું ત્યારે તેમણે તે દેશમાં અમલ કરવાને અને તાબે થયલા હિંદુ રાજાઓ પાસેથી વખતસર ખંડણી લેવાને કેટલાક સરદારોને કે અમીરોને મૂકયા હતા. આ અમીરોમાં જે બળવાન્ હતા તે કેટલીક મુદ્દત પછી પોતાને રાજા

કહેવડાવવા લાગ્યા અને જ્યારે દિલ્હીના અફગાન રાજાઓ નબળા બની તેમના પર અંકુશ રાખી શક્યા નહિ ત્યારે તે ખરેખર રાજા બની સ્વતંત્ર થઈ ગયા.

---

## ૩૩. બ્રાહ્મણી રાજ્ય તથા વિજયનગરનું રાજ્ય

૧. મહમદ તઘલખે ઘણી ખરાબ રીતે અમલ કર્યો તેથી તેના દક્ષિણના મુસલમાન સુબેદારો તેની સામા થયા અને તેમાંના મુખ્ય હુસન ગંગુએ ઇ. સ. ૧૩૪૭માં સ્વતંત્ર રાજ્યગાદી ગુલબર્ગમાં રાખી. તેનું રાજ્ય બ્રાહ્મણી રાજ્યને નામે ઓળખાય છે. તે ઇ. સ. ૧૫૨૬ સુધી એટલે ૧૮૦ વર્ષ ટક્યું. હાલમાં જે મુલકને હૈદ્રાબાદ કહે છે તે બધા પ્રદેશ પર તેની સત્તા હતી. જ્યારે દિલ્હીમાં તઘલખ, સૈયદ, અને લોદી રાજાનું રાજ્ય હતું તે વખતે દક્ષિણમાં બ્રાહ્મણી રાજાઓનો અમલ હતો.

૨. હુસન એક ગરીબ અફગાન હતો. તેણે પોતાની જિંદગીનાં પહેલાં ૩૦ વર્ષ દિલ્હીના ગંગુ નામના બ્રાહ્મણને ઘેર ખેતીના કામમાં ગાળ્યાં હતાં. એક દિવસ તેને ખેતરમાંથી દાટેલું ધન જડ્યું. તે તેણે પોતે નહિ રાખતાં પોતાના શેઠને સોંપી દીધું. ગંગુ તેના આ પ્રામાણિકપણાથી ઘણો ખુશ થયો અને દિલ્હીના રાજા સાથે પોતાને પિછાન હતી તેથી તેને કહીને હુસનને સો ઘોડેસવારની ટૂકડીનો ઉપરી નિમાવ્યો. જ્યારે મહમદ તઘલખે દેવગિરિ કે દોલતાબાદને પાટ નગર કરવાનો પ્રયત્ન કર્યો ત્યારે હુસન બાકીનું લશ્કર લઈ દક્ષિણમાં જઈ બીજા ઘણા અફગાન સરદારોએ કર્યું હતું તેમ, એક ટૂંક વિસ્તારના મુલકનો સુબેદાર બન્યો; ત્યારપછી થોડી મુદ્દતે તે સ્વતંત્ર થઈ ગયો. આ વખતે ગંગુએ તેને પોતાનો પ્રધાન બનાવ્યો અને પોતે હુસેન ગંગુ બ્રાહ્મણી નામ ધારણ કર્યું. 'બામણુ' એ બ્રાહ્મણ

શબ્દનો અપભ્રંશ છે. હુસન પછીના બીજા રાજાઓએ પણ બ્રાહ્મણ પ્રધાન રાખ્યા અને તેઓ પોતાની હિંદુ રૈયત તરફ સારી રીતે વર્ત્યા.

૩. બ્રાહ્મણ રાજ્યની શરૂઆત થઈ તેજ અરસામાં દક્ષિણની દક્ષિણે તુંગભદ્રા નદીને કાંઠે વિજયનગરમાં એક મોટું હિંદુ રાજ્ય સ્થપાયું. આ રાજ્યના સ્થાપનાર બુક્કરાય અને હરિહર નામના બે ભાઈ હતા. તેઓ કાફુરે વરંગુળ લીધું ત્યારે ત્યાંથી નાસી ગયા હતા. વિજયનગર અર્વાચીન સમયનું મોટાંમાં મોટું હિંદુ રાજ્ય હતું. તે ઈ. સ. ૧૩૩૬માં સ્થપાયું અને ઈ. સ. ૧૫૬૫ સુધી એટલે આશરે ૨૩૦ વર્ષ રહ્યું. વિજયનગરના રાજાઓની સત્તા કૃષ્ણાથી કેપ કેમોરિન સુધી આખા દક્ષિણ હિંદ પર હતી. તેમના તાબામાં નાયક કે હાકેમ કહેવાતા ઘણા નાના ખંડીઆ તાલુકદારો હતા.



વિજયનગરના રાજાનું હાથીખાનું

તેમાંનો મુખ્ય મ્હેસુરનો નાયક હતો. વિજયનગરને સ્થળે હાલ મોટાં દેવળો, મહેલો, અને કિલ્લાનાં ખંડેર જોવામાં આવે છે, તે ઉપરથી તે કેવું ગંજાવર શહેર હતું તે જણાય છે. તે હિંદની વિદ્વત્તા અને ગૌરવનું છેલ્લું સ્થળ હતું. ત્યાંના રાજા વિષ્ણુના ભક્ત હતા, તેથી તેમના વખતમાં બૌદ્ધ અને જૈન માર્ગને ઠેકાણે જૂનો હિંદુ ધર્મ આખા દક્ષિણ હિંદમાં ફરીથી દાખલ થયો હતો. પહેલા બે રાજાના વખતમાં મુખ્ય પ્રધાન માધવાચાર્ય નામે પ્રસિદ્ધ બ્રાહ્મણ હતો. આ માધવાચાર્યે વિષ્ણુ અને બીજા હિંદુ દેવોની પૂજા ફરીથી દાખલ કરવાને ઘણો પ્રયત્ન કર્યો હતો.

૪. બ્રાહ્મણી અને વિજયનગરના રાજાઓ પ્રથમ દોસ્ત હતા અને દિલ્હીના મુસલમાનો સામે એક બીજાને મદદ કરતા હતા. હિંદુ યોદ્ધાઓ, તેમાં ઘણે ભાગે મરાઠા, બ્રાહ્મણી રાજાના લશ્કરમાં સામેલ થઈ લડતા અને મુસલમાન સિપાઈઓ વિજયનગરના લશ્કરમાં સામેલ થતા હતા; પણ જ્યારે બંન્ને રાજ્ય મજબૂત બન્યાં, અને દિલ્હીના રાજા તરફથી તેમને બીક રહી નહિ ત્યારે તેઓ એક બીજા સાથે લડવા લાગ્યાં અને તેમની વચ્ચે ઘણાં દારુણ યુદ્ધ થયાં.

૫. વિજયનગરમાં બુક્ક વંશના રાજાઓએ સુમારે ૧૫૦ વર્ષ રાજ્ય કર્યું. ત્યારપછી નરસિંહ વંશનો અમલ થયો. આ વંશનો પહેલો રાજા નરસિંહ હતો તે ઉપરથી તે નરસિંહ વંશ કહેવાયો. આ વંશના કૃષ્ણરાજા નામના એક રાજાને બ્રાહ્મણી સુલતાન સાથે લડાઈ થઈ તેમાં ઘણા માણસના જીવ ગયા. એક મોટી મિજલસ વખતે સુલતાન ખૂબ પીધેલ બન્યો હતો, ત્યારે તેણે ગવૈયાના ગાનથી ખુશ થઈ મોટાઈમાં કૃષ્ણરાજાની તિજોરી પર હુકમ આપ્યો. આનો અર્થ એ કે હુકમમાં દર્શાવેલી રકમ કૃષ્ણરાજાએ આપવીજ જોઈએ. કૃષ્ણરાજા હુકમ જોઈને ઘણો ગુસ્સે થયો અને લશ્કર લઈ તુંગભદ્રા ઓળંગી સુલતાનના રાજ્યમાં ગયો. તેણે એક કિલ્લો લીધો, અને તેમાંના બધા માણસોને મારી નાખ્યા. જ્યારે સુલતાને આ સમાચાર સાંભળ્યા ત્યારે તેણે એક લાખ હિંદુના જીવ લીધા વિના તરવાર મ્યાન ન કરવી

એવું પણ લીધું. તે પોતાના લશ્કર સાથે નદી ઓળંગી વિજયનગરના રાજ્યમાં પેઠો અને મરદ, સ્ત્રી, કે છોકરાં જે મળ્યાં તેમને લાખની સંખ્યા પૂરી થઈ ત્યાંસુધી માર્યાં. ત્યારપછી કૃષ્ણરાજાને તેના બ્રાહ્મણ પ્રધાને કહ્યું કે 'દેવો હાલમાં તમારા ઉપર કોપ્યા છે માટે તમારે સુલતાનનો હુકમ માન્ય રાખી ખજાનામાંથી પૈસા આપવા.' આ ઉપરથી તેણે પૈસા આપ્યા એટલે લડાઈ બંધ પડી.

૬. ગુલબર્ગમાં છ બ્રાહ્મણી રાજાઓએ રાજ્ય કર્યું. ત્યારપછી અહમદશાહ નામનો રાજા ઇ. સ. ૧૪૩૧માં બિડરમાં રાજગાદી લઈ ગયો. તે બ્રાહ્મણી વંશનો સૌથી જોરાવર રાજા હતો. તેણે વિજયનગરના દેવરાજાને હરાવ્યો તેથી દેવરાજાએ ભારે ખંડણી આપવાનું કબૂલ કર્યું અને પોતાની છોકરી તેને પરણાવી; પણ લગનની ધામધુમ ત્રણ દિવસ ચાલ્યા પછી જ્યારે સુલતાન પોતાની છાવણીમાં પાછો ગયો ત્યારે તેનો સસરો દેવરાજા તેને ઠેઠ સુધી વળાવવા ન જતાં અર્ધે સુધી ગયો. આથી સુલતાન ગુસ્સે થયો. તેણે તે બાબત જતી ન કરતાં કેટલીક મુદ્દત પછી ફરીથી લડાઈ આરંભી; આ વખત રાજાને પૂર્ણ જય મળ્યો અને સુલતાન નાસીપાસ થઈ મરણ પામ્યો.

૭. ઇ. સ. ૧૫૦૦માં બ્રાહ્મણી રાજ્ય તૂટયું. ચાર અફગાન અમીરો રાજ્યના જુદા જુદા ભાગમાં અમલ કરતા હતા તે સુલતાનની ઝુંસરી કાઢી નાખી સ્વતંત્રપણે અમલ કરવા લાગ્યા અને બિડરની આસપાસનો થોડો મુલક સુલતાનના હાથમાં રહ્યો. વળી થોડી મુદ્દત પછી સુલતાનનો મુખ્ય પ્રધાન બધી સત્તા પોતાના હાથમાં લઈ જાતે બિડરનો સુલતાન બન્યો.

## ૩૪. દક્ષિણનાં મુસલમાન રાજ્યો

### ઇ૦ સ૦ ૧૫૦૦થી ૧૬૫૭ સુધી

૧. દક્ષિણમાં બ્રાહ્મણી રાજ્ય તૂટી મધ્યમાં બિડરનું રાજ્ય, ઉત્તરમાં વરાડ અને અહમદનગરના રાજ્ય, અને દક્ષિણમાં બિજાપુર અને ગોવળકોંડાનાં રાજ્ય, એ પ્રમાણે પાંચ પઠાણ રાજ્યો બન્યાં, બિજાપુર, અહમદનગર, અને વરાડ, એ ત્રણ રાજ્યની સત્તા દેવગિરિ કે મહારાષ્ટ્રના જૂના રાજ્યના બધા મુલક પર હતી.

૨. બિજાપુરનું રાજ્ય દક્ષિણની પશ્ચિમે મહારાષ્ટ્રના મુલકમાં યુસુફ આદિલશાહે ઇ. સ. ૧૪૮૯માં સ્થાપ્યું. યુસુફ તુર્કસ્તાનના સુલતાન મુરાદનો છોકરો હતો. મુરાદના મરણ પછી યુસુફને તેના ભાઈએ મારી નાખવાનો પ્રયત્ન કર્યો, તેથી તેની માએ તેને ઇરાન મોકલ્યો હતો. ઇરાન આવ્યા પછી તે ગુલામ તરીકે વેચાયો. આ સ્થિતિમાં તે બ્રાહ્મણી દરબારમાં દાખલ થયો અને ચડતાં બિજાપુરનો સુબો બન્યો. ત્યારપછી થોડીક મુદ્દતે બ્રાહ્મણી સુલતાન નબળો હોવાથી તેની ઝુંસરી કાઢી નાખી તે બિજાપુરમાં સ્વતંત્રપણે અમલ કરવા લાગ્યો. પ્રખ્યાત ચાંદબીબી આ આદિલશાહના વંશના એક અલીઆદિલ નામે રાજાની રાણી હતી. તે અહમદનગરના નિઝામશાહની કુંવરી હતી. પોતાના ધણીને રાજ્યકારભારમાં તે મદદ કરતી અને તેની સાથે ઘોડેસવાર થઈ લડાઈમાં જતી. દરબારમાં બેસી તે રાજ્યનું કામ કરતી અને રાજ્યના તમામ લોકોની તેના પર ચાહના હતી. મોગલ રાજા ઔરંગઝેબના વખતમાં મરાઠા શિવાજી મહારાષ્ટ્રનો રાજા બન્યો. તેણે આ બિજાપુરના રાજ્યનો ઘણો મુલક લઈ લીધો. ઇ. સ. ૧૬૮૬માં ઔરંગઝેબે પોતે બિજાપુર પર ચડાઈ કરી તે લીધું અને આદિલશાહી વંશનો અંત આવ્યો.

૩. જે વર્ષમાં **બિજાપુરનું** રાજ્ય સ્થાપ્યું તે વર્ષમાં એટલે ઇ. સ. ૧૪૮૯માં **નિઝામશાહે અહમદનગરનું** રાજ્ય સ્થાપ્યું. આ **નિઝામશાહનો** બાપ બ્રાહ્મણ હતો, પણ નાનપણમાં ગુલામ તરીકે પકડાવાથી તેને વટલાઈ, મુસલમાન બનવું પડ્યું હતું. **નિઝામશાહે અહમદનગર** વસાવ્યું અને ૭ વર્ષ ઘેરો ઘાલી **દોલતાબાદ** લીધું. ઇ. સ. ૧૫૯૫માં **મોગલ** પાદશાહ **અકબરના** છોકરા **મુરાદે અહમદનગરને** ઘેરો ઘાલ્યો, ત્યારે આ **નિઝામશાહના** વંશનો કોઈ રાજા ગાદી પર નહિ હોવાથી શહેરના લોકોએ **ચાંદબીબીને** રાજપ્રતિનિધિ તરીકે બોલાવી. તેની ઉમ્મર આ વખતે ૫૦ વર્ષની હતી. તેણે **અહમદનગર** આવી **મોગલોને** હાંકી કાઢવા પોતાના સગા **બિજાપુરના** રાજાને મદદ માટે લખ્યું, કિલ્લાની દિવાલો સુધરાવી, અને લશ્કરની આગેવાની લીધી. મોગલોએ કિલ્લાની દિવાલ નીચે સુરંગ ફોડી બાકોરૂં પાડ્યું, પણ તેઓ અંદર ઘૂસવા જતા હતા એવામાં **ચાંદબીબી** બખ્તર પહેરી હથિયારથી સજ્જ થઈ હાથમાં તરવાર લઈ ત્યાં આવી પહોંચી અને મોખરાના દુશ્મનોને તેણે પાછા કાઢ્યા. **અહમદનગરનું** લશ્કર બૈરીને આવી બહાદુરીથી લડતી જોઈને શરમાઈ ગયું અને **મોગલો** પર એટલા જોરથી ધસ્યું કે તેમને પાછા હઠવું પડ્યું. દિવાલમાં પડેલું બાકોરૂં **ચાંદબીબીએ** રાત્રે પુરાવી નાખ્યું અને બીજે દિવસે એવા સમાચાર આવ્યા કે **બિજાપુરનો** રાજા મદદે આવે છે. આથી **મોગલ** સરદાર **મુરાદે** સલાહ કરી. **મોગલને** આ સલાહથી **અહમદનગરના** રાજ્યોનો **વરાડનો** મુલક મળ્યો, પણ તેમને **અહમદનગર** છોડી જવું પડ્યું. પણ થોડા વખત પછી આ બહાદુર રાણીને એક બળવાખોરે મારી નાખી, એટલે **અકબર** પંડે **દક્ષિણમાં** આવ્યો અને તેણે **અહમદનગરનો** કિલ્લો તાબે કર્યો; પરંતુ તે પાછો ગયો એટલે **મલિકંબર** નામના એક સરદારે તે મુલક પાછો જીતી લીધો. આ **મલિકંબરના** વંશજો પાસેથી **શાહજહાનના** વખતમાં **મોગલોએ અહમદનગર** જીતી લીધું.

૪. ગોવળકોંડાનું રાજ્ય કુતુબશાહ નામના એક ઇરાનીએ ઇ. સ. ૧૫૧૦માં સ્થાપ્યું. આ કુતુબશાહની પછીના રાજા અહમદે હૈદ્રાબાદ શહેર વસાવ્યું. ઇ. સ. ૧૬૮૭માં મોગલ પાદશાહ ઔરંગઝેબે ગોવળકોંડાને ઘેરો ઘાલ્યો. ત્યાંના રાજાએ તેનો લાંબી મુદ્દત સુધી બચાવ કર્યો, પણ આખરે મોગલોએ તે જીતી લીધું અને મોગલ રાજ્યમાં જોડી દીધું.

૫. કાસમ બરીદ નામના સરદારે બિડરનું રાજ્ય સ્થાપ્યું. તે પ્રથમ ગુલામ હતો, પણ વધતાં વધતાં બ્રાહ્મણી રાજા મહમદનો પ્રધાન બન્યો હતો. પાછળથી આ મહમદને તેણે કેદમાં નાખ્યો અને પોતે બિડરનો રાજા બન્યો. તેનાં વંશના સાતમા રાજાના વખતમાં બિજાપુરના સુલતાને બિડર લીધું અને ઇ. સ. ૧૬૫૭માં ઔરંગઝેબે તે મોગલ રાજ્યમાં જોડી દીધું.

૬. પાંચ રાજ્યોમાં સૌથી નાનું વરાડનું રાજ્ય હતું. તે ઇમાદ ઉલ મુલ્કે ઇ. સ. ૧૪૮૪માં સ્થાપ્યું. ઈમાદ ઉલ મુલ્ક જાતે કાનડી બ્રાહ્મણ હતો; પણ વિજયનગર અને બ્રાહ્મણી રાજ્ય વચ્ચેના ઝઘડામાં કેદ પકડાવાથી મુસલમાન થયો હતો. બ્રાહ્મણી રાજ્યમાં તે વધતાં વધતાં વરાડનો સુબો બન્યો હતો અને વખત આવે ત્યાં સ્વતંત્રપણે અમલ કરવા લાગ્યો. તેની રાજગાદી ઇલિચપૂરમાં હતી. ઇ. સ. ૧૫૭૨માં અહમદનગરના રાજાએ વરાડ જીતી લીધું અને અકબરે તે પોતાના રાજ્યના છેવટના ભાગમાં લઈ લીધું.

૭. ઇ. સ. ૧૫૬૫માં દક્ષિણના ચાર મુસલમાન રાજાઓએ એકઠા થઈ વિજયનગરના હિંદુ રાજય પર ચડાઈ કરી તે વખતે વિજયનગરમાં રામરાજા નામનો અભિમાની અને ઘાતકી રાજા રાજ્ય કરતો હતો. કૃષ્ણા નદીને કિનારે તાલિકોટ મુકામે ભારે યુદ્ધ થયું, તેમાં મુસલમાનોએ હિંદુઓને હરાવ્યા, લાખો માણસો મરાયાં, અને મોટું વિજયનગર શહેર ઉજ્જડ થયું. ત્યારપછી કૃષ્ણાની દક્ષિણે બધે હિંદુ 'નાયકો' કે 'પાળેગરો' જે આજ સુધી વિજયનગરના તાબામાં રહી રાજય કરતા હતા તે સ્વતંત્ર થઈ ગયા.

# ૩૫. મોગલ પાદશાહો

૧. મુગલ કે મોગલ એ મોંગલ શબ્દનો અપભ્રંશ છે. મુગલોનું મૂળ રહેઠાણ મધ્ય એશિઆમાં તુર્કસ્તાન અને ચીનની વચ્ચે આવેલા મોંગોલિઆ પ્રાન્તમાં હતું. આ મુલકને તાર્તરી પણ કહેતા અને ત્યાં વસતા લોક તાતાર, સિથિયન, કે તુરાની કહેવાતા. આ નામો તેમને જુદે જુદે વખતે મળેલાં જણાય છે. અસલના ગ્રીક લેખકોએ તેમને સિથિયન નામ આપ્યું હતું. ઇરાની લેખકો તેમના દેશને તુરાન કહે છે અને તે ઉપરથી તેઓ કોઈ કોઈ વખત તુરાની કહેવાય છે.

૨. આર્યોનું જૂનું રહેઠાણ તુર્કસ્તાનના મુલકમાં હતું. ત્યાં તેમનાં કેટલાંક કુટુંબ હિંદુસ્તાનમાં નહિ આવતાં સ્થાયી રહ્યાં હતાં. કેટલાક જમાના પછી મુગલ કે તાતાર લોકો પોતાના દેશ મોંગોલિઆ અને તુર્કસ્તાનની વચ્ચે આવેલા પહોડો ઓળંગી આ કુટુંબો સાથે વસ્યા, તેમની કન્યાઓ પરણ્યા, તેમની ભાષા શીખ્યા, અને આવી રીતે તેમની સાથે ભળી ગયા. તેઓ તે વખતે તુર્ક કહેવાયા. તેઓ જંગલમાં ભટકતા તાતાર લોકથી છેક જુદા હતા અને તેમના પ્રત્યે ધિક્કાર તથા તિરસ્કારથી વર્તતા. તેઓ ઊંચા, ગોરા, અને દેખાવડા હતા અને ઘણાખરા મોટી દાઢી રાખતા. તાતાર લોકો ઠીંગણા, ચપટા ચહેરાવાળા, તથા પીળી ચામડીવાળા હતા. તેમનાં મોં પહોળાં હતાં. તેઓ ચહેરા ઉપર બિલકુલ વાળ રાખતા નહિ. તેમની રીતભાત ઘણી ગંદી હતી અને જંગલી લોકોમાં અને તેમનામાં બિલકુલ ફેર નહોતો. તુર્ક લોકોની માફક તેઓ મુસલમાની ધર્મ પાળતા, પણ નામનાજ મુસલમાન હતા. તાતાર અને તુર્ક લોકોમાં આટલો બધો તફાવત હતો, છતાં આ તફાવત હિંદના લોકના જાણવામાં નહિ હોવાથી તેમણે ઉત્તરમાંથી જે સઘળા મુસલમાનો આવ્યા તેમને મોગલ નામ આપ્યું અને જે મોગલ પાદશાહોનું વૃત્તાંત

હવે પછીના પ્રકરણમાં આવશે તેમને આ પ્રમાણે મોગલ નામ મળ્યું. તેઓ ખરેખર મોંગોલિઆના મોગલ ન હતા, પણ તુર્કસ્તાનના તુર્ક હતા, અને ખરૂં જોતાં તેમને તુર્ક પાદશાહ કહેવા જોઈએ.

૩. હિંદના મુસલમાન રાજાઓમાં આ મોગલ પાદશાહો સૌથી વધારે સત્તાવાળા હતા. મોગલ વંશમાં ૧૫ રાજા થયા, તેમાંના પહેલા છએ ઘણી પ્રસિદ્ધિ મેળવી; બાકીનાની સત્તા માત્ર નામનીજ હતી. પહેલા છ મોગલ પાદશાહો બાબર, હુમાયુ, અકબર, જહાંગીર, શાહજહાન, અને ઔરંગઝેબ.

---

## ૩૬. બહાદુર બાબર

### ઇ૦ સ૦ ૧૫૨૬થી ૧૫૩૦ સુધી

૧. તૈમુરના મરણ પછી તેના રાજ્યના ઘણા નાના નાના ભાગ પડી ગયા. તેમનો એક તુર્કસ્તાનમાં થોડા વિસ્તારવાળો ખોકંદનો મુલક ઘણી મુદ્દત પછી તેના પ્રપૌત્ર (પૌત્રના પુત્ર) અને બાબરના પિતાને ભાગે આવ્યો અને તેના મરણ પછી બાબરને તેર વર્ષની નાની વયે મળ્યો.

૨. બાબર ગાદીએ બેઠો કે તરતજ તેને પોતાના કાકા સાથે જિંદગી બચાવવા લડવું પડયું. તેણે પોતાનું રાજ્ય ખોયું, પણ તુર્કસ્તાનના કેટલાક ભટકતા સરદારો અને તેમની ટોળીઓએ તે જુવાન શાહજાદાને પોતાનો રાજા માન્યો અને કદી તજ્યો નહિ. ત્યારપછીનાં વીસ વર્ષમાં તેનો એક પણ દિવસ ભાગ્યેજ લડ્યા વિના ગયો હશે. લડાઈમાં તે કેટલીક વખતે જીતતો અને કેટલીક વખત તેને જીવ લઈ

નાસવું પડતું. તે અને તેના તુર્ક સાથીઓ ઘણી વાર ખુલ્લી જમીન પર ઉઘાડામાં સૂતા અને ઘણી વાર આખો દિવસ ઘોડા ઉપરજ કાઢતા હતા.

૩. આખરે, બાબરે દક્ષિણ તરફના મુલકમાં જવાનો નિશ્ચય કર્યો. તુર્કસ્તાનમાં ઘણા સરદારો તેના જેવાજ બહાદુર હતા, તેથી તેને ત્યાં મોટું રાજ્ય સ્થાપવાની કંઈ આશા નહોતી. ઘણાં વર્ષથી તે લડતો હતો અને તેણે એક પછી એક શહેરો જીત્યાં હતાં; પણ તે સઘળાં તે ફરીથી ખોઈ બેઠો હતો અને પ્રથમના જેવોજ રહ્યો હતો. તેની ટોળીના માણસોને પણ તેની માફક સ્થાયી ઠામ નહોતો; તેથી તેમણે તેની સાથે આવવાનું કબૂલ કર્યું તેઓ હિંદુકુશ પહાડોના ઘાટમાં થઈ અફગાનિસ્તાનમાં આવ્યા.


બાબર

૪. અફગાનો લડાયક અને બહાદુર હતા; પણ ઉત્તરમાંથી આવેલા તુર્ક લડવૈયા તેમનાથી પણ વધારે બહાદુર અને જોરાવર હતા. બાબરે થોડા વખતમાં કાબુલ અને ગિજની કબજે કર્યાં અને ત્યાં કેટલાંક વર્ષ રાજ્ય કર્યું. આ દર્મિયાન તે હિંદુસ્તાનના પઠાણ રાજાઓ સાથે પોતાનું બળ અજમાવવાને ચાર વખત પંજાબમાં પેઠો અને દરેક વખત તે પ્રદેશનો કેટલોક ભાગ જીતી તે પોતાના સરદારના હવાલામાં મૂકતો ગયો; ત્યારપછી પોતાનામાં હિંદ જીતવા જેટલી સત્તા આવી છે એમ લાગવાથી તેણે પોતાના નિમકહલાલ સરદારોનો અભિપ્રાય માગ્યો. તેઓએ એક મતે તેને પ્રયત્ન કરવાનો આગ્રહ કર્યો.

૫. આ વખતે બાબરની ઉમ્મર ૪૦ વર્ષની હતી. તેના લશ્કરમાં માત્ર ૧૩,૦૦૦ સિપાઈઓ હતા, પરંતુ તેમાંનો દરેક સો સો લડાઈઓ

લડ્યો હતો અને મરતાં સુધી પોતાના સરદારની સાથે રહે તેવો હતો. બાબર હિમ્મતથી આ લોકોને લઈ પંજાબમાં પેઠો અને દિલ્હી તરફ સીધો આગળ વધ્યો.

૬. પઠાણ રાજા ઇબ્રાહીમ લોદી એક લાખ માણસ લઈ તેની સામે લડવા ગયો; પણ તેના અફગાન સિપાઈઓ હિંદુસ્તાનના ગરમ પ્રદેશમાં લાંબી મુદ્દત રહેવાથી પોતાના બાપદાદા જેટલા હિમ્મતવાન્ અને જોરાવર રહ્યા નહોતા. આર્ય લોકો ઉત્તરના ઠંડા પહાડી પ્રદેશમાંથી દક્ષિણના ગરમ પ્રદેશમાં આવ્યા અને તેમણે ગરમ પ્રદેશના વતનીઓને આઘે હાંકી મૂક્યા. તે વખતથી આજ સુધીમાં ઉત્તરમાંથી આવતા અને દક્ષિણમાં રહેતા માણસોની વચ્ચે થયલા દરેક ઝઘડાનું પરિણામ એવું ને એવુંજ આવ્યું છે. તાજા આવેલા વિકરાળ અને ઝનુની તુર્ક લોકો સાથે પઠાણ લશ્કર બાથ ભીડી શકે તેમ નહોતું. બખ્તર પહેરી સજ્જ થયલા ઘોડેસવારો લઈ બાબરે ડર વિના અફગાન લશ્કરની ખીચોખીચ ટૂકડીઓ પર હલ્લો કર્યો અને પછીથી પાછો ફરી તે પાછલા ભાગ પર જોસથી તૂટી પડ્યો. ઇબ્રાહીમની ફોજમાં નાસભાગ થઈ અને તે તથા તેના ૨૦,૦૦૦ ઘોડેસવાર રણમાં પડ્યા. આ મોટી લડાઈ દિલ્હી પાસે પાણિપતના મેદાનમાં ઇ. સ. ૧૫૨૬ની સાલમાં થઈ.


ઇબ્રાહીમ લોદી

૭. આ લડાઈથી બાબર માત્ર દિલ્હીના રાજ્યનો ધણી થયો. હિંદુસ્તાનમાં રજપુતાનામાં રજપૂત રાજ્યો તથા બીજાં પાંચ મોટાં મુસલમાની રાજ્યો હતાં. બાબરે પ્રથમ જે મુલક સૈયદ તથા લોદી રાજાઓએ ખોયા હતા તે પાછા લેવા માંડ્યા. તે જાતે દિલ્હીમાં રહ્યો અને પોતાના દીકરા હુમાયુને જબરૂં લશ્કર આપી પૂર્વમાં અને પોતાના

કેટલાક અતિવિશ્વાસુ સરદારોને બીજી દિશામાં મોકલ્યા. હુમાયુએ તરતજ જુવાનપુર લીધું અને છ મહીનામાં જે મુલક લોદી વંશના તાબામાં હતો તે બધો પાછો દિલ્હીના રાજ્યની સત્તા નીચે આણ્યો. દિલ્હી અને આગ્રામાં લોદી રાજાઓએ એકઠો કરેલો પુષ્કળ પૈસો બાબરને મળ્યો; તેમાંથી તેણે પોતાને માટે ઘણો થોડો રાખીને બાકીનો બક્ષીસ કરી દીધો. પોતાના સિપાઈઓને તેણે ભારે રકમ બક્ષીસ કરી અને અફગાનિસ્તાનમાં દરેક પુરુષ, સ્ત્રી, તથા બાળકને ભેટ મોકલી. વળી તેણે તુર્કસ્તાનના અને ઈરાનના પોતાના જૂના મિત્રોને પણ વિસાર્યાં નહિ.

૮. ત્યારપછી બાબરને રજપૂતો સાથે લડવું પડ્યું. તે વખતે સૌથી વધારે જબરો રજપૂત રાજા ચિતોડનો રાણો સંગ હતો. તેણે માળવાના પઠાણ રાજાઓને વશ કર્યા હતા અને રજપુતાનાના બધા રજપૂત રાજાઓમાં તે અગ્રેસર ગણાતો હતો. બાબર જાતે કહે છે કે 'તે બહાદુરમાં બહાદુર રજપૂત સરદાર હતો.' લડતાં તેની એક આંખ ગઈ હતી, એક હાથ કપાયો હતો, અને એક પગ ભાંગ્યો હતો, તથા શરીરના જુદા જુદા ભાગ પર બધા મળીને ભાલા કે તરવારના ૮૦ ઘા પડ્યા હતા. રણસંગ્રામમાં સાત રાજાઓ અને ૧૦૪ સરદારો તેની મદદે આવ્યા હતા. તેણે પોતે સુલતાન ઇબ્રાહીમ લોદીની સત્તા તોડવાને બાબરને બોલાવ્યો હતો અને તે આવીને હિંદમાં રહેશે એ વિચાર તેના મનમાં આવ્યો નહોતો. તેનું ધારવું એ હતું કે તે તૈમુરની માફક દિલ્હી લૂટીને કાબુલ પાછો જશે અને પઠાણ રાજ્યની સત્તા પડી ભાગવાથી રજપૂતો એક વખત ફરીથી આખા હિંદુસ્તાનમાં રાજ્ય કરશે.

૯. ઈબ્રાહીમ લોદીના ભાઈ મહમદ લોદીએ રાજ્યપદ ધારણ કરીને રાજા સંગને મદદ કરી તથા અફગાન ઉમરાવોનો આગેવાન હુસનખાન અને અફગાન કે લોદી રાજાઓના હાથમાં રાજ્ય પાછું આવે એમ ઇચ્છનારા બીજા ઘણા સરદારો તેને આવી મળ્યા. આ સરદારો આજ સુધી નાના તાલુકદારો હતા. તેમને એમ લાગ્યું કે

**બાબર** દિલ્હીમાં રહેશે તો તેમની બધી સત્તા જશે. તેમણે **હિંદુ**ઓને કહ્યું કે **બાબર તૈમુર**ની માફક તમને નિર્દયપણે મારી નાખશે અને તમારી પાસે જે હશે તે બધું લૂટી લેશે. તેઓ જબરાં લશ્કર લઇ **બાબર** સામે ગયા. **આગ્રા**થી ૨૦ માઇલ દૂર **સીક્રી** આગળ ભારે યુદ્ધ થયું. **બાબર**ને દારૂનો બહુ શોખ હતો. લડાઈ શરૂ થતા પહેલાં તેણે કસમ ખાધા કે ઈશ્વર મને જય આપશે તો હવે પછી હું કદી દારૂ પીશ નહિ. આ પછી તેણે છાવણીમાં સોના અને રૂપાના જેટલા પ્યાલા હતા તેટલા બધા ભાંગી નંખાવીને ગરીબોને આપી દીધા, બધો દારૂ જમીન પર ઢોળી દીધો, અને થોડા વખત પર પોતાને માટે **ગિજની**થી જે દારૂ આવ્યો હતો તેમાં મીઠું નાખી તે નકામો બનાવ્યો. લડાઈમાં તેણે પોતાના કેટલાક માણસોને નાહિમ્મત બનતા જોઈને પોતાની પાસે બોલાવ્યા અને કહ્યું, "હરકોઈ માણસ દુનિયામાં અવતરે છે તેને એક દિવસ મરવાનું તો છેજ. ઈશ્વર એકલો મરણાધીન નથી. હવે જ્યારે માણસને વહેલું કે મોડું મરવાનું છે તો આપણા ધર્મ, નામ, ને કીર્તિ માટે બહાદુરીથી લડતાં હાલમાંજ મરણ નિર્મિત થયું હોય તેમ ભલે કાળ આપણને ઝડપી લે. કલંક મેળવી જીવવું તેના કરતાં નામ કરીને મરવું સારૂં. આ કુરાન પર મારી સાથે બધા કસમ ખાઓ કે તમે કોઈ દુશ્મનોથી ડરીને પાછા હઠશો નહિ. જો આપણે બહાદુરીથી લડીશું તો ઈશ્વર આપણને મદદ કરશે અને આપણે જય મેળવીશું." આ વખતે તેના સરદારોએ કુરાન પર કસમ ખાધા કે 'આપણે જીવવું કે મરવું, પણ પાછા હઠવું નહિ.' અંતે લડાઈમાં રાજા **સંગ** હાર્યો, નાઠો, અને થોડા વખત પછી મરણ પામ્યો. **હુસનખાન** મરાયો અને **બાબર દિલ્હી** પાછો ગયો. **સીક્રી**ને તેણે **ફતેહપૂર** (**વિજયનગરી**) નામ આપ્યું. **દિલ્હી** જીતી **હિંદુસ્તાન**ના ધણી થવાનો **રજપૂતો**નો આ છેલ્લો પ્રયત્ન હતો. આ પછી તેઓ પોતાનો મુલક **રજપુતાના** સંભાળી રહ્યા.

૧૦. બીજે વરસે **બાબરે માળવા**ની સરહદ પર આવેલા **રજપૂતો**ના મજબૂત કિલ્લા **ચંદેરી** પર ચડાઈ કરી. **રજપૂતો**એ

બહાદુરીથી બચાવ કર્યો, તે છતાં તેઓ તે કિલ્લો ટકાવી શક્યા નહિ. તેઓ પોતાના રિવાજ મુજબ તાબે થયા નહિ; પરંતુ પોતાનાં બૈરાંછોકરાંને મારી નાખી હાથમાં તરવાર લઈ બહાર નીકળ્યા અને દુશ્મનો સાથે બહાદુરીથી લડતાં માર્યા ગયા.

૧૧. બાબરનું ખરૂં નામ ઝહીર-ઉદ્દીન હતું. પણ તુર્કસ્તાનના તાતારોએ તેને બાબર નામ આપ્યું હતું, અને તેજ નામથી તે ઇતિહાસમાં ઓળખાય છે. 'બાબર' શબ્દનો અર્થ સિંહ થાય છે અને ખરેખર તે સિંહ જેવો બહાદુર ને જોરાવર હતો. તે પોતાના દરેક હાથમાં એક એક એમ બે કદાવર માણસોને ઊંચકી ઊંચી દિવાલની ટોચ પર દોડી શકતો હતો. રસ્તામાં આવતી દરેક નદી તે તરી જતો અને ઘણી વાર ઘોડા પર એક દિવસમાં ૧૦૦ માઇલ જતો.

૧૨. તેને રણભૂમિ પર ઘણી પ્રીતિ હતી, છતાં તે ઘાતકી ન હતો. જે માણસો લડી શકે નહિ અથવા જેમની લડવાની ઇચ્છા ન હોય તેને તે કદી મારતો નહિ. લોકોના જીવ લેવા, તેમનાં દેવાલયોનો નાશ કરવો, અને દેશ લૂટવો, એ મતલબથી તે હિંદમાં આવ્યો નહોતો; પણ ડહાપણથી સારી રીતે રાજ્ય કરવું એ તેની ધારણા હતી. તેણે પોતાનું વચન પાળ્યું અને કોઈ દિવસ નીચું કામ કર્યું નથી. તે ખુશમિજાજી અને આનંદી હતો. તેણે પોતાને હાથે પોતાનું જીવનચરિત્ર લખ્યું છે તેમાં તે કહે છે કે 'હું જ્યારે હારતો ત્યારે કદી આશા મૂકી સુસ્ત બેસી રહેતો નહિ.' બીજી જગાએ તે કહે છે કે 'કોઈ પણ માણસ એવું કામ શી રીતે કરી શકે કે તેથી તેની નિષ્કલંક આબરૂને મુઆ પછી બટ્ટો લાગે.'

૧૩. બાબર હિંદુસ્તાનમાં આવ્યા પછી ઝાઝી મુદ્દત જીવ્યો નહિ. દિલ્હીમાં માત્ર ચાર વર્ષ રાજ્ય કર્યાં પછી તેની તબિયત બગડવા માંડી. તેનો વહાલો દીકરો હુમાયુ પણ તેવામાં માંદો પડ્યો તથા થોડા વખતમાં પથારીવશ થયો અને એમ લાગ્યું કે તે બચશે નહિ. એ વખતે એક ધાર્મિક અમલદારે બાબરને કહ્યું કે 'જો તમે તમારી કીમતીમાં કીમતી ચીજ ઈશ્વરને અર્પણ કરી તેની પ્રાર્થના



હુમાયુની માંદગી

કરો તો ઈશ્વર કદાચ તમારા છોકરાની જિંદગી બચાવશે. આગ્રામાં જે કીમતી હીરો તમને મળી આવ્યો છે તે ઈશ્વરને અર્પણ કરો.' બાબરે કહ્યું, 'હું મારી પોતાની જિંદગી હીરા કરતાં પણ વધારે અમૂલ્ય ગણું છું. માટે તે ઈશ્વરને અર્પણ કરીશ.' તે ત્રણ વખત પોતાના પુત્રના ખાટલાની આસપાસ ફર્યો ને તેણે અરજ કરી કે 'મારા છોકરાની જિંદગી બચાવો ને તેને બદલે મારી જિંદગી લો.' તરતજ તે બોલી ઊઠયો, 'મેં સઘળું દુઃખ માથે લઈ લીધું છે.' ઈશ્વરે જાણે તેની બંદગી સાંભળી હોય એમ બન્યું. તે વખતથી હુમાયુ સાજો થતો ગયો અને બાબરની તબિયત દિવસે દિવસે બગડતી ગઈ અને તે મરણ પામ્યો.

૧૪. આ વખતે બાબરની ઉમ્મર ૪૮ વર્ષની હતી. તેણે ૨૬ વર્ષ કાબુલમાં અને આશરે પાંચ વર્ષ હિંદમાં રાજ્ય કર્યું. તેના શબને કાબુલ લઈ જઈ એક સુંદર બાગમાં ટેકરી ઉપર તેણે જાતે ઘણી મુદ્દત પર પસંદ કરેલી જગાએ દાટયું. કાબુલના લોકો તહેવારને દિવસે તેની ઘોરની મુલાકાતે વારંવાર જાય છે. બાબરે જાતે પોતાનું જીવનચરિત્ર લખ્યું છે તે હાલમાં પણ મળી આવે છે. તેણે તુર્કીમાં તથા ફારસીમાં કવિતા રચી હતી. સંગીતનો તેને ઘણો શોખ હતો. તેના દસ્કત ઘણા સુંદર હતા. તેના એક કાગળમાં તે લખે છે કે 'હુમાયુના અક્ષર ચોકખા નહોતા. તે જે લખતો તે મારાથી વાંચી શકાતું નહોતું.' બાબરને ફળફૂલનો બહુ શોખ હતો, તે ઉપરથી આગ્રા ને દિલ્હીમાં તેણે રમણીય વાડીઓ બનાવી હતી. પોતાના વતનની વાડીઓને તે એટલી બધી ચહાતો કે ઊંઘમાં તેને તેનાં સ્વપ્ન આવતાં હતાં.

---

## ૩૭. ભલો હુમાયુ

### ઇ૦ સ૦ ૧૫૩૦થી ૧૫૫૬ સુધી

૧. **બાબરે** મરતાં અગાઉ થોડા વખત પર પોતાના પાટવી કુંવર હુમાયુને કહ્યું હતું કે 'મારા દીકરા, ઇશ્વરકૃપાથી તને ગાદી મળે તો તારે તારા ભાઈઓ સાથે માયાળુપણે વર્તવું એવી મારી આજ્ઞા છે.' હુમાયુએ આ આજ્ઞા પ્રામાણિકપણે પાળી. ખરેખર, આ કામ તેને ભારે પડયું નહિ; કારણ કે તે પોતાના ભાઈઓને ચહાતો અને તેમને હેરાન કરવા માગતો નહિ. તેના બાપનો તેના પર વિશ્વાસ હતો. તે તેને બહુ ચહાતો અને કહેતો કે 'દુનિયામાં હુમાયુ જેવો કોઈ સ્નેહી નથી.'

૨. હુમાયુ ૨૩ વર્ષની ઉમ્મરે ગાદીએ બેઠો. તેને **કામરાન**, **હિંદાલ**, અને **અસ્કરી** એ ત્રણ ભાઈ હતા. આ ભાઈઓને તેણે ગાદીએ બેસતી વખતે પોતાના રાજ્યનો કેટલોક ભાગ આપ્યો અને બાકીનામાં પોતે રાજ્ય કરવા માંડયું. તેણે **કામરાનને અફગાનિસ્તાન** તથા **પંજાબ** આપ્યાં. આ કામમાં તેની ઘણી ભલાઈ હતી તોપણ ડહાપણ ન હતું; કારણ કે આ દેશોમાં ઘણા બહાદુર માણસો હતા અને તેઓમાંથી **બાબરને** પોતાની ફોજને માટે લડવૈયા તથા અમલદારો મળ્યા હતા. હુમાયુના ભાઈઓ તેને મદદ કરવાને બદલે રાજા થવાની ઇચ્છાથી તેની સામે લડયા અને જ્યાંસુધી તેઓ જીવ્યા ત્યાંસુધી હુમાયુ નિરાંતે બેસી શકયો નહિ.

૩. **બાબરને** પોતાની સત્તા મજબૂત બેસાડવાને પૂરતો વખત મળ્યો નહોતો. તેમના મરણની ખબર સાંભળતાંજ દેશમાં બધે **અફગાન** સરદારોએ તેના દીકરા હુમાયુ સાથે લડવાની તૈયારી કરી. હુમાયુને

પ્રથમ ગુજરાતના પઠાણ સુલતાન બહાદુરશાહ જોડે લડવું પડયું. તેણે તેને હરાવ્યો અને ખંભાત સુધી પૂંઠ લીધી પણ ખંભાત નજીક દરિયાકિનારે પહોંચતાંજ એક હોડીમાં બેસીને તે દક્ષિણમાં દિવ બંદરે ગયો. આ સ્થળે પોર્ટુગીઝ લોકો થોડા વખત પર આવીને વસ્યા હતા, તેમણે તેને આશ્રય આપ્યો. પરંતુ થોડા વખત પછી તેમનેજ હાથે તેનો કાળ થયો.

૪. પછી હુમાયુએ ચાંપાનેરના ડુંગરી કિલ્લા પર હુમલો કર્યો. કિલ્લાને ચાર મહીના ઘેરો ઘાલ્યા પછી એક રાત્રે તેણે સપાટીથી દિવાલરૂપે નીકળી આવેલા એક મોટા ખડકમાં લોઢાના ખીલા ઠોકયા અને તે ખીલાની બનાવેલી નીસરણી પર પોતાના ૩૦૦ માણસ સાથે ચડી જઈ કિલ્લો સર કર્યો. આ કિલ્લામાં કોઈ જગાએ ભારે ખજાનો સંતાડ્યો છે એમ તેના જાણવામાં આવ્યું હતું, તે ઉપરથી જે સરદારના હવાલામાં કિલ્લો હતો, તેને તે બતાવવા કહ્યું, પણ પહેલવહેલાં તેણે તે બતાવ્યો નહિ ત્યારે હુમાયુનાં કેટલાંક માણસે તો તેની પાસે રીબાવીને મનાવવાનો વિચાર કર્યો, પણ હુમાયુએ તેને પોતાને મુકામે જમવા તેડયો અને તેની સાથે મિત્રાચારી કરી પુષ્કળ દારૂ પાયો. આ વખતે તે સરદારે ખજાનો કયાં છે અને કેવી રીતે કાઢવો તે બતાવી દીધું. તે એક ટાંકા નીચે ઓરડીમાં હતો. આ ટાંકામાંથી પાણી કાઢી નાખ્યું, તો તેની નીચેની એક ઓરડીમાંથી ગુજરાતના રાજાએ એકઠો કરી મૂકેલો પૈસો હાથ લાગ્યો. હુમાયુએ પોતાના દરેક અમલદારને તેની ઢાલ ઉપર લઈ જવાય તેટલું સોનુંરૂપું



હુમાયુ

આપ્યું અને પોતે બીજા અફગાન સરદારો તેની સામે ઊઠ્યા હતા તેની સાથે લડવા જવાને બદલે, આ જગાએ લાંબી મુદ્દત રહી હાથ લાગેલો પૈસો મોજમઝામાં ઉડાવ્યો.

૫. પોતાના ભાઈ અસ્કરીને ગુજરાતમાં મૂકી તે માળવા તરફ ગયો અને ત્યાંના અફગાન સરદારને હાંકી કાઢી કેટલીક મુદ્દત ત્યાં રહી તેણે મોજ કરી. આ વખતે તેને દિલ્હીથી સમાચાર મળ્યા કે પૂર્વમાં ઠેર ઠેર લોકો તેની સામે ઊઠયા છે, જુવાનપુર, વરાડ, અને બંગાળામાં અફગાન ઉમરાવો રાજા થઈ પડ્યા છે, અને આગ્રા નજીકના નાના પઠાણ રાજાઓ લડવાની તૈયારી કરે છે.

૬. બળવાખોરોમાં મુખ્ય શેરખાન નામનો અફગાન સરદાર હતો. બાબર મરણ પામ્યો ત્યારથી હુમાયુ ગુજરાત અને માળવાના રાજા સાથે લડવામાં રોકાયો હતો. તે દર્મિયાન શેરખાને પોતાના બળમાં ઘણો વધારો કર્યો હતો. તેણે બહાર પ્રાંતના કિલ્લા એક પછી એક લીધા હતા અને પાંચ વર્ષમાં બહાર અને બંગાળા પૂરેપૂરા જીતી લઈને તે મુલકનો તે રાજા બન્યો હતો.

૭. આ બધો વખત હુમાયુએ તેને કંઈ અટકાવ કર્યો નહોતો. વળી પોતે ગુજરાતમાંથી પાછો આગ્રે ગયો ત્યારે પણ લડાઈમાં ઉતરવાનો કંઈ પણ નિશ્ચય કરતા પહેલાં એક આખું વર્ષ તેણે મોજમઝામાં ગુમાવ્યું. તેણે ગુજરાત છોડયું કે તરતજ તે ભાગના અફગાનોએ બળવો કરી દમ વિનાના અસ્કરીને કાઢી મૂકયો. ગુજરાત અને માળવા જેટલી ઝડપથી મળ્યાં હતાં તેટલીજ ઝડપથી ગયાં. હવે હુમાયુને લાગ્યું કે મારે ખોએલા ભાગો પાછા મેળવવાને કંઈ પ્રયત્ન કરવોજ જોઈએ. આ વખતે તેની ફોજમાં ઘણે ભાગે બિનકેળવાયલા જુવાન માણસો હતા; કારણ કે કાળ જતાં બાબરના જૂના બહાદુર લડવૈયામાં ઘણાખરા મરણ પામ્યા કે લડાઈમાં માર્યા ગયા હતા. તેથી હવે તેમની સંખ્યા ઝાઝી નહોતી; અને હુમાયુએ અફગાનિસ્તાનમાં રાજ્ય કરતા પોતાના ભાઈને લશ્કર માટે માણસો મોકલવા લખ્યું હતું, પણ તેણે તે મોકલ્યાં નહોતાં.

૮. હુમાયુ, હિંદાલ અને અસ્કરીને પોતાની સાથે લઈ પૂર્વમાં ચાલ્યો. તેમણે પ્રથમ બનારસ પાસેના ચુનારના કિલ્લા પર છાપો માર્યો, પણ તે લેતાં લેતાં તેમને ૬ મહીના લાગ્યા. શેરખાન આ વખતે બંગાલામાં હતો, તેને આથી પોતાનું લશ્કર અને ખજાનો લઈ, રોહતાનો ડુંગરી કિલ્લો પોતાને સહીસલામત લાગ્યો ત્યાં જઈ રહેવાનો વખત મળ્યો. ત્યાં ગયા પછી શેરખાને હુમાયુ માટે બંગાળાનો રસ્તો ખુલ્લો રાખ્યો. એમાં તેની એવી મતલબ હતી કે તે પોતાના દિલ્હીના રાજ્યથી ઘણે દૂર જશે તો ત્યાંથી તેને મળતી મદદ અટકાવી શકાશે. હુમાયુ બંગાળાના સપાટ પ્રદેશ પર ફરી વળ્યો. અહિં કોઈ તેની સામે થયું નહિ, એટલે તે પાટ નગર ગૌડ તરફ ચાલ્યો. આ શહેરમાં પહોંચ્યા પછી તેણે પોતાના ભાઈ હિંદાલને આગ્રેથી તાજું લશ્કર લાવવા માટે થોડા લશ્કર સાથે પાછો મોકલ્યો.

૯. ગૌડમાં હુમાયુએ પોતાની ટેવ પ્રમાણે એક વર્ષ મોજમઝામાં ગુમાવ્યું. તેના અમલદારોએ પણ તેમજ કર્યું. શેરખાન અને તેનું લશ્કર પોતાની પૂઠેજ છે એ તેઓ ભૂલી ગયા. આ બધી વાતની શેરખાનને પોતાના છૂપા જાસુસથી ખબર પડી એટલે તે પોતાના રોહતાના કિલ્લામાંથી નીચે આવ્યો અને બંગાળા અને બહાર વચ્ચેના સઘળા રસ્તા રોકી દઈ દિલ્હીના રાજ્યમાંથી હુમાયુને મદદ ન મળી શકે તેમ તેણે કર્યું. આ દર્મિયાન હિંદાલ પોતાના ભાઈને મદદ મોકલવાને બદલે દિલ્હી દબાવી પડી રાજા કહેવડાવવા લાગ્યો.

૧૦. આથી હુમાયુ આખરે પોતાની પાસે જે માણસો હતાં તે લઈને નીકળ્યો. આ વખતે ચોમાસાની ઋતુ અર્ધી પસાર થઈ હતી; રસ્તામાં બધે પાણી પાણી જોવામાં આવતું અને રસ્તા કાદવવાળા હોવાથી મુસાફરી કરવી મુશ્કેલ હતી. હુમાયુનાં ઘણાં માણસ તાવથી માંદાં પડયાં, પુષ્કળ ઘોડા મરી ગયા, અને કેટલોક સરસામાન ખોવાયો, તોપણ તે ધીમે ધીમે આગળ ચાલ્યો, અને રાજમહાલ ડુંગરના એક છેડાની અને ગંગા નદીની વચ્ચેના બંગાળાથી બહાર જવાના સાંકડા માર્ગ સુધી આવી પહોંચ્યો. આ જગાએ શેરખાને



હિંદાલ ગાદીનશીન થાય છે.

ઊંડી ખાઈઓ ખોદાવી તથા દિવાલો બંધાવી હતી અને મજબૂત અફગાન લશ્કર રાખ્યું હતું. તે જાતે બહાર આવી હુમાયુ સાથે લડ્યો નહિ, પણ દિવાલો અને ખાઈ પાછળ ભરાઈ રહ્યો. તે જાણતો હતો કે દિલ્હીથી હુમાયુને મદદ મળી શકશે નહિ, એટલે દિવસે દિવસે તેનું લશ્કર નબળું થતું જશે. બે મહીના સુધી હુમાયુએ પોતાના ભાઈ કામરાન અને હિંદાલને કાગળ લખ્યા કર્યાં અને તેણે તથા તેના ઘસાઈ ગયલા લશ્કરે તેમના તરફથી મદદની રાહ જોઈ; પણ તે નિમકહરામ ભાઈઓએ તેને મદદ કરવાને બદલે ઉલટો તેનો ઘાટ ઘડવાનો બનતો પ્રયત્ન કર્યો અને તેને બિલકુલ મદદ મોકલી નહિ.

૧૧. હવે હુમાયુને એમ લાગ્યું કે મારાથી આગળ જઈ શકાય તેમ નથી અને થોડા વખતમાં મારી પાસે બિલકુલ માણસ રહેશે નહિ, તેથી તેણે શેરખાનને સલાહ માટે કહેણ મોકલ્યું. શેરખાને કહ્યું, 'મને બંગાળા અને બહાર આપી દઈ તે મુલકનો રાજા બનાવો તો હું સલાહ કરવા અને તમને ખંડણી આપવા પણ ખુશ છું.' હુમાયુએ આ વાત કબૂલ રાખી તેથી બંને વચ્ચે કોલકરાર થયા. હવે હુમાયુનાં માણસોએ પોતાનાં બખ્તર કાઢી નાખ્યાં, સરસામાન બાંધી દીધો, અને ગંગા નદી ઓળંગી બીજે દિવસે ઘેર જવાના વિચારથી પૂલ બાંધવા માંડ્યો.

૧૨. હિંદુઓમાં કહેવત છે કે સાપ અને અફગાન એ બંનેનો વિશ્વાસ કરવો એ સહીસલામત નથી. હુમાયુ અને તેના માણસોને ગફલતમાં પડેલાં જોઈને બેવચની શેરખાને વિચાર્યું કે જે કામને માટે હું લાંબા વખતથી ઇંતિજાર છું તે કરવાનો પ્રસંગ હવે આવ્યો છે. રાત પડી અને હુમાયુ તથા તેનાં ગણ્યાંગાંઠ્યાં માણસો ઘેર પહોંચવાના આનંદમાં ઘસઘસાટ ઊંઘતાં હતાં, તે લાગ સાધીને અફગાનો એ વાગે અંધારામાં તેમના પર તૂટી પડ્યા અને જે જે મળ્યા તેમને ઠાર કર્યા. હુમાયુ ઊંઘમાંથી જાગી ઊઠ્યો અને ઘોડેસવાર થઈ બહાદુરીથી લડતો લડતો દુશ્મનોની મધ્યમાં થઈ ચાલ્યો. રસ્તામાં તેનો ઘોડો

મરાયો, પરંતુ તે નદીકિનારે આવી પહોંચ્યો અને તેણે અંદર પડતું મૂકયું. પોતે ઘણો ગભરાયલો હતો તેથી નબળાઈને લીધે નદીમાં ડૂબી જાત; પણ એવામાં એક ભિસ્તીએ પોતાની હવાથી ભરેલી પખાલ તેને આપી તેની મદદથી તે પાણી ઉપર રહી શક્યો. આ ભિસ્તીનું નામ નિઝામ મહમદ સક્કા હતું. એવું કહેવાય છે કે ભિસ્તીએ કરેલા ઉપકારનો બદલો વાળવાને હુમાયુએ પાછળથી તેને ત્રણ કલાક ગાદીએ બેસી રાજાની માફક અમલ કરવા દીધો અને સક્કે તે દર્મિયાન પોતાના મિત્રો અને સગાંને ભારે બક્ષીસ આપી. હુમાયુએ વળી તેની પખાલના નાના નાના કકડા કરી તે પર રાજા તરીકે પોતાના નામની છાપ પડાવી અને તે કકડા સિક્કા તરીકે ચલાવ્યા.

૧૩. નદી ઊતર્યાં પછી હુમાયુ જે થોડા સાથીઓ પોતાની સાથે નાસી છૂટ્યા હતા તેમને લઈ આગ્રે ગયો. શેરખાને પ્રથમ બહાર અને બંગાળાનો કબજો કર્યો, પછી બંગાળામાં મોગલ લશ્કર રહ્યું હતું તેને હાંકી કાઢ્યું, અને પોતાની પાછળ કોઈ દુશ્મન રહે નહિ એવો બંદોબસ્ત કરીને તે હુમાયુની પાછળ આગ્રા તરફ ચાલ્યો.

૧૪. હિંદાલ જે પાદશાહ થવાનો પ્રયત્ન કરતો હતો તેને હવે માલમ પડ્યું કે હું જાતે ખરાબ થયો છું અને મારા ભલા ભાઈને પણ મેં ખરાબ કર્યો છે. તે થોડાં લશ્કર સાથે હુમાયુને મળવા ગયો અને તેની માફી માંગી. કામરાને પણ પંજાબમાંથી આવી હુમાયુની માફી માંગી. હુમાયુએ બંનેને નિખાલસ દિલથી માફી આપી અને કહ્યું કે 'જે બનવાનું હતું તે બન્યું, હવે આપણે સાથે મળી બહાદુરીથી આપણા સામાન્ય શત્રુને હાંકી કાઢવા જોઈએ.' પણ આગ્રામાં બે મહીના રહ્યા પછી કામરાન ફરીથી હુમાયુને છોડીને લાહોર પાછો ગયો. તે પોતે આણેલા માણસ લઈ ગયો એટલુંજ નહિ પણ કેટલાક હુમાયુના સરદારોને પણ લઈ ગયો. આ સરદારોને તેણે કહ્યું કે 'હવે અહિં કંઈ આશા રહી નથી અને હું મારા પંજાબના રાજ્યમાં તમને સારી જગાઓ આપીશ.'

૧૫. શેરખાન હવે પોતાનું લશ્કર લઈને આવ્યો અને હુમાયુ સાથે બીજી લડાઈ થઈ. આ લડાઈમાં પહેલેજ હુમલે હુમાયુનાં માણસો વિખરાઈ ગયાં. હુમાયુ પોતાના રાજ્યના દસમા વર્ષમાં લાહોર ભણી નાઠો. તેને આશા હતી કે કામરાન મદદ કરશે, પણ કામરાન તેમ નહિ કરતાં પંજાબ શેરખાનને આપી દઈ કાબુલમાં જઈ રાજ્ય કરવા લાગ્યો. હિંદાલે પણ હુમાયુને છોડી દીધો, તેથી હવે તેણે બે વર્ષ સુધી સિંધમાં આમ તેમ ભારે આફતમાં રખડ્યા પછી આખરે ઈરાનનો રસ્તો પકડ્યો.

૧૬. સિંધમાં થઈને જતાં હુમાયુએ હમિદા બેગમ નામની એક જુવાન સ્ત્રી સાથે લગ્ન કર્યું. રણની મધ્યમાં અમરકોટના એકાંત કિલ્લામાં આ બાઈને પેટે ઈ. સ. ૧૫૪૨માં અકબરનો જન્મ થયો. આજ સુધી જ્યારે જ્યારે તુર્કી પાદશાહને ત્યાં કુંવરનો જન્મ થતો ત્યારે તે ખુશાલીમાં પોતાના સરદારોને સોનું તથા જવાહીર ભેટ આપતો હતો. પણ બિચારા હુમાયુ પાસે આ વખત સોનું તથા જવાહીર નહોતું. તેના ગજવામાં અતિ-ખુશબો આપતી કસ્તુરીનો કડકો હતો, તેમાંથી તેણે થોડા નિમક-હલાલ સરદારો પોતાની સાથે રહ્યા હતા તેમને થોડી થોડી આપી. કસ્તુરીની સુગંધ હવામાં બહેક મારી રહી હતી. તે વખતે હુમાયુએ કહ્યું કે 'મને આશા છે કે મારો છોકરો જ્યારે રાજા થશે ત્યારે તેની કીર્તિ આખી દુનિયામાં ફેલાશે. હું એને અકબર નામ આપવા ઇચ્છું છું. 'અકબર' નો અર્થ 'ઘણો મોટો' થાય છે અને મને આશા છે કે તે મહાન્ રાજા નીવડશે.'



હમિદા બેગમ

૧૭. સિંધથી ઇરાન જતાં હુમાયુના રસ્તામાં કંદહાર આવ્યું. અહિં તેનો ભાઈ અસ્કરી રાજ્ય કરતો હતો, તેણે તેને મદદ કરવાને બદલે પકડવાનો પ્રયત્ન કર્યો. હુમાયુને હુમિદા બેગમ સાથે નાસી છૂટવાનો પ્રસંગ મળ્યો, પણ તેનો બે વર્ષનો છોકરો અકબર કાકાના હાથમાં ગયો અને કેટલોક વખત કેદીની સ્થિતિમાં રહ્યો. હુમાયુ ઇરાન ગયો ત્યાં તે દેશનો રાજા શાહ તમસ્પ તેની સાથે સારી રીતે વર્ત્યો, પરંતુ હુમાયુને ઇરાનીઓનો શિયા પંથ સ્વીકારવો પડ્યો. તમસ્પે તેને કેટલોક વખત પોતાની દરબારમાં રાખ્યા પછી ૧૨,૦૦૦ માણસનું લશ્કર આપી વિદાય કર્યો. આ લશ્કર લઈ તે અફગાનિસ્તાન ગયો અને પોતાના છોકરા અકબરને છોડાવ્યો. ત્યારપછી દસ વર્ષ સુધી તેણે પોતાના ભાઈઓ સાથે લડાઈ ચલાવી. લડાઈમાં તેઓ વારંવાર તેના હાથમાં આવ્યા અને તેના સરદારોએ તેમને મારી નાખવાની સલાહ પણ આપી. પણ હુમાયુ તેમ ન કરતાં તેમની સાથે માયાળુપણે વર્ત્યો અને તેમને માફી આપી, પોતાના પિતાને આપેલું વચન તે ભૂલ્યો નહિ. તેણે કામરાનને ઘણી વખત સલાહ રાખવાનું કહ્યું, પણ તે તેણે માન્યું નહિ.

૧૮. હવે એવું બન્યું કે અકબર પાછો કામરાનના હાથમાં કેદી બન્યો અને તે નિર્દય કાકા, હુમાયુએ કાબુલને ઘેરો ઘાલ્યો તે વખતે, તે છોકરાને દિવાલની ટોંચે મૂકયો. અહિં અસંખ્ય બાણ આવીને પડતાં હતાં, પણ તે છોકરાને એક પણ અડકયું નહિ. હુમાયુને હવે લાગ્યું કે જો કામરાનની સત્તા નહિ લઈ લેવામાં આવે તો તે છોકરાને મારી નાખશે, તેથી કાબુલ લીધા પછી તેણે તેની આંખો ફોડી નાખવાનો હુકમ આપ્યો; આ હુકમ અમલમાં મુકાયા પછી કામરાનને પાદશાહ આગળ લાવવામાં આવ્યો ત્યારે તેણે કહ્યું કે મને ઘટતી સજા થઈ છે. આસપાસના ઊભેલા બધા સરદારે જોવું જોઈએ કે મારા ભાઇએ જે કર્મ કર્યું છે તે વાજબી કર્યું છે. હિંદાલ લડાઈમાં મરાયો પણ હુમાયુને હાથે નહિ. અસ્કરી મક્કે જવા નીકળ્યો ત્યાં રસ્તે મરણ પામ્યો.

૧૯. આ દર્મિયાન શેરખાન મરી ગયો હતો. તેની પછી ત્રણ રાજા થયા, તેમાંનો છેલ્લો નબળો અને રાજ્ય કરવાને અશક્ત હતો. હુમાયુએ આ વખતે બહાદુર અને મજબૂત લડવૈયા લઈ દિલ્હી તરફ કૂચ કરી અને ખોયલાં દિલ્હી તથા આગ્રા શહેર પંદર વર્ષ પછી ફરીથી લીધાં; પણ હિંદુસ્તાનમાં આવ્યા પછી તે ઝાઝું જીવ્યો નહિ. એક દિવસ પાછલે પહોરે તે દરબારી મહેલની નીસરણીનાં પગથીઆં ચડતો હતો ત્યારે પાસેની મસીદમાંથી મુલ્લાંની બાંગ સાંભળી કે તુરતજ તે નમાજ પઢવા થોભ્યો, પણ જે લાકડી ઉપર તે અઢેલીને ઊભો હતો તે લીસા આરસપહાણના પત્થર પર લપસી ગઈ, અને તે પગથીઆં ઉપરથી નીચે પડ્યો. તેને એટલી બધી ઈજા થઈ કે તે મરણ પામ્યો. આ વખતે તેની ઉમ્મર ૫૦ વર્ષની હતી.

૨૦. હુમાયુનાં પરાક્રમ વારંવાર દૃષ્ટિએ આવતાં તે ઉપરથી જણાતું કે તે બહાદુર હતો, પણ તે પોતાના પિતા જેવો ચાલાક અને દૃઢ નિશ્ચયવાળો નહોતો. નાનપણમાં તે મોજમઝાનો ખૂબ શોખીન હતો. પાછલા ભાગમાં તેને અફીણ ખાવાની ટેવ પડી હતી તેથી તે આળસુ અને નબળા મનનો બની ગયો હતો. પોતાના ભાઈઓ પર તેની પ્રીતિ હતી અને તેમની સાથે તે ઘણી ભલાઈથી વર્તતો. તેમના પ્રત્યે તે એટલી બધી ભલાઈથી ન વર્ત્યો હોત તો તે કદી હિંદ ખોત નહિ. જવહર નામના તેના એક નોકરે તેનું જીવનચરિત્ર લખ્યું છે તે આજે પણ વાંચવામાં આવે છે.

# ૩૮. સૂર વંશના રાજાઓ

## ઇ૦ સ૦ ૧૫૪૦થી ૧૫૫૫ સુધી

૧. **શેરશાહ** સૂર જાતનો **અફગાન** હતો તેથી તે અને તેની પછીના ત્રણ રાજા સૂર વંશના **અફગાન** રાજા કહેવાય છે. તેનો દાદો **બહલોલ લોદી**ના વખતમાં **પેશાવર**થી આવી લશ્કરી નોકરીમાં રહ્યો હતો. તેનો બાપ જુવાનપુરના સુલતાનના તાબામાં ઘોડેસવારની ટૂકડીનો સરદાર બન્યો હતો અને **બહાર**માં તેને નાની જાગીર આપવામાં આવી હતી. **શેરશાહ**નું નામ પ્રથમ **હુરિદખાન** હતું; પણ એક દિવસ તે **જુવાનપુર**ના સુલતાનની સાથે શિકારે ગયો ત્યાં તરવારના એક ઝટકાથી તેણે વાઘને માર્યો તેથી સુલતાને તેને તેજ જગાએ 'શેરખાન' કે 'વાઘનો સરદાર' એવો ખિતાબ આપ્યો હતો.

૨. દિલ્હીની ગાદીએ બેઠો ત્યારે તેણે **શેરશાહ** કે 'વાઘનો રાજા એવું નામ ધારણ કર્યું. તે વાઘના જેવો જોરાવર અને ચાલાક હતો, પણ ઘણો લુચ્ચો ને ઘાતકી હતો. દુશ્મન પ્રત્યે તે બિલકુલ દયા બતાવતો નહિ અને લડાઈમાં કરેલો કરાર તોડવાથી તેને લાભ જણાય તો તે કદી પાળતો નહિ.


શેરશાહ

૩. **બાબર** દિલ્હીની ગાદી પર હતો ત્યારે **શેરખાન** તેના દરબારમાં ગયો હતો અને તેને નોકરી આપવામાં આવી હતી. એક દિવસ દરબારી ખાના વખતે તેની આગળ થાળી પીરસવામાં આવી અને તેમાંની ચીજો ચમચા વતી ખાવાની હતી. આ વખતે શેરખાનને ચમચો વાપરતાં નહિ આવડવાથી રબારન । અમીરો હસવા લાગ્યા. તે જોઈને તેણે તરવાર કાઢી

પોતાના ખોરાકના નાના ટૂકડા કર્યા અને બીજા પરોણા હસતા હતા તેની બિલકુલ દરકાર કર્યાં વિના ખાવા લાગ્યો. તે સરદાર દરબારી વિવેકની બિલકુલ દરકાર કરતો નહિ અને ખાના વખતે પણ તરવાર વાપરતો જોઈ બાબરે પોતાના ઉમરાવોને કહ્યું હતું કે આ અફગાન સરદાર આગળ જતાં પોતાના બળે કરી ઊંચી પદવીએ ચડશે.

૪. જ્યારે હુમાયુ તેની સામે લશ્કર લઈને ગયો અને ચુનારનો કિલ્લો લીધો ત્યારે શેરખાને ચુનાર કરતાં પણ વધારે મજબૂત બહાર પ્રાંતમાં આવેલો રોહતાનો ડુંગરી કિલ્લો લઈ લીધો. તેણે પ્રથમ રોહતાના રાજાને કહ્યું કે મારે મારાં બૈરાંછોકરાં અને ખજાના માટે કોઈ સહીસલામત જગા જોઈએ છે તે આપો અને તેના બદલામાં હુમાયુ સાથ ચાલતી લડાઈમાં જો હું મરાઉં તો મારો ખજાનો તમે લેજો. રાજાએ કબૂલ કર્યું અને એક હજાર ડોળીઓ તૈયાર કરવામાં આવી. પહેલી બે કે ત્રણ ડોળીમાં સ્ત્રીઓને બેસાડવામાં આવી અને ત્યારપછીની દરેકમાં એકેક હથિયારબંધ અફગાન સરદાર મોકલવામાં આવ્યો. ડોળીઓ કિલ્લા નજીક આવી ત્યારે રાજાએ પહેલી બેત્રણ સ્ત્રીઓ હતી તે તપાસી, પણ શેરખાનનો જે માણસ સાથે આવ્યો હતો તેણે કહ્યું કે 'જો અમારા સરદારની સ્ત્રીઓને પરાયા માણસો આ પ્રમાણે જુએ તો તેમની ભારે નાલેશી થાય.' આ ઉપરથી રાજાએ બધી ડોળી અંદર જવા દીધી. બધી અંદર પેઠા પછી હથિયારબંધ માણસો બહાર નીકળી આવ્યાં અને તેમણે દરવાજા ઉઘાડયા એટલે શેરશાહ પોતાના લશ્કર સાથે અંદર દાખલ થયો.

૫. ગાદીએ બેઠા પછી શેરશાહે ડહાપણથી રાજ્ય કર્યું. તેની પહેલાંના મુસલમાન રાજાઓ જૂજ બાબતો પર ધ્યાન આપવામાં હલકાઈ ગણતા અને નાનાં કામ જાતે કરતા નહિ. તેઓ પોતાના સરદારો તથા અમલદારોને ઘણાખરાં કામ સોંપી દેતા અને તેઓ જે કરતા તે આંખો મીચીને કબૂલ રાખતા. આ અમલદારો પ્રથમ બહાદુર અને જોરાવર હતા, પણ પાછળથી મોજીલા અને આળસુ

થઇ ગયા હતા. તેઓ ખાઈપીને ખૂબ ઊંઘતા, અને પોતાનું કામ જાતે કરવાને બદલે પોતાના નોકરોને સોંપતા હતા.

૬. **શેર**શાહ આ પ્રમાણે વર્ત્યો નહિ. તેણે જાતે દરેક બાબત પર ધ્યાન આપ્યું. પોતે રાજા હતો, છતાં તે કદી વખત ગુમાવતો નહિ; પરંતુ પોતાને હાથે મજૂરી કરી ગુજરાન કરનાર ગરીબમાં ગરીબ માણસની માફક કામમાં મંડયો રહેતો. તે પોતાના તાબાના નોકરો પાસે પોતાના જેવુંજ સખ્ત કામ કરાવતો. બીજા કોઈ પણ અફગાન રાજા કરતાં તેણે વધારે સારી રીતે રાજ્ય કર્યું. પ્રજાની સંભાળ રાખવી એ રાજાની ફરજ છે એ વાત તે સારી પેઠે સમજતો હતો. તેણે હિંદુઓ પર જુલમ કર્યો નહિ, પણ ઘણાની રાજવહીવટમાં મદદ લીધી. ટોડરમલ નામના એક હિંદુને તેણે વસુલાત ઉઘરાવાનું કામ સોંપ્યું હતું.

૭. ઘણી વાર પોતાના લશ્કરને પગાર આપતી વખતે કંઈ ઠગાઈ થાય છે કે નહિ તે જોવાને તે જાતે હાજર રહેતો. તેણે બંગાળાથી પંજાબ સુધી અને આગ્રાથી માળવા સુધી આખે રસ્તે ધર્મશાળાઓ બાંધી અને ત્યાં મુસાફરોને ખોરાકપાણી મુફત આપવામાં આવ્યાં. વળી એક જગાએથી બીજી જગાએ કાગળ લાવવા લઈ જવાને તેણે આ રસ્તે ડાકના ઘોડા રાખ્યા. એ રસ્તાની બન્ને બાજુએ ઝાડો રોપવામાં આવ્યાં અને થોડે થોડે અંતરે કુવા ખોદવામાં આવ્યા.

૮. તેણે માળવા અને મારવાડનાં રાજ્ય જીત્યાં. માળવાના રેસિન કિલ્લાના રજપૂતો તરફ તેણે ઘણી ઘાતકી વર્તણૂક ચલાવી. અહિં રજપૂતોના સરદાર પુરાણમલ્લને તેણે કહ્યું કે 'તાબે થશો તો તમને, તમારા માણસને, અને બૈરાંછોકરાને હું સહીસલામત જવા દઈશ, અને તમારે ખજાનો પણ સહીસલામત જવા દઈશ.' પણ પુરાણમલ્લ અને તેના રજપૂત સરદારો તેના પર ભરોસો રાખી બહાર આવ્યા એટલે શેરખાન તેમના પર તૂટી પડયો અને તેમને બધાંને ઠાર કર્યાં. તેણે કહ્યું કે 'દુશ્મનો સાથેના વ્યવહારમાં વચન પાળવું ન જોઈએ.' બીજે વર્ષે તે બુંદેલખંડમાં કાલિંજરના કિલ્લાને ઘેરો ઘાલતાં મરાયો.

૯. **સુલતાન ઈસ્લામ** કે **સલીમશાહ શેરખાન** મરણ પામ્યો. તે વખતે તેનો મોટો છોકરો દિલ્હીમાં નહોતો તેથી બીજો છોકરો ગાદી દબાવી પડ્યો. **પ્રથમ** તેણે જણાવ્યું કે 'મારો ભાઈ આવશે ત્યાંસુધીજ હું રાજ્ય કરીશ,' પણ તે ભાઈએ તેની બીક લાગવાથી પોતાની ગાદીનો હક છોડી દીધો અને તેને જાગીર આપવામાં આવી. પણ થોડાક વખત પછી **સલીમે** તેને મારી નાખવાનો પ્રયત્ન કર્યો તેથી તે નાસી **બહાર**માં જઈ રહ્યો અને ત્યારપછી તેના વિષે વધુ સાંભળવામાં આવ્યું નહિ. ઘણા **અફ્ગાન** સરદારો **સલીમ** સામે ઉઠ્યા; પણ તે બધાને તેણે વશ કર્યા અને પોતે સલાહશાંતિથી રાજ્ય કર્યું. **સલીમે** તેના બાપની માફક સારી રીતે રાજ્ય કર્યું. તે જોરાવર, હોંશિયાર, અને દેખાવડો હતો અને વિદ્વાન્ માણસો પ્રત્યે પ્રીતિ ધરાવતો. તેણે નવ વર્ષ રાજ્ય કર્યું.



સલીમશાહ

૧૦. **સલીમ** પછી તેનો નાનો છોકરો **ફિરૂઝ** ગાદીએ બેઠો. પણ તેના કાકા **મુબારિઝખાને** તેને ત્રણ દિવસ રાજ્ય કર્યા પછી મારી નાખ્યો અને પોતે **આદિલશાહ** નામ ધારણ કરી રાજ્ય કરવા લાગ્યો. પોતે રાજા થવાને લાયક નથી એવું તેણે થોડા વખતમાં બતાવી આપ્યું. તેણે ખજાનાનો સઘળો પૈસો મોજમઝામાં ગુમાવ્યો અને **હેમુ** નામના એક નીચ જાતના **હિંદુ** સાથે મૈત્રી કરી તેને મુખ્ય સલાહકાર બનાવ્યો. કુલાભિમાની અફ્ગાન ઉમરાવો ઠામ ઠામ તેની સામે ઊઠ્યા. આ વખતે **હુમાયુએ** વિચાર્યું કે ખોએલો મુલક પાછો મેળવવાને આ ખરી તક છે. તે કાબુલથી લશ્કર લઈ આવ્યો અને આપણે પહેલાં જોઈ ગયા તેમ તેણે દિલ્હી ને **આગ્રા** લીધું. પણ થોડા વખત પછી તે મરણ પામ્યો.

## ૩૯. મહાન્ અકબર

### ઇ૦ સ૦ ૧૫૫૬થી ૧૬૦૫ સુધી

૧. હિંદના મુસલમાન રાજાઓમાં અકબર શ્રેષ્ઠ હતો. તેનું આખું નામ 'જલાલુદ્દીન મહમદ' હતું. હુમાયુએ તેના જન્મ વખતે તેને 'અકબર' ઉપનામ આપ્યું હતું. 'અકબર'નો અર્થ 'ઘણો મોટો' થાય છે અને ખરેખર અકબર તેના નામ પ્રમાણે મહાન્ પુરુષ હતો. ઇંગ્લંડમાં જે વખતે ઈલિઝાબેથ રાણી ગાદી પર હતી, તેજ અરસામાં અકબરે હિંદમાં ૫૦ વર્ષ રાજ્ય કર્યું, બન્નેને થઈ ગયે આજે આશરે ત્રણસેં વર્ષ થયાં છે.


અકબર

૨. અકબરના પિતા ગુજરી ગયા ત્યારે તેની ઉમ્મર ૧૩ વર્ષની હતી. તે ઘણા દુશ્મનોથી વીંટળાયલો હતો. પણ તેના એક નિમકહલાલ સરદાર બહેરામે તેને ઘણી મદદ કરી. બહેરામ તેનો ફુઓ હતો. ગાદીએ બેઠા પછી અકબરને પહેલવહેલું હેમુ સાથે લડવું પડ્યું. બહેરામ જુવાન પાદશાહ સાથે લાહોર ગયો છે એવી ખબર સાંભળીને હેમુ મહારાજા વિક્રમાદિત્યનો ખિતાબ ધારણ કરી બહારથી લશ્કર લઈને દિલ્હી પર ચડી આવ્યો અને આગ્રા તથા દિલ્હી તાબે કર્યાં પછી લાહોર તરફ ચાલ્યો. બહેરામ તેની સામે

આવ્યો. પાણિપતના મેદાનમાં જબરૂં યુદ્ધ થયું; તેમાં હેમુ બહાદુરીથી લડ્યો, પણ તેના લશ્કરમાં નાસભાગ થઈ અને પોતે ઘાયલ થયો તથા કેદ પકડાયો. તેને પાદશાહ આગળ લાવવામાં આવ્યો ત્યારે બહેરામે તેને મારી નાખવાની સલાહ આપી; પણ બહાદુર પાદશાહે હથિયાર વિનાના અને ઘાયલ થયલા માણસ પર ઘા કરવાની નાખુશી બતાવી, ત્યારે બહેરામે જાતે તેને ઠાર કર્યો. બહેરામે દઢતા અને સખ્તાઈ બતાવી પાંચ વર્ષ સુધી અમલ કર્યો.

૩. આ મુદ્દતને અંતે મોગલ રાજ્યના તાબામાં માત્ર દિલ્હી અને પંજાબનો મુલક હતો. બંગાળા, બહાર, જુવાનપુર, સિંધ, ગુજરાત, માળવા, અને ખાનદેશમાં હજી પઠાણ રાજ્યો હતાં અને રજપુતાનામાં રજપૂત રાજાઓનો અમલ હતો.

૪. આ વખતે અકબરની ઉમ્મર ૧૮ વર્ષની થઈ હતી. હવે તેને વૃદ્ધ પ્રતિનિધિની સખ્ત આજ્ઞાઓ પ્રમાણે વર્તવું ગમતું નહોતું. તેની મા તથા દરબારના જુવાન ઉમરાવો પણ તેનાથી કંટાળ્યા હતા. આ લોકોએ અકબરને પોતાના હાથમાં રાજકારભાર લેવાનો આગ્રહ કર્યો. બહેરામ સત્તા છોડી દેવાને ખુશ નહોતો, પણ જુવાન પાદશાહે દઢ નિશ્ચય જણાવ્યો, તેથી આખરે તેને તેની મરજીને તાબે થવું પડ્યું. પણ તે ગુસ્સે થઈ ચાલ્યો ગયો અને થોડા વખત પછી લશ્કરની એક ટૂકડી ઊભી કરી તેણે પંજાબ ઉપર ચડાઈ કરી. અકબર નાનો હતો તોપણ તેની સામે લડવા ગયો. બહેરામ હાર્યો અને ડુંગરામાં જઈ ભરાયો, પણ થોડા વખત પછી પાદશાહ આગળ આવી પાઘડી ઉતારી નમી પડ્યો. અકબરે તેની લાંબી મુદ્દત અને નિમક-


બહેરામખાન

હલાલ નોકરી ધ્યાનમાં લઈ પોતાને હાથે તેને ઉઠાડ્યો અને દરબારના બીજા બધા ઉમરાવો ઉપર માનની જગાએ બેસાડ્યો. પછી તેને પૂછ્યું કે 'હવે તમારે દરબારમાં મોટી પદવી જોઈએ છે, કે કોઈ પ્રાંતના સુબેદારની જગા જોઈએ છે, કે આપણા પેગમ્બર મહમદની કબરની યાત્રા માટે ભારે રસાલો લઈ તમે મક્કા તરફ જવા ખુશ છો?' બહેરામ છેલ્લી બાબત પસંદ કરી મક્કે જવા નીકળ્યો, પણ એક અફગાને તેને રસ્તામાં ઠાર કર્યો; કારણ કે આ અફગાનના બાપને તેણે કેટલાંક વર્ષ પર મારી નાખ્યો હતો.

૫. અકબર હવે છૂટો થવાથી મરજી મુજબ વર્તી શક્યો. કાબુલના પહાડી મુલકમાં બચપણનો વખત ગાળેલો હોવાથી તે શરીરે જોરાવર અને મજબૂત હતો. વળી તે હોંશિયાર અને વિચારવંત હતો. પોતાનું રાજ્ય ટકાવી રાખવાને હિંદુઓને મિત્રો અને મદદગાર બનાવવા જોઈએ એમ તેને લાગ્યું. વળી તેણે હિંદુસ્તાનના સઘળા લોકોને પોતાના અમલ નીચે લાવવાનો અને તેમની જાત અને ધર્મ ગમે તે હોય છતાં એક મહાન્ પ્રજા બનાવવાનો નિશ્ચય કર્યો; પરંતુ પહેલવહેલાં તેને પોતાના સરદારોને વશ કરી પોતાના દિલ્હીના રાજ્યમાં બંદોબસ્ત કરવાનો હતો. આ કામ કરવામાં તેનો કેટલોક વખત ગયો. તે ૧૩ વર્ષની ઉમ્મરે દિલ્હીનું રાજ્ય તાબે કરી રહ્યો.

૬. બહેરામ રાજપ્રતિનિધિના હોદ્દા પરથી ગયો કે તુરતજ અકબરના ત્રણ સરદારોએ, જે દેશમાં પોતે અમલ કરતા હતા તે દેશ દબાવી પાડી, રાજા બનવાનો પ્રયત્ન કર્યો. તેમણે વિચાર્યું કે ૧૮ વર્ષના નાના છોકરા પર સહેલથી ફતેહ મેળવી શકાશે. આ ત્રણ સરદારો જુવાનપુરનો હાકીમ ખાનઝમાન, માળવાનો આદમખાન, અને ઓઢિઆ તથા બુંદેલખંડની વચ્ચેના ગુરા પ્રદેશનો અસફઆ હતો. પોતે નરાધિપતિ બનવાને માટેજ જન્મેલો છે એવું અકબરે તુરતજ બતાવી આપ્યું. ખાનઝમાનથી પોતે થોડે દૂર છે એમ માલમ પડ્યું એટલે હજાર માણસ સાથે પોતાના લશ્કરમાંથી છૂટો પડી તે મધ્ય રાત્રે

ગંગા નદી ઓળંગી ત્રીસ માઇલ ચાલ્યો અને સવારમાં વહેલો, પોતે નજીક આવ્યો છે એવી ખબર પડતાં પહેલાં, બળવાખોરો પર તૂટી પડ્યો. એ વર્ષમાં તેણે ત્રણે બળવાખોરોને વશ કર્યા. તે ૨૧ વર્ષનો થયો ત્યારે દિલ્હીનું રાજ્ય આખું તેના તાબામાં આવ્યું.

૭. પછી તેણે રજપૂતો સાથે લડાઈ શરૂ કરી: આ વખતે હિંદુસ્તાનમાં ઓછામાં ઓછા સો રજપૂત રાજા હતા. અકબરે તેમને મિત્ર અને મદદગાર બનાવવાનો અને તેમની મદદથી ઉત્તર હિંદનાં પઠાણરાજ્યો વશ કરવાનો નિશ્ચય કર્યો. તે મોટું લશ્કર લઈ ને રજપુતાનામાં પેઠો અને તેણે જબરા રજપૂત રાજાઓ સાથે લડવાનું શરૂ કર્યું. રજપૂતો તેનું જોર તથા બહાદુરી જોઈ ડર્યા, તોપણ તેના પ્રત્યે તેમને પ્રીતિભાવ ઉત્પન્ન થયો; કારણ કે રજપૂતો ઉત્તમ જાતના લડવૈયા છે અને સઘળા બહાદુર માણસોને ચહાય છે. અકબરે બધા રજપૂતોને વશ કર્યા અને તેમની સાથે તે સારી રીતે વર્ત્યો. તેણે તેમનું રાજ્ય પાછું સોંપ્યું. માત્ર પાદશાહ તરીકે પોતાનું ઉપરિપણું કબૂલ કરાવ્યું.

૮. પણ રાણા સંગનો છોકરો ઉદેસિંગ આ વખતે મેવાડનો રાજા હતો. તેણે અકબર સાથે સલાહ કરી નહિ અને પોતાના કુળની કન્યા તેને આપી નહિ. અકબરે તેની રાજધાની ચિતોડ પર ચડાઈ કરી. ઉદેસિંગ નાસીને અરવલ્લી ડુંગરામાં ભરાયો, પણ ચિતોડનું રક્ષણ કરવાને જયમલ નામના એક બહાદુર જુવાન સરદારને મૂકતો ગયો. ચિતોડગઢ રજપુતાનામાં એક ઘણો મજબૂત ગઢ ગણાતો. તેને મથાળે જવાનો ખડકમાંથી કોતરી કાઢેલો


રાણો ઉદેસિંગ

માત્ર એકજ રસ્તો છે અને તે રસ્તા પર એક પર બીજા એવા

ચાર દરવાજા છે, ત્યાં લશ્કર રાખવામાં આવે છે. આ કિલ્લો પહેલાં અલ્લાઉદ્દીને ઇ. સ. ૧૩૦૩માં અને પછી ગુજરાતના સુલતાન બહાદુરશાહે ઇ. સ. ૧૫૩૩માં તાબે કર્યો હતો. અકબરે કેટલાક મહીના સુધી તેને ઘેરો ઘાલ્યો, પણ તેનું કંઈ વળ્યું નહિ. આખરે, એક રાત્રે તેણે જયમલને કિલ્લામાં પડેલું બાકોરૂં પોતાના માણસો પાસે પુરાવતો જોયો. એટલે પોતાની 'સીધી ચોટવાળી' બંદુક મંગાવીને બરાબર તાકીને તેના કપાળમાં ઘા કર્યો. તે મરણ પામ્યો એટલે રજપૂતો પોતાના સરદારના મરણથી નિરાશ થઈ પોતાના ઘાતકી રિવાજ મુજબ બૈરાંછોકરાંને મારી નાખી, શોકનો પીળો પોશાક પહેરી, હાથમાં તરવાર લઈ કેસરીઆં કરવા નીકળી પડ્યા. આ વખતે ૮,૦૦૦ રજપૂતો લડતાં મરાયા.

૯. ઉદેસિંગ કદી અકબરને તાબે થયો નહિ. તે અને તેનો છોકરો પ્રતાપસિંગ મરતાં સુધી લડયા. પ્રતાપસિંગે ચિતોડ પાછું ન મળે ત્યાંસુધી સોના રૂપાના થાળામાં નહિ જમવાની, પરાળ સિવાયની બીજી કોઈ પથારી પર નહિ સૂવાની, અને દાઢી નહિ આમળવાની બાધા લીધી હતી; પરંતુ તે પાછું ન મળ્યું તેથી તેણે એક નવું શહેર વસાવી પોતાના બાપના નામ ઉપરથી તેણે 'ઉદેપુર' નામ આપ્યું અને આજે પણ ઉદેપુરના રાણા સોનારૂપાના થાળામાં પાંદડાં મૂક્યા સિવાય જમતા નથી, પથારી તળે પરાળ રાખીને સૂએ છે' અને દાઢી આમળતા નથી. તેઓ શુદ્ધ રજપૂત ગણાય છે અને અમે મુસલમાનોને તાબે થયા નથી તથા અમારા કુળની કન્યાઓ પરણાવી નથી એટલું હજી અભિમાન ધરાવે છે.


પ્રતાપસિંગ

૧૦. મેવાડનો એક બીજો મજબૂત કિલ્લો રણસ્તંભોર નામે હતો, તે રાજા સુરજન નામના રજપૂત સરદારના હવાલામાં હતો.

આ કિલ્લાને કેટલી મુદ્દત ઘેરો ઘાલ્યા પછી અકબરને લાગ્યું કે તે લઈ શકાશે નહિ. પરંતુ એવામાં એક બનાવ બન્યો તેથી કિલ્લો તેને હાથ આવ્યો. રજપૂતોમાં એવો રિવાજ છે કે ઘેરો ચાલતો હોય તે દર્મિયાન રાત્રે લડાઈ બંધ થાય ત્યારે બન્ને પક્ષનાં માણસો એકઠાં થઈ વાતચીત કરી શકે. એક રાત્રે અકબરનો મુખ્ય સરદાર રાજા **માન**સિંગ પાદશાહને પોતાની સાથે નિશાન પકડનારનો વેષ ધારણ કરાવીને સુરજન પાસે કિલ્લામાં લઈ ગયો. સુરજને પાદશાહને ઓળખ્યો અને તુરતજ ઊભો થઈ તેના હાથમાંથી છડી લઈ તેને પોતાની જગાએ બેસાડયો. અકબરે હસીને કહ્યું કે 'સુરજન રાજા, હવે શું કરવા ધારો છો?' **માન**સિંગ તેને જવાબ આપવાનો વખત નહિ આપતાં બોલી ઊઠયો કે 'હવે તમારે કિલ્લો આપી દઈ મેવાડ છોડી દેવું અને પાદશાહની નોકરીમાં દાખલ થવું.' અકબરે વધારામાં કહ્યું કે હું તમને ૫૦ રજપૂત રાજ્યોનો સુબો બનાવીશ અને પાદશાહને આધીન રહી તમે આ મુલકમાં અમલ કરજો.' **માન**સિંગે વળી અકબર પોતાની સાથે અને બીજા રજપૂત રાજાઓ સાથે કેવી રીતે વર્ત્યો હતો તે જણાવ્યું. આથી સુરજને શરણ થઈ કિલ્લાની કુંચીઓ સોંપી દીધી.


સુરજન

૧૧. અકબરે રજપૂત કુંવરીઓ સાથે લગ્ન કર્યાં અને તેમના બાપ તથા ભાઈઓને પોતાના લશ્કરમાં અમલદાર બનાવ્યા. આ પ્રમાણે રજપૂતો તેના સગાવહાલા તથા મિત્રો બન્યા. રજપૂત બાઈઓમાંની એક જેપુરના રાજા બિહારીમલની કુંવરી હતી. બિહારીમલના છોકરા ભગવાનદાસને અકબરે પોતાનો એક મુખ્ય સરદાર બનાવ્યો

હતો અને ભગવાનદાસના ભત્રીજા અને દત્તક પુત્ર રાજા માનસિંગને મોટી જગા આપી હતી. અકબરનો પાટવી કુંવર સલીમ બિહારીમલનો દૌહિત્ર હતો. આ સલીમ જ્યારે મોટો થયો ત્યારે અકબરે જોધપુરના રાજાની જોધબાઈ નામની કુંવરી સાથે તેને પરણાવ્યો. સાત વર્ષમાં અકબર આખા રજપુતાનાનો ધણી અને ઉદેપુરના રાણા સિવાયના બધા રજપૂત રાજાઓનો ઉપરિ બન્યો.


ભગવાનદાસ

૧૨. ત્યારપછી રજપૂતોની સહાયતાથી અને હિંદુઓ મિત્ર અને મદદગાર બનવાથી તેણે હિંદુસ્તાનનાં જૂનાં પઠાણ રાજ્યો એક પછી એક વશ કર્યાં. તેણે બહાર, બંગાળા, ઓઢિઆ, કાસ્મીર, સિંધ, માળવા, ગુજરાત, ખાનદેશ, કાબુલ, અને કંદહાર, એટલાં રાજ્યો જીત્યાં. તેનું લાંબું રાજ્ય પુરૂં થતાં સુધીમાં આખું હિંદુસ્તાન અથવા વિંધ્યાચળની ઉત્તરે આવેલો બધો પ્રદેશ તથા દક્ષિણમાં ખાનદેશ, અહમદનગર, અને વરાડ, એટલો મુલક તેની સત્તા નીચે આવ્યો. એક વખત તેણે દક્ષિણ જીતવાનો વિચાર કર્યો. અહમદનગરનો નિઝામશાહી વંશનો તે વખતનો ગાદીપતિ મરણ પામવાથી ચાર જણે ગાદીનો દાવો કર્યો. તેમાંના એકે અકબરની મદદ માંગી. અકબરે પોતાના છોકરા મુરાદને તેની મદદે મોકલ્યો, પણ આપણે અહમદનગરના ઇતિહાસમાં જણાવી


જોધબાઈ




અકબરના વખતનું મોગલ રાજ્ય.

અકબરના વખતનું મોગલ રાજ્ય

ગયા તેમ ત્યાંની બેગમ ચાંદબીબીએ તે શહેરનો બહાદુરીથી બચાવ કર્યો. આખરે, વરાડનો મુલક લઈ મોગલોએ સલાહ કરી. ઇ. સ. ૧૫૯૯માં અકબર જાતે દક્ષિણમાં ગયો. તેણે અહમદનગર અને આશીરગઢ એ બે કિલ્લા લીધા અને ખાનદેશ ખાલસા કર્યું. બિજાપુર અને ગોવળકોંડાના રાજાએ તેના દરબારમાં એલચી તથા નજરાણાં મોકલ્યાં અને અકબરના ચોથા છોકરા દાનિયલનું બિજાપુરના રાજાની કુંવરી સાથે લગ્ન કરવામાં આવ્યું.

૧૩. ઇ. સ. ૧૬૦૦માં સલીમે પોતાના બાપના ૪૫ વર્ષના લાંબા રાજ્યથી અધીરા બની ગાદીપતિ થવાનો પ્રયત્ન કર્યો. તેની ઉમ્મર આ વખતે ૩૦ વર્ષની હતી. તેને અજમેરનો સુબો બનાવવામા આવ્યો હતો અને રાજા માનસિંગને તેની મદદે મૂક્યો હતો. માનસિંગ બંગાળાનો સુબો હતો. તે મુલકમાં એક અફગાને બળવો કરવાથી તેને ત્યાં જવું પડ્યું ત્યારે સલીમે પોતાનો બાપ દક્ષિણમાં છે અને તેના સઘળા સરદાર દૂર પ્રાંતોમાં છે એ જોઈને અલ્લાહાબાદ તરફ કૂચ કરી, અયોધ્યા અને બહાર તાબે કરી ત્યાંનો સઘળો ખજાનો કબજે કર્યો, અને પોતાને પાદશાહ કહેવડાવવા લાગ્યો. તેણે જાહેર કર્યું કે 'મારા પિતા મહમદ પેગમ્બરના સાચા મર્મના દુશ્મન છે અને અબુલ ફઝલની મદદથી મુસલમાનોને કુરાનનો ઉપદેશ છોડી દેવાની ફરજ પાડે છે. તેથી તે હવે રાજ્યને માટે લાયક નથી અને બધા મુસલમાનોએ મને મદદ કરવી જોઈએ. અકબરને પોતાના છોકરાના કૃત્યની ખબર પડી ત્યારે તેણે એક પત્ર લખી જણાવ્યું કે 'આ તારૂં કૃત્ય મૂર્ખાઈભરેલું છે અને જો તું પાછો આવી તારી જગાએ હાજર થઈશ તો હું તને માફ કરીશ.' વળી તેજ વખતે તે લશ્કર સાથે દિલ્હી તરફ ચાલી નીકળ્યો. સલીમને કોઈએ મદદ કરી નહોતી; વળી તેને એમ પણ લાગ્યું કે હજી રાજ્ય કરવાની મારે વાર છે; તેથી તેણે પોતાના કૃત્યને માટે દિલગીરી બતાવી પોતાના પિતાની માફી માંગી અને તેને બંગાળા તથા ઓઢિઆનો સુબો બનાવવામાં આવ્યો.

૧૪. પણ સલીમ અંતઃકરણથી પોતાના કૃત્યને માટે દિલગીર નહોતો. તેણે વળી એક બીજું કૃત્ય એવું કર્યું કે તેથી તેના પિતાની લાગણી દુઃખાઈ. બુંદેલખંડમાં આવેલા એક નાના રાજ્યના સરદાર નરસિંહરાવને પૈસા આપી તેણે તેની પાસે અબુલ ફઝલનું ખૂન કરાવ્યું. અબુલ ફઝલ થોડાક રક્ષકોને લઈ પાદશાહને કામે ગ્વાલિયર જતો હતો તે વખતે નરસિંહરાવે આગળથી તૈયારી કરી રાખી તેને મારી નાખ્યો. આ પ્રમાણે અકબરનો આ ભલો, વિદ્વાન્, નિમકહલાલ, અને અતિવિશ્વાસુ નોકર માર્યો ગયો. અકબરની તેના પ્રત્યે ભાઈ જેટલી પ્રીતિ હતી. જ્યારે અકબરને આ સમાચાર મળ્યા ત્યારે તે ઘણો દિલગીર થયો અને પોતે બે દિવસ સુધી ખાધુંપીધું નહિ તથા ઊંઘ્યો પણ નહિ. આ વખતે કોણે ખૂન કરાવ્યું તે તેના જાણવામાં નહોતું. સલીમ પોતે જાતે લખેલા જીવનચરિત્રમાં આ કૃત્યમાં પોતાનો ભાગ હતો એમ કબૂલ કરે છે અને તેને સારૂં કૃત્ય માની ખુશી દર્શાવે છે. અકબરને પાછળથી આ વાતની ખબર પડી ત્યારે તેણે કહ્યું કે 'જો સલીમને રાજા થવાની મરજી હતી તો તેણે મને મારી અબુલ ફઝલને કેમ બચાવ્યો નહિ.'

---

## ૪૦. મહાન્ અકબર (ચાલુ)

---

૧. અકબર દેખાવમાં કેવો હતો અને કઈ ભાષા બોલતો ? તે ઊંચો અને દેખાવડો હતો. તેની છાતી પહોળી અને હાથ લાંબા હતા, વાળ અને આંખો કાળાં હતાં, અને ચહેરો ખૂબસૂરત તથા રતાશ પડતો હતો, અને ઉમ્મર વધતી જતી તેમ તે પર ભુરાશ આવતી હતી. તે અર્ધો ઇરાની અને અર્ધો તુર્ક હતો, અને તુર્કી તથા ફારસી ભાષા બોલી શકતો. તે ઘણો જોરાવર હતો. ઘોડે બેસવાનો તેને બહુ શોખ હતો, અને ઘણી વાર દિવસમાં ત્રીસ ચાળીસ

માઇલની પગે મુસાફરી કરતો. તે ઉત્તમ નિશાનબાજ હતો. તેની પાસે ઘણી બંદુક હતી, તે દરેકને તેણે જુદાં જુદાં નામ આપ્યાં હતાં. તેમાંની 'દુરસ્ત અંદાઝ' (સીધી ચોટવાળી) નામની જે બંદુક વડે તેણે ચિતોડમાં જયમલને માર્યો હતો, તેજ બંદુકથી તેણે ૧,૯૦૦ રાની° પશુઓ માર્યાંનુ કહેવાય છે. તે જાતે દાઢી રાખતો નહિ અને દાઢી રાખવી એ તેને પસંદ નહોતું. પોતાની હિંદુ સ્ત્રીઓ તથા મિત્રોની લાગણી દુ:ખાય તે કારણથી તે ગાયનું માંસ અને ડુંગળી ખાતો નહિ અને એજ કારણથી તેણે ગાયનો વધ કરવાની મના કરી હતી.

૨. અકબર મોટો થતો ગયો તેમ તેમ વધારે માયાળુ અને દયાળુ થયો. તેને ઘણી લડાઈઓ લડવી પડી; પરંતુ તેણે કદી કોઈ મુલક ઉજ્જડ કર્યો નહિ. તેમજ લોકોને લૂટ્યા નહિ. પોતાનો છોકરો સલીમ નાનપણમાં ઘણો ઘાતકી હતો. તેણે કોઈ માણસની જીવતાં ચામડી ઉતારી લીધાનું એક વખત અકબરે સાંભળ્યું ત્યારે તેણે કહ્યું કે 'મારા જેવો માણસ જેનાથી મુએલા ઘેટાની ચામડી ઉતારી લેવામાં આવે તેટલું પણ સહન ન થાય, તેનો છોકરો જીવતા માણસ પ્રત્યે આવું ઘાતકીપણું શી રીતે વાપરે એ વિચારથી હું અજાયબ થાઉં છું.'

૩. અકબર મુસલમાની ધર્મમાં ઉછર્યો હતો, છતાં તે હિંદુઓ પ્રત્યે સભ્યતાથી અને માયાળુપણે વર્તતો. તે કહેતો કે 'દરેક ધર્મનો ઉદ્દેશ સારો છે અને જે લોકો ઈશ્વરને ખરા અંતઃકરણથી ચહાય છે તેઓ તેને મસીદમાં, કે હિંદુ દહેરામાં, કે ખ્રિસ્તિ દેવળમાં જ્યાં જાય ત્યાં, જોઈ શકે છે.' અકબરના વખતમાં દરેક જણને પોતાની નજરમાં આવે તે ધર્મ પાળવાની છૂટ હતી. તેના એક સિક્કા પર નીચેના શબ્દો હતાઃ—'સીધે રસ્તે ચાલવું એજ ઈશ્વરને ખુશ કરવાનો રસ્તો છે; સીધે રસ્તે ચાલનારને કદી ઈશ્વરે તજેલો મેં જોયો નથી.' તે પોતાના દરબારમાં સઘળા ધર્મનાં માણસોને બોલાવતો અને ઘણી વખત ગુરુવારની સાંજે જુદા જુદા ધર્મનાં

માણસોને પરસ્પર ધર્મસંબંધી વાદવિવાદ કરવા કહેતો. આ સભામાં સુન્ની અને શિયા બંને મુસલમાન પંથના મુલ્લા કે વિદ્વાનો, અને બ્રાહ્મણ, પારસી, ખ્રિસ્તિ, યાહુદી, વગેરે આવતા અને દરેક ધર્મની સત્યતા અને બીજા ધર્મની અસત્યતા સિદ્ધ કરવા પ્રયત્ન કરતા. આખરે, અકબરે એક નવો ધર્મ સ્થાપ્યો અને તેને 'ઇલાહી' કે 'ઇશ્વરી ધર્મ' (કેવળ ઇશ્વરમત) નામ આપ્યું. આ ધર્મમાં તેણે જુદા જુદા મતોના જે સર્વોત્તમ પ્રચાર લાગ્યા તે દાખલ કર્યા. તેનો ઉદ્દેશ એ હતો કે ઇશ્વર એક છે અને દુનિયા પર અકબર તેનો ખલીફ કે પ્રતિનિધિ છે. જો માણસોને કંઈ દશ્ય વસ્તુની પૂજા કરવી હોય તો અસલના આર્ય લોકો કરતા હતા તેમ ભલે તેઓ ઇશ્વરનો પ્રતાપ દર્શાવનાર સૂર્ય, ગ્રહો, અને અગ્નિની પૂજા કરે. અકબરે પોતાના નવા સંપ્રદાયમાં લોકોને બળાત્કારે દાખલ કરવાનો પ્રયત્ન કર્યો નહિ. થોડાક લોકો તેને ખુશ કરવાને આ નવા ધર્મમાં દાખલ થયા, પણ તેના મરણ પછી તે નાશ પામ્યો. અકબર સઘળા ધર્મના લોકો પ્રત્યે સમાન ભાવથી વર્તતો તેનું એક કારણ ખરેખર એ છે કે મુસલમાન સિવાય બીજા ધર્મની ઘણી સ્ત્રીઓ તે પરણ્યો હતો. તેની દરેક હિંદુ સ્ત્રી પોતાના જુદા દેવળમાં પોતાની નજરમાં આવે તે દેવની પૂજા પોતાના પુરોહિતસમક્ષ કરતી. અકબર જાતે પણ કોઈ કોઈ વખત પોતાના કપાળમાં હિંદુજાતિદર્શક નિશાન કરતો અને પોતે જાતે હિંદુ હોય તેમ ઉપવીત (જનોઈ) ધારણ કરતો.


અકબર—હિંદુ પોશાકમાં

૪. અકબર પોતાના અમલના છેવટના ભાગમાં કંઈક અવિચારી બન્યો હોય એમ જણાય છે. તે એમ માનતો કે હું મનુષ્યજાતિથી કંઈક અધિક છું. એક મુસલમાન ધર્મગુરુ તિરસ્કારરૂપે નીચે પ્રમાણે લખે છે:—

આ વર્ષે પાદશાહ પેગમ્બર હોવાનો હક ધરાવે છે;
ઈશ્વરેચ્છા હશે તો આવતે વર્ષે તે ઈશ્વર થશે.

તેણે પોતાના રાજ્યમાં સિક્કા પર 'અલ્લાહુ અકબર' એમ શબ્દો કોતરાવ્યા. 'અલ્લાહુ અકબર'નો અર્થ 'ઈશ્વર મોટો છે' અથવા 'અકબર ઈશ્વર છે' એવો થાય છે. ફૈઝી પોતાની એક કવિતામાં લખે છે કેઃ—

'તમે અકબર તરફ દૃષ્ટિ કરશો તો
સાક્ષાત્ ઈશ્વરના દર્શન થશે.'

વ્યવહાર જાણનાર ચુસ્ત મુસલમાનો પાદશાહ પ્રત્યે ગુસ્સે હતા. અને સલીમે બળવો કરવાની હકીકત પહેલાં આવી ગઈ છે તે તેઓમાંના કેટલાકની ઉશ્કેરણીથી બન્યું હતું.

૫. અકબર જાતે વિદ્વાન્ નહોતો. તે મોટી ઉમ્મરનો થયો, ત્યાંસુધી તો વાંચીલખી શકતો નહિ; કારણ કે નાનપણમાં તેના ઘાતકી કાકાના કબજામાં તે કેદીની અવસ્થામાં હતો ત્યારે તેને કંઈ શિખવ્યું નહોતું; પરંતુ તેને પોતાની રૂબરૂ પુસ્તકો વંચાવવાનો શોખ હતો. તેની પુસ્તકશાળામાં પાંચ હજાર કરતાં વધારે પુસ્તકો હતાં. તે ચિત્રનો ઘણો શોખીન હતો તેથી તેની પાસે ઘણી છબીઓ હતી. સારૂં ગાયન અને કવિતા સાંભળવાનું તેને બહુ ગમતું.

૬. અકબરના દરબારમાં ઘણા પ્રસિદ્ધ વિદ્વાન્ અમલદારો હતા, તે તેને હિંદુ અને મુસલમાન બંને પ્રજા પર સારી રીતે અમલ કરવામાં મદદ કરતા. આપણે પહેલાં જોઈ ગયા કે જેપુરના રજપૂત રાજા ભગવાનદાસ અને માનસિંગને તેણે લશ્કરમાં સેનાધિપતિપણું આપ્યું હતું અને પ્રાંતોના સુબેદાર બનાવ્યા હતા. માનસિંગને બંગાળા, બહાર, દક્ષિણ, અને કાબુલની સુબેદારી જુદી જુદી વખતે મળી હતી. તેણે અકબરને ઓઢિઆ જીતી આપ્યું હતું અને પોતે તેનો મોટો

વિશ્વાસુ સરદાર ગણાતો. ભગવાનદાસ અને માનસિંગ બંને હિંદુ હતા. તેના મુખ્ય મુસલમાન અમલદારો અબુલફૈઝ કે ફૈઝી અને અબુલ ફઝલ નામે બે ભાઈ હતા. અકબરના અમલના બાર વર્ષમાં ફૈઝી તેની નોકરીમાં દાખલ થયો હતો અને ૭ વર્ષ પછી તેણે પોતાના ભાઈ અબુલ ફઝલને પાદશાહની મુલાકાત કરાવી હતી. આ વખતે અબુલ ફઝલની ઉમ્મર ફકત ૧૮ વર્ષની હતી. અકબરે તેને પોતાના દરબારમાં એકદમ ભારે હોદ્દાની જગા આપી હતી. આ બન્ને ભાઈઓની પાદશાહ પ્રત્યે ઘણી પ્રીતિ અને પૂજ્યભાવ હતો. અકબર તેમને પોતાના વહાલામાં વહાલા મિત્ર ગણતો હતો. આપણે પહેલાં જોઈ ગયા તેમ પાદશાહ સાથે દોસ્તીથી અબુલ ફઝલે પોતાનો જાન ખોયો. પાદશાહ પરાયા માણસ પર પોતાનાં છોકરાં કરતાં પણ વધારે પ્રીતિ દેખાડે અને તેના ઉપર વધારે વિશ્વાસ કરે એ સલીમથી સહન થઈ શકયું નહિ. સલીમને આ કારણથી અબુલ ફઝલ પ્રત્યે દિવસે દિવસે દ્વેષ વધતો ગયો અને આખરે તેણે તેને મારી નંખાવ્યો.



રાજા માનસિંગ

૭. ફૈઝી મહા વિદ્વાન્ હતો. તે સંસ્કૃત અને ફારસી બંને ભાષા જાણતો હતો. તેણે ઘણાં સંસ્કૃત પુસ્તકોનાં ફારસીમાં ભાષાન્તર કર્યાં હતાં અને કાવ્ય લખ્યાં હતાં. વળી તેણે પોતાના ભાઈને 'અકબરનામા' નામનું પુસ્તક લખવામાં મદદ કરી હતી. અકબરની તેના પર બહુજ પ્રીતિ હતી. એક દિવસે મધ્યરાત્રે અકબરને પોતાનો વહાલો મિત્ર ફૈઝી મરણપથારી પર છે એવા સમાચાર મળ્યા

ત્યારે તરતજ તે જે ઓરડામાં તેને સુવાડ્યો હતો ત્યાં ગયો. તેણે ઘુંટણીએ પડીને પોતાને હાથે ફૈઝીનું માથું ઊંચું કરી કહ્યું, 'મારા જૂના વહાલા મિત્ર શેખજી, તમારે માટે હું હકીમ લાવ્યો છું. તમે કેમ બોલતા નથી?' પણ ફૈઝી આ વખતે મરણ પામ્યો હતો. અકબર તેના મરણથી ઘણોજ દિલગીર થયો અને પોતાની પાઘડી નીચે નાખી દઈ મોટેથી ડસકાં લઈ રડ્યો.


અબુલ ફઝલ

૮. અબુલ ફઝલ પણ અકબરનો લાંબા વખતનો સ્નેહી હતો. તે મહા વિદ્વાન્ હતો, તેમજ બહાદુર અને હોંશિયાર સરદાર પણ હતો. લશ્કરમાં ઊંચામાં ઊંચી પદવીએ ચડીને તે મુખ્ય પ્રધાન બન્યો હતો. તેણે 'અકબરનામા' (અકબરનો ઇતિહાસ) એ નામનું પુસ્તક રચ્યું છે. આ પુસ્તકના એક ભાગને 'આઈને અકબરી' કે અકબરના કાયદા કહે છે. તેમાં અકબરના દરબાર, રાજ્યકારભાર, અને પાદશાહતનો પૂર્ણ હેવાલ આપ્યો છે. તે સમયની પૂર્ણ હકીકત આ પુસ્તકમાંથી મળી આવી છે. પોતે પાદશાહ પ્રત્યે અતિશય પ્રીતિ ધરાવતો હતો, તેથી તેની દૃષ્ટિએ કંઈ પણ દોષ નહિ દેખાવાથી તેના પુસ્તકમાં બધે પાદશાહના લંબાણમાં વખાણજ કરેલાં છે.

૯. રાજા ટોડરમલ નામનો અમલદાર પંજાબનો હિંદુ હતો. ઘણી મુદ્દત પર તે શેરશાહની નોકરીમાં હતો. હિસાબી કામમાં તે ઘણો પ્રવીણ હતો અને જમીનની માપણીનું તથા કરવેરા ઉઘરાવવાનું કામ ઘણું સારૂં જાણતો હતો, રાજા તરફથી તેને વારંવાર લડાઈમાં સરદારી આપીને મોકલવામાં કે કોઈ પ્રાંતની સુબેદારી પર મોકલવામાં

આવતો હતો. આ સરદારની સલાહથી અકબરે જમાબંધીના નવા કાયદા રચ્યા. રાજ્યની સઘળી જમીનની માપણી કરવામાં આવી અને તેમાં થતા પાક પરથી તેના આઠ વર્ગ પાડવામાં આવ્યા. કસ વિનાની જમીન પર ફળદ્રૂપ જમીન કરતાં ઓછો કર ઠરાવવામાં આવ્યો. પહેલા કર પેટે દાણા લેવામાં આવતા હતા; હવે ટોડરમલે તે બદલે નાણાં લેવાનું ઠરાવ્યું. કરવેરા ઉઘરાવનારને પણ પગાર બાંધી આપવામાં આવ્યો. લોકોને હવે કરવેરા પેટે ઉઘરાતદારોને કંઈ આપવાનું રહ્યું નહિ. માત્ર કરની ઠરાવેલી રકમજ આપવાની હતી. દર દશ વર્ષે ફરીથી મહેસુલ નક્કી કરવાનો ઠરાવ થયો. લોકો પરના બીજા ઘણા ત્રાસદાયક કરો પણ બંધ કરવામાં આવ્યા.



રાજા ટોડરમલ

૧૦. અકબરે પોતાની આખી પાદશાહતના ૧૫ સુબા કે પ્રાંતોમાં વિભાગ પાડ્યા; ૧૨ હિંદુસ્તાનમાં અને ૩ દક્ષિણમાં. આ પ્રાંતો કાબુલ, લાહોર, મુલતાન, દિલ્હી, અલ્લાહાબાદ, આગ્રા, અયોધ્યા, બહાર, બંગાળા, ઓઢિઆ, અજમેર, ગુજરાત, વરાડ, ખાનદેશ, અને અહમદનગર હતા. છેલ્લો અહમદનગર પ્રાંત તેના રાજ્યમાં પૂરો જીતાયો નહોતો. તે પાછળથી શાહજહાને જીત્યો. દરેક પ્રાંતમાં તેણે એક વાઇસરૉય કે સીપેસાલાર નીમ્યો, તે પાછળથી સુબેદાર કહેવાયો. આ સુબેદારના હાથ નીચે મહેસુલનું કામ કરનાર દીવાન, ફોજદાર કે લશ્કરનો ઉપરિ, કોટવાળ કે પોલીસનો ઉપરિ, મીર-ઇ-અદલ કે ન્યાયાધીશ, અને કાજી કે વ્યવહારવેત્તા રાખવામાં આવ્યા.

૧૧. અકબરના રાજ્યમાં લોકોની સ્થિતિ કેવી હતી? પહેલાંના કોઈ પણ રાજ્ય કરતાં તેઓ વધારે સુખી હતા. પઠાણ રાજાઓના

વખત કરતાં આ રાજ્યમાં કરનો બોજો ઓછો હતો. મુસલમાન તેમજ હિંદુઓને એક સરખા કર આપવા પડતા હતા. અસલના મુસલમાન રાજાઓ હિંદુઓ પાસેથી 'જજીઆ' નામનો વેરો લેતા. આ જજીઆ વેરો મુસલમાન સિવાયના બીજા બધા લોકો પાસેથી, તે મુસલમાન નહિ હોવાના સબબથી લેવામાં આવતો હતો. આ વેરો અકબરે લીધો નહિ. વળી તેણે જાત્રાળુઓ ઉપરનો વેરો માફ કર્યો.

૧૨. આ રાજ્યમાં દરેક માણસને પોતાનો ધર્મ તથા રૂઢિ-રિવાજ પાળવાની છૂટ હતી. આ બાબતમાં કોઈ તેને અડચણ કરી શકતું નહિ. તોપણ કેટલાક હિંદુઓના એક ઘાતકી રિવાજ સામે અકબરે સખ્તાઈ વાપરી. જયારે કોઈ પુરુષ મરી જતો ત્યારે તેની સ્ત્રી તેની સાથે ચિતામાં બળી મરતી હતી. આ રિવાજને 'સતી થવું' કહેતા. અકબરે તે બંધ કર્યો.

૧૩. હાલ અંગ્રેજી રાજ્યમાં જમીન પર જેટલો કર લેવાય છે તે કરતાં ઘણો વધારે કર અકબરના રાજ્યમાં લેવાતો હતો. અકબર અને બીજા બધા મોગલ રાજાઓના વખતમાં સઘળી જમીનનો માલીક રાજા હતો. ઇંગ્લંડ અને હાલ હિંદમાં કોઈ મોટો અમીર કે સરદાર મરી જાય તો તેની જમીન તથા માલમિલકત તેના છોકરા કે વારસને મળે છે; પણ મોગલ રાજાઓના વખતમાં કોઈ મોટો સરદાર મરી જતો ત્યારે તેની સઘળી જમીન તથા માલમિલકત રાજા જપ્ત કરતો, અને તેના છોકરાને કાંઈ મળતું નહિ. અકબરની મરજી તેજ કાયદો હતો. તે પોતે ધારે તે કરતો; તે કોઈ ઉપરિ સત્તાના અંકુશમાં નહોતો. પણ અંગ્રેજી રાજ્યમાં કાયદો એજ સર્વોપરિ સત્તા છે. દરેક જણ કાયદો જાણે છે અને તેને અનુસરીને વર્તે છે. ગરીબમાં ગરીબ ભિખારી કાયદાને જેટલો આધીન છે, તેટલોજ ઇંગ્લંડનો રાજા પણ છે. ઇંગ્લંડમાં લોકોએ આ મતલબનો કરાર છસેં વર્ષ પર પોતાના રાજા પાસે કરાવી લીધો છે.

૧૪. અકબર ૬૩ વર્ષની ઉમ્મરે ૫૧ વર્ષ રાજ્ય કરી મરણ પામ્યો. તેની પછી તેનો સૌથી મોટો છોકરો સલીમ ગાદીએ બેઠો.

# ૪૧. મોજીલો જહાંગીર

ઈ૦ સ૦ ૧૬૦૫થી ૧૬૨૭ સુધી

૧. સલીમ જહાંગીર (દુનિયા જીતનાર) નામ ધારણ કરી ગાદીએ બેઠો. તેની મા રજપૂત કુંવરી હતી, તેથી તે અર્ધો રજપૂત હતો. તેના ભાઈ મુરાદ અને દાનિયલ અકબર પહેલાં મરણ પામ્યા હતા; પરંતુ રજપૂત બાઈ જોધબાઈને પેટે જન્મેલા તેના પુત્ર ખુશરૂએ રાજા માનસિંગ અને પોતાના સસરા તથા અકબરના મુખ્ય સરદાર ખાનિઆઝમની મદદથી રાજ્ય મેળવવાને પ્રયત્ન કર્યો હતો. પણ અકબરે તેને રાજ્ય નહિ આપતાં મરતી વખતે પોતાના અમલદારોને પાસે બોલાવી સલીમને પોતાની પાછળ ગાદીપતિ નીમ્યો હતો.


જહાંગીર

૨. જહાંગીરે ખુશરૂને ઘણું દુઃખ દીધું, કારણ કે તેના પર તેની પ્રીતિ નહોતી. ખુશરૂ પણ હંમેશ તેની સામે થતો હતો. ગાદીએ બેઠા પછી ચાર મહીને જહાંગીરને એક રાત્રે સમાચાર મળ્યા કે ખુશરૂએ નાસીને દિલ્હી જઈ ત્યાં કેટલુંક લશ્કર એકઠું કરીને લાહોર તરફ કૂચ કરી છે. આ ઉપરથી જહાંગીર તેની પૂંઠે ગયો અને તે લાહોરના કિલ્લાને ઘેરો ઘાલતો હતો તે વખતે ત્યાં જઈ પહોંચ્યો. ખુશરૂનું લશ્કર હાર્યું અને

નાઠું, અને તે પણ નાઠો. સિંધુ નદી ઓળંગતાં તે પકડાઈ ગયો. બેડી પહેરાવી તેને તેના પિતા પાસે લાવવામાં આવ્યો. તેના ૭૦૦ સાથીઓને ઘણી ઘાતકી રીતે મારી નાખવામાં આવ્યા અને તેને ૧૬ વર્ષ કેદખાનામાં રાખવામાં આવ્યો. સોળ વર્ષ પછી તેને નાના ભાઈ ખુરમના કબજામાં સોંપવામાં આવ્યો, પણ તેણે તેને મારી નાખ્યો.



નૂરજહાન

૩. જહાંગીરે પોતાના પિતાની માફક ઘણી રજપૂત બાઈઓ સાથે લગ્ન કર્યાં હતાં. ખુરમ નામે શાહજાદો જે તેની પાછળ પાદશાહ થયો તેની મા એક રજપૂત બાઈ હતી. વળી તેણે પોતાના અમલના છઠ્ઠા વર્ષમાં નૂરજહાન નામની એક ઇરાની બાઈ સાથે લગ્ન કર્યું. આ બાઈ હિંદની ઘણીજ પ્રસિદ્ધ રાણીઓમાંની એક હતી.

૪. નૂરજહાનનો બાપ તુર્કસ્તાનનો રહીશ હતો. તે ઘણી કંગાળ સ્થિતિમાં આવી પડવાથી આજીવિકાને માટે હિંદમાં આવ્યો હતો. લાહોરમાં આવ્યા પછી તેનો એક જૂનો મિત્ર તેને મળ્યો, તેની મદદથી તે અકબરના દરબારમાં દાખલ થયો હતો. તે એટલો બધો હોંશિયાર હતો કે જલદીથી ઊંચે દરજ્જે ચડી આખરે રાજ્યનો મોટો કીલીદાર બન્યો હતો. તેની મિર–ઉન્–નિસા (સ્ત્રીઓમાં સૂર્ય) નામે એક દીકરી ઘણી રૂપવંત હતી. તે જેવી રૂપાળી હતી તેવીજ હોંશિયાર હતી. આ બાઈની શેર અફગાન (વાઘ મારનાર) નામના એક ઇરાની સરદાર સાથે તેના બાપે સગાઈ કરી હતી. તે સરદારની બંગાળામાં મોટી જાગીર હતી.

૫. પરણ્યા પહેલાં એક વખત મિર–ઉન્–નિસા સલીમના જોવામાં આવી. સલીમ તેના પર મોહિત થયો અને તેની સાથે લગ્ન કરવા ઇચ્છયું. પણ મિર–ઉન્–નિસાના બાપનો પોતે કરેલો કરાર (વિવાહ)

તોડવાની મરજી નહોતી અને સલીમ અકબર પાસે ગયો ત્યારે તેણે તેને મદદ કરવાની ચોકખી ના પાડી. મિહ્‌ર-ઉન્‌-નિસાને શેર અફગાન સાથે પરણાવવામાં આવી અને તેની સાથે તે બંગાળા ગઈ. સલીમ ગાદીએ બેઠો અને કોઈનો તેના પર અંકુશ રહ્યો નહિ, એટલે તુરતજ તેણે અધમ કર્મ એ કર્યું કે શેર અફગાનને મારી નંખાવ્યો, તેની સ્ત્રીને પોતાની દરબારમાં તેડાવી, અને તેનું નામ બદલી નૂર મહાલ (મહેલનું તેજ) પાડ્યું. પણ તે ટેકવાળી સ્ત્રી પોતાના ધણીના ખૂનને માટે દિલગીર તથા ગુસ્સે થવાથી ૭ વર્ષ સુધી રાજાને મળી સરખી પણ નહિ. ત્યારપછી પોતે લાંબી મુદ્દત સુધી શોક પાળ્યો છે એમ માની પાદશાહ સાથે તેણે લગ્ન કરવાની હા પાડી.

૬. તેનું નામ બીજી વખત બદલીને નૂરજહાન (દુનિયાનું તેજ) રાખ્યું. આ વખતથી તેણે સઘળી સત્તા હાથમાં લીધી અને રાજ્ય-કારભાર ચલાવ્યો. જહાંગીરે બધું કામ તેને સોંપી દીધું. તેના સઘળા હુકમો નૂરજહાનની સહીથી બહાર પડવા લાગ્યા. તેના બાપને મુખ્ય પ્રધાન બનાવ્યો અને તેના ભાઈ ને દરબારનો મુખ્ય અમીર ઠરાવ્યો. ત્યાર-પછીનો જહાંગીરનો લગભગ પંદર વર્ષનો અમલ તે ખરેખર નૂરજહાનનો અમલ હતો. જહાંગીર તો એમજ કહેતો કે મને સારૂં સારૂં ખાવાનું અને ઊંચી જાતનો દારૂ પીવાનો, એ પુષ્કળ મળે એટલે બસ છે. રાણી જે જે કરતી તેમાં વચ્ચે પડવા તે માંગતો નહિ; કારણ કે તે જાણતો કે રાણી તેના પોતાના કરતાં વધારે સારી રીતે રાજ્ય ચલાવી શકે તેમ છે.

ગુલાબમાંથી સુગંધી અત્તર બને છે એ શોધ પહેલવહેલી આ રાણીને હાથ થઈ એમ કહેવાય છે. તેના નહાવાના પાણીમાં કોઈ કોઈ વખત ગુલાબનાં ફૂલ નાખવામાં આવતાં હતાં. એક વખત તેણે ગુલાબનું તેલ પાણી પર તરતું જોયું. આ ઉપરથી તેણે સુગંધી ગુલાબનું અત્તર બનાવ્યું.

૭. રાણીએ ડહાપણથી અને સારી રીતે રાજ્યવહીવટ ચલાવ્યો તેથી હિંદુસ્તાનને લાભ થયો, તેમજ જહાંગીરનું રાજ્ય સારૂં કહેવાયું.

જહાંગીર તેના બાપ જેવો હોંશિયાર, ડાહ્યો, અને ભલો નહિ હોવાથી પંડે સારી રીતે રાજ્ય કરી શકત નહિ. તે મોજમઝા સિવાય બીજા કશાનો વિચાર કરતો નહિ. સઘળા મોગલ પાદશાહોમાં તે સૌથી વધારે દારૂડીઓ અને એશઆરામમાં પડેલો હતો.

૮. ઇ. સ. ૧૬૧૫માં ઈંગ્લંડના રાજા ૧લા જેમ્સે સર ટોમસ રોને જહાંગીરના રાજ્યમાં એલચી તરીકે મોકલ્યો. જહાંગીર યુરોપમાં મોટા મોગલને નામે ઓળખાતો હતો. તેની પાસેથી અંગ્રેજોને હિંદમાં વેપાર કરવા દેવાની પરવાનગી મેળવવી, એ સર ટોમસ રોને મોકલવાનો હેતુ હતો. આ વખતે અંગ્રેજોની વખાર પશ્ચિમ કિનારે સુરત બંદરમાં હતી. સર ટોમસ રો ત્રણ વર્ષ સુધી જહાંગીરના દરબારમાં રહ્યો અને હિંદમાં જે જે જોયું તથા સાંભળ્યું તે તેણે નોંધી લીધું. તેના જોવામાં આવ્યું કે અકબરના વખતમાં જેવો રાજ્યકારભાર ચાલતો તેવો આ રાજ્યમાં ચાલતો નહોતો. ઘણી જગાએ હાકેમો લોકો પ્રત્યે ઘણી ખરાબ રીતે વર્તતા હતા. દેશ લૂટારાથી ભરપૂર હતો અને જબરા વળાવા લીધા સિવાય મુસાફરી કરવી તે સહીસલામત નહોતું. સર ટોમસ રો વારંવાર રાજાના દરબારમાં જતો હતો. ત્યાં રાજા હીરા અને રત્નજડિત તખ્ત પર બેઠેલો જોવામાં આવતો હતો. કોઈ કોઈ વખત રાજા તેને જમવા તેડતો હતો, અને તે વખતે તે ઘણોજ પીધેલ બનેલો જોવામાં આવતો હતો. જહાંગીર જાતે લખેલા પોતાના જીવનચરિત્રમાં જણાવે છે કે જ્યારે હું નાનો હતો ત્યારે દરરોજ ઓછામાં ઓછા વીસ પ્યાલા દારૂ પીતો હતો, પણ ગાદીએ બેઠા પછી ફકત પાંચ કે છ પ્યાલા


સર ટોમસ રો

પીવા લાગ્યો. ખાના વખતે રાજા ઊંઘે ત્યાંસુધી કોઈથી ઊઠી શકાતું નહિ. જ્યારે સર ટોમસ રોએ જહાંગીર પાસે વેપાર કરવાની રજા

માગી ત્યારે તેણે જવાબ આપ્યો હતો કે 'ખરૂં જોતાં રાજ્યનું કામ રાણી કરે છે માટે તેમને પૂછો.' તેને રજા મેળવતા પહેલાં નૂરજહાનના ભાઈ અસફખાનને એક કીમતી જવાહીર આપવું પડ્યું હતું.

૯. આ રાજ્યમાં ઠેકાણે ઠેકાણે દેશમાં અને મુખ્યત્વે કરીને દક્ષિણમાં લડાઈ અને બળવા થયા. જહાંગીર પોતાના જીવનચરિત્રમાં લખે છે કે 'કનોજમાં એક વખત ૩૦,૦૦૦ બળવાખોરોને મારી નાખવામાં આવ્યા હતા, ૧૦,૦૦૦ માથાં દિલ્હી મોકલવામાં આવ્યાં હતાં, અને ૧૦,૦૦૦ માણસોને ઊંધે મસ્તકે ઝાડ પર લટકાવવામાં આવ્યાં હતાં. હરકોઈ પ્રાંતમાં ઓછામાં ઓછા ૫ લાખ બળવાખોરોને મારી નાખવામાં આવ્યા હતા.

૧૦. જહાંગીરને ચાર છોકરા હતા; ખુશરૂ, પરવિઝ, ખુરમ કે શાહજહાન, અને સહરિયાર. ખુરમ પર તેના બાપની બહુ પ્રીતિ હતી. તે નૂરજહાન રાણીની ભત્રીજી સાથે પરણ્યો હતો. જ્યાં લડાઈ થતી ત્યા તેને લશ્કર આપીને મોકલવામાં આવતો હતો. પણ નૂરજહાનને તેના પ્રથમ ધણી શેર અફગાનથી થયલી એક છોકરી હતી: તેને શાહજાદા સહરિયાર સાથે પરણાવી હતી, તેથી જહાંગીર પછી ગાદીનો વારસ સહરિયાર થાય એવી ગોઠવણ કરવાને તે બનતો પ્રયત્ન કરતી.

૧૧. જહાંગીરના રાજ્યના છેવટના ભાગમાં ખુરમે તેને બહુ પજવ્યો. રાજ્ય નહિ મળવાથી અધીરા બની તેણે શાહજહાન નામ ધારણ કર્યું અને રાજસત્તા હાથમાં લેવાનો પ્રયત્ન કર્યો. નૂરજહાનને રાજાના રક્ષણ માટે મહોબતખાન નામના એક બહાદુર અને જબરા સરદારની મદદ માગી. તેણે તુરત શાહજહાનને દક્ષિણમાં હાંકી કાઢ્યો; પણ હવે નૂરજહાનને બીક લાગી કે મહોબતખાન જાતે રાજા થવાને પ્રયત્ન કરશે, તેથી તેને મારી નાખવાના વિચારથી દરબારમાં બોલાવ્યો. મહોબતખાન રજપૂતોની જબરી ટૂકડી લઈ ને આવ્યો, અને જહાંગીર છાવણીમાં હતો તેને તેણે હિમ્મતથી પકડી

લીધો. મહોબતે જહાંગીરને ઈજા કરવાના ઇરાદાથી નહિ, પરંતુ પોતાની જિંદગી બચાવવાની મતલબથી પકડ્યો હતો. તેથી તેણે તેને છોડ્યો નહિ, પણ તેની સાથે ઘણા માનથી વર્ત્યો.

૧૨. થોડા વખત પછી જહાંગીર યુક્તિથી નાસી છૂટ્યા અને નૂરજહાનને જઈ મળ્યો. મહોબતને હવે પોતાની જિંદગી સહીસલામત લાગી નહિ, તેથી દક્ષિણમાં જઈ શાહજહાનને મળ્યો. શાહજહાન મહોબતના આવવાથી ઘણો ખુશ થયો.

૧૩. થોડા વખત પછી જહાંગીર મરણ પામ્યો ને શાહજહાન ગાદીએ બેઠો. નૂરજહાનને ભારે વર્ષાસન બાંધી આપ્યું. ત્યારપછી લગભગ ત્રીસ વરસ તે જીવી, પણ તેણે રાજકાજમાં બિલકુલ હાથ ઘાલ્યો નહિ.

---

## ૪૨. શાહજહાન, મહેલો બાંધનાર

### ઇ૦ સ૦ ૧૬૨૭થી ૧૬૫૮ સુધી

૧. શાહજહાનમાં તુર્કનો અંશ ઓછો અને રજપૂતનો વિશેષ હતો. તેની મા રજપૂત ઓલાદની હતી અને બાપ અર્ધો રજપૂત હતો. બીજા મોગલ પાદશાહો કરતાં તેનો દબદબો વધારે હતો. તેણે પોતાના ત્રીસ વર્ષના અમલમાં હિંદની બીજી બધી ઇમારતોને સૌંદર્યમાં પાછળ મૂકે એવા મહેલો, રોજા, અને મસીદો બંધાવ્યાં.

૨. ગાદીએ બેઠા પછી તુરતજ તેણે પોતાના બધા ભાઈઓને અને તેમના નિરાધાર બાળકોને મારી નાખ્યાં. આ દુષ્ટ કામ કરવામાં તેની મતલબ એ હતી કે ગાદીને માટે તકરાર કરનાર કોઈ રહે નહિ,

૩. **શાહજહાને** શરૂઆતમાં આવાં ઘાતકી કર્મ કર્યાં, પરંતુ રાજ્યવહિવટ સારી રીતે ચલાવ્યો અને પોતાના બાપ **જહાંગીર** કરતાં તે વધારે સારો ગણાયો. તેના બાપ જેવો તે દારૂડીઓ અને સુસ્ત નહોતો. **અકબરની** માફક તે હિંદુ અને મુસલમાનો તરફ સમાન ભાવથી વર્ત્યો. રૈયતની તેના પર પ્રીતિ હતી અને રજપૂતો તેને પોતાની જાતનો રાજા હોય એમ ગણતા તથા તેના લશ્કરમાં સામેલ થઈ ખુશીથી લડતા.


શાહજહાન

૪. તે ગાદીએ બેઠો કે તરતજ તેના એક અફગાન સરદાર અને દક્ષિણના સુબેદાર **ખાનજહાન લોદીએ** બળવો કર્યો. **અહમદનગરના** રાજાએ તેને મદદ કરી. **શાહજહાને** પોતાના મુખ્ય સરદાર **મહોબતખાનને** તેની સામે મોકલ્યો અને થોડા વખત પછી તે પોતે પણ ગયો. લાગલાગટ દસ વર્ષ સુધી લડાઈ ચાલ્યા પછી **ખાનજહાન લોદી** મરાયો અને **અહમદનગરને** ઇ. સ. ૧૬૩૭માં **મોગલ** રાજ્યમાં જોડી દેવામાં આવ્યું. આ લડાઈમાં પહેલેથી છેલ્લે સુધી રજપૂતો **શાહજહાનના** પક્ષમાં બહાદુરીથી લડ્યા.


મુમતાઝ મહાલ

૫. **મુમતાઝ મહાલ** (મહેલમાં શ્રેષ્ઠ પદવી પામેલી) નામની એક ખૂબસૂરત ઇરાની બાઈ સાથે તેનું લગ્ન થયું હતું. આ બાઈ **નૂરજહાનની** ભત્રીજી હતી. તે પોતાના ધણી પ્રત્યે ઘણો પ્રેમ ધરાવતી. લગ્ન થયાં પછી ચૌદ વર્ષે તે મરણ પામી ત્યારે

તેણે પાદશાહને બીજી સ્ત્રી નહિ કરવાનું તથા તેનું નામ અમર રાખવા માટે તેની ઘોર પર એક રોજો બંધાવવાનું કહ્યું. તેની આખર વખત જોઈ શોક કરતા રાજાએ તેના કહેવા મુજબ કરવાને વચન આપ્યું અને તે બરાબર પાળ્યું. તે બીજી સ્ત્રી પરણ્યો નહિ અને તેની કબર પર ઘણા પૈસા ખરચીને **તાજમહેલ** નામનો એક ઘણો સુંદર રોજો બંધાવ્યો. આગ્રામાં જમના નદીને કિનારે તે આવેલો છે અને હજી પણ જાણે હમણાંજ બાંધ્યો હોય તેવો તાજો દેખાય છે. તેની બાંધણીમાં ચોક્ખા સફેદ હીરાજડિત આરસપહાણના પત્થર વાપરેલા છે. તે બાંધતાં ત્રીસ વર્ષ લાગ્યાં હતાં અને ત્રીસ લાખ રૂપિઆ ખરચ થયો હતો.



તાજમહેલ

૬. વળી શાહજહાને દિલ્હીમાં જુમ્મામસ્જિદ કે મોટી મસ્જિદ બંધાવી અને આગ્રામાં મોતી મસ્જિદ બંધાવી. મોતી મસ્જિદ એ દુનિયામાં સૌથી વધારે સુંદર પ્રાર્થનામંદિર છે. શાહજહાનનું તખ્ત સુશોભિત હતું. ભાગ્યેજ કોઈ રાજા આવા તખ્ત પર બેઠો હશે. તે પૂંછડી પ્રસારી ઊભેલા મોટા મોરના આકારનું હતું અને આખા

એશિઆમાં '**મયૂરાસન તખ્ત**' એ નામથી ઓળખાતું. પીછાંના રંગ દર્શાવવાને તેમાં નીલમ, પાનાં, માણેક, અને હીરા જડવામાં આવ્યા હતા. તેની કિમ્મત ૬૦ લાખ પાઉંડ હતી.

૭. **શાહજહાનના** વખતમાં ઈસ્ટ ઈંડિઆ કંપનિના **અંગ્રેજ** વેપારીઓને પૂર્વ કિનારા પર **મદ્રાસ** ગામ મળ્યું અને ત્યાં તેમણે **ફોર્ટ સેન્ટ જયોર્જ** બાંધ્યું. તેઓએ વળી **બંગાળામાં ગંગાના** મુખ આગળ કલકત્તાની ઉત્તરે ૨૫ માઇલને છેટે હુબલીમાં એક નાની કોઠી ઘાલી.

૮. **શાહજહાને દક્ષિણ** જીતવાને ઘણી મહેનત કરી. આપણે જોઈ ગયા તેમ દશ વર્ષ લડ્યા પછી **અહમદનગર** જીતાયું. તેજ વખતે **બિજાપુરનો** રાજા બહાદુરીથી લડ્યા પછી તાબે થયો અને દર વર્ષે ભારે ખંડણી આપવાનું કબૂલ કરી તેણે સલાહ કરી. ઇ. સ. ૧૬૫૬માં પાદશાહે પોતાના ત્રીજા છોકરા **ઔરંગઝેબને** જબરૂ લશ્કર આપી આખું દક્ષિણ જીતવાનો છેલ્લો પ્રયત્ન કરવાને મોકલ્યો. **ગોવળકોંડાના** રાજા પર તેણે એકાએક હુમલો કર્યો, તેથી તેને ભારે ખંડણી આપવી પડી અને **ઔરંગઝેબના** છોકરા, સુલતાન **મહમદ** સાથે તેણે પોતાની કુંવરી પરણાવી. ત્યારપછી **ઔરંગઝેબે બિડરનો** કિલ્લો લીધો અને એક વખત ફરીથી **બિજાપુર** પર ચડાઈ કરી. **બિજાપુરનો** ઘરડો રાજા જેણે સલાહ કરી હતી તે આ વખતે મરણ પામ્યો હતો અને બે શાહજાદીઓ ગાદીને માટે દાવો કરતી હતી. **ઔરંગઝેબ** તે શહેરને ઘેરો ઘાલવાની તૈયારી કરતો હતો, એટલામાં તેને પોતાના બાપના મંદવાડના સમાચાર મળ્યા તેથી તે પાછો **હિંદુસ્તાન** ગયો.

૯. આ બધો વખત દક્ષિણના લોકોને ભારે દુઃખ પડ્યું. દક્ષિણના રાજાઓએ **મોગલ** દુશ્મનોને ખોરાકપાણી ન મળે તે માટે પોતાનો મુલક ઉજ્જડ કર્યો અને **મોગલો** જે હાથ લાગ્યું તે બધું લઈ ગયા. આથી અને વળી વરસાદ બરાબર નહિ પડવાથી ઘણાં વર્ષ સખત દુકાળ પડ્યો અને ત્યારપછી મરકીથી હજારો લોકો મરણ પામ્યા.

૧૦. **શાહજહાનને** ચાર છોકરા હતા. તેમાંથી સૌથી મોટો **દારા** બહાદુર, દેખાવડો, નિખાલસ અને ઉદાર, પણ મગરૂર અને

અવિચારી હતો. તે **અકબરની** માફક હિંદુઓ પ્રત્યે પ્રીતિભાવ રાખતો તેથી **મુસલમાન** ઉમરાવો તેને ચાહતા નહિ. બીજો શાહજાદો સુજા બહાદુર અને હોંશિયાર હતો, પણ તેના દાદા **જહાંગીરની** માફક દારૂ અને મોજમઝા તેને બહુ ગમતાં. ત્રીજો છોકરો **ઔરંગઝેબ** સત્તાનો બહુ લોભી, લુચ્ચો, અને ઘાતકી હતો. તે ચુસ્ત **મુસલમાન** હતો અને હિંદુ ધર્મને ધિક્કારતો હતો. તેણે પોતાના નાના ભાઈ **મુરાદને** કહ્યું કે 'મારે રાજ્યની ઉપાધિ જોઈતી નથી, ફકીર બની ઇશ્વરની બંદગીમાં જિંદગીનો બાકીનો વખત ગાળવો છે; રાજ્ય મેળવવા માટે હું તને મદદ કરીશ.' **મુરાદ** દારૂ અને શિકારનો શોખીન હતો. **ઔરંગઝેબે** કહ્યું તે વગર વિચારે તેણે ખરૂં માન્યું. આ બધા ભાઈઓ પાસે મોટાં લશ્કર હતાં અને તેઓને જુદા જુદા પ્રાંતોના હાકેમ બનાવ્યા હતા. દારા દિલ્હીનો, **ઔરંગઝેબ** દક્ષિણનો, સુજા બંગાળાનો, ને **મુરાદ** ગુજરાતનો સુબો હતો.

૧૧. **શાહજહાન** ત્રીસ વર્ષ રાજ્ય કર્યા પછી સિત્તેર વર્ષની ઉમ્મરે માંદો પડ્યો અને તે બચશે નહિ એમ લાગ્યું. તેના ચાર છોકરાઓએ એકદમ રાજ્યને માટે લડવા માંડ્યું. તેમની વચ્ચે પાંચ વર્ષ લડાઈ ચાલી. આખરે, **ઔરંગઝેબે** બધા ભાઈઓને હરાવ્યા અને પોતે પાદશાહપદ ધારણ કર્યું. તેણે દારા તથા **મુરાદને** મારી નંખાવ્યા. સુજા નાસીને **આસામના** રાજા પાસે ગયો, પણ તે રાજાએ તેને તથા તેના છોકરાને મારી નાખ્યા. **શાહજહાનને** મરતાં સુધી એટલે સાત વર્ષ સખત પહેરા નીચે રાખવામાં આવ્યો. જ્યારે **શાહજહાન** નાનો હતો ત્યારે પોતાના બાપની સામે થયો હતો અને પોતાના ભાઈઓ તથા તેમનાં છોકરાંને તેણે મારી નંખાવ્યા હતાં. આ કર્મનાં ફળ તેને તેવાંજ મળ્યાં. **ઔરંગઝેબ** સુધીના છ રાજાઓમાં પહેલા બે અને છેલ્લા બે વચ્ચે કેટલો બધો તફાવત હતો! **બાબરે** પોતાના છોકરા માટે જિંદગી આપી અને **હુમાયુએ** જિંદગી લેવા તાકતા પોતાના ભાઈઓને વારંવાર મારી બક્ષી. **શાહજહાન** અને **ઔરંગઝેબ** પોતાના બાપના સામે થયા અને તેમણે પોતાના ભાઈઓને મારી નાખ્યા.

# ૪૩. ઔરંગઝેબ

---

## ઇ૦ સ૦ ૧૬૫૮થી ૧૭૦૭ સુધી

---

૧. **ઔરંગઝેબે** **અકબરની** માફક ૫૦ વર્ષ રાજ્ય કર્યું, પણ તેનામાં અકબરનો એકે ગુણ ન હોતો. તે પોતાના અમલમાં પહેલાં દસ વર્ષ, મોટા રજપૂત સરદારો જે લશ્કરના સેનાધિપતિ હતા તેમનાથી ડર્યો. પોતાના બધા ભાઈઓ અને તેમનાં છોકરાંને પકડતાં તેને ત્રણ વર્ષ લાગ્યાં ત્યાં-સુધી તે પોતે નિર્ભય છે એમ તેને લાગ્યુંજ નહિ; અને પોતાનો બાપ જ્યાંસુધી જીવતો હતો ત્યાંસુધી તેને એમ ધાસ્તી હતી કે રજપૂતો તેનો પક્ષ કરશે અને તેને ગાદી પાછી અપાવશે. તેણે **શાહજહાનને** **આગ્રાના** કિલ્લામાં રાજકેદી તરીકે રાખ્યો. ત્યાં તે ઇ. સ. ૧૬૬૬માં ૭૪ વર્ષની ઉમ્મરે મરણ પામ્યો.



ઔરંગઝેબ

૨. પણ ગાદી પર નિર્ભય થયા પછી **ઔરંગઝેબે** પોતાના મુલકના બધા **હિંદુઓને** બળાત્કારે **મુસલમાન** કરવાનો અને પોતે સુન્ની પંથનો હતો તે પંથમાં બધા શિયા પંથના મુસલમાનોને લાવવાનો વિચાર કર્યો. ગાદીએ બેઠા પછી સુમારે દસ વર્ષ તેણે પાછલા રાજાઓએ નોકરીમાં રાખેલા સઘળા **હિંદુ** તથા ખ્રિસ્તિઓને રજા આપી અને તેમની જગાઓ **મુસલમાનને** આપી. અકબરે ઘણા

હિંદુઓને નોકરીમાં રાખ્યા હતા અને તેમના પ્રત્યે તે માયાભાવથી વર્ત્યો હતો. રજપૂતો તેને ચહાતા હતા અને એક મોટું રાજ્ય સ્થાપવામાં તેઓએ તેને મદદ કરી હતી. તેઓ **ઔરંગઝેબને** ધિક્કારતા અને તેમણે તથા બીજી **હિંદુ** જાતોએ તેની સામે લડી કેટલીક મુદ્દત પછી **અકબરે** સ્થાપેલા રાજ્યના કડકે કડકા કરી નાખ્યા. ઘણા શિયા પંથીઓ પાસે **અકબર** તરફથી મળેલી જમીન હતી તે **ઔરંગઝેબે** બળાત્કારે લઈ લીધી.

૩. **ઔરંગઝેબ હિંદુ** ધર્મને ધિક્કારતો હતો. તેણે **બનારસનાં (કાશીનાં) હિંદુ** દેવળો તોડી પાડ્યાં, પૂજારીને મારી નાખ્યા, અને મૂર્તિઓ પોતાના મહેલમાં આણી દરવાજા આગળ જમીનમાં દાટી, કે તેથી તેને મળવા આવનારા બધા લોકો તે પર પગ મૂકીને આવે. બીજી ઘણી જગાએ તેણે **હિંદુઓનાં** ઘર બાળી મૂક્યાં, તેમના ફળનાં ઝાડ કાપી નાખ્યાં, અને દેવળોમાં ગાયો મારી તેમને નાપાક કર્યાં. તેણે **હિંદુઓને** ઘોડે, હાથી પર, કે પાલખીમાં બેસી ફરવાની મના કરી, તેથી તેમને પગે ચાલીને જવું પડતું હતું.

૪. તેણે **અકબરે** બંધ કરેલો જજિયા કે ધર્મવેરો ફરીથી લેવા માંડ્યો. આ વેરો કાઢી નાખવાની અરજ કરવા માટે દિલ્હીના લોકોએ તેને મહેલે જઈ પોકાર કરી મૂક્યો. પાદશાહે ગુસ્સે થઈ પોતાના હાથી મંગાવ્યા અને તે પર સવાર થઈ તે નિરાધાર ટોળા વચ્ચે થઈ ચાલ્યો, તેથી હાથીના પગ નીચે કચડાઈ ઘણાં માણસ માર્યાં ગયાં તથા ઘાયલ થયાં. ત્યારપછી તે મસ્જિદમાં નિમાજ પઢવા ચાલ્યો ગયો.

૫. **જોધપુરના** રજપૂત રાજાએ પાદશાહને લખી જણાવ્યું કે "આપ નામદાર જે પુસ્તકોને સઘળા લોકો પવિત્ર માને છે તે વાંચશો તો આપને માલમ પડશે કે ઈશ્વર સઘળા મનુષ્યોનો છે, માત્ર મુસલમાનોનો નથી. તમે (મુસલમાનો) મસ્જિદમાં ઈશ્વરની બંદગી કરો છો અને **હિંદુઓ** પણ તેજ ઈશ્વરની પ્રાર્થના જ્યાં ઘંટા વાગે છે એવાં દહેરાંમાં કરે છે. તમારા વડીલ **અકબર યાહુદી,**

ખ્રિસ્તિ, મુસલમાન કે હિંદુ, ગમે તે ધર્મના માણસ સાથે દયાભાવથી વર્ત્તતા અને તેમની પછી થયલા બે પાદશાહો તમારા દાદા ને બાપ પણ તેવાજ હતા, પણ તમે તો હિંદુ પ્રજાને પગ તળે છૂંદી નાંખો છો.”

૬. જો ઔરંગઝેબની બધી રૈયત સુન્ની પંથી મુસલમાન હોત અને તે આડે માર્ગે નહિ જતાં હમેશ સીધે રસ્તે ચાલ્યો હોત તો તે સારો પાદશાહ ગણાત. તેને દારૂ કે મોજમઝા ગમતાં નહિ. પોતાની જાતને માટે તે કંઈ ખરચ કરતો નહિ. ખરેખર, તે ટોપી બનાવીને પોતાના ગુજરાન જેટલું કમાતો. તે ઘણાં સાદાં લુગડાં પહેરતો અને તખ્ત ઉપર બેસતો તે પ્રસંગ સિવાય બીજે કોઈ પ્રસંગે સોના કે રૂપાનાં જવાહીર ભાગ્યેજ પહેરતો.

૭. તે અતિશય નિર્દય અને વજ્ર જેવી છાતીવાળો હતો. તેનામાં ઉમદાપણું કે અમીરાઈ નહોતી. ઘણા તેનાથી ડરતા પણ કોઈ તેને ચહાતું નહિ. તેના પોતાના છોકરા પણ તેનાથી અતિશય બીતા. તેમાંનો એક જ્યારે જ્યારે તેના બાપનો કાગળ આવતો ત્યારે ફિક્કો પડી જતો. ઔરંગઝેબ ગાદીએ બેઠો ત્યારે તેનો નાનપણનો શિક્ષક કંઈ ઈનામની આશાથી દરબારમાં ગયો. તેણે તેને કંઈ આપ્યું તો નહિ, પણ ઉલટું તેનું વર્ષાસન બંધ કર્યું. લંબાણમાં ભાષણ કરીને તેણે કહ્યું કે–‘તમે મને વાંચતાંલખતાં અને કુરાન પઢતાં શિખવ્યું છે તથા અરબી ભાષાના વ્યાકરણના કેટલાક નિયમો માત્ર શિખવ્યા છે; હિંદની ભૂગોળનું ઘણું થોડું જ્ઞાન આપ્યું છે અને એશિઆ તથા યુરોપની ભૂગોળ તો બિલકુલ શિખવી નથી.’ બિચારો શિક્ષક જાતે ન જાણતો હોય તે બાબત તેને શી રીતે શિખવી શકે?

૮. ગાનતાન તથા નાચ પર તેને બહુ ચીડ હતી. પોતાના બાપના દરબારના જે ગવૈયા અને નાચનારને તેણે ગાદીએ બેઠા પછી થોડા વખતમાં રજા આપી હતી, તે લોકો તેના મહેલની બારીને રસ્તે થઈ રડતા અને શોક કરતા ઠાઠડી લઈને ચાલ્યા.

પાદશાહે બહાર ડોકિયું કરી પૂછ્યું, "આ કોનું શબ જાય છે ?" તેઓએ કહ્યું, "ગાયનવિદ્યા મરણ પામી છે અને અમે દાટવા જઈએ છીએ." પાદશાહે તેને જવાબ દીધો, "મહેરબાની કરીને તેને બહુ ઊંડી દાટજો કે ફરીથી બહાર નીકળવા પામે નહિ."

૯. **ઔરંગઝેબને** પોતાના બાપ, ભાઈઓ, અને **હિંદુ** પ્રજા તરફ ક્રૂર રીતે વર્તવા માટે પાછળથી પશ્ચાત્તાપ થયો હોય એમ ધારી શકાય; કારણ કે તે પોતાનો ઇતિહાસ કોઈને લખવા દેતો નહિ. તેના રાજ્યસંબંધી હકીકત આપણને મુખ્યત્વે કરીને કાફીખાન નામના માણસે લખેલાં પુસ્તકમાંથી મળે છે. તેણે આ પુસ્તક બીહીને લખ્યું હતું, અને **ઔરંગઝેબ** મરી ગયો ત્યાંસુધી તે કોઈને બતાવવા તેની હિમ્મત ચાલી નહોતી. **ઔરંગઝેબે** સુખે જિંદગી ગાળી હોય એમ લાગતું નથી. તેના રાજ્યના છેવટના ભાગમાં તેણે કરેલાં દુષ્ટ કર્મરૂપી કીડો તેને કરડ્યા કરતો હતો. ૯૦ વર્ષની ઉમ્મરે તેણે પોતાના એક છોકરાને લખ્યું, "હું રાજ્યના રક્ષક તરીકે વર્ત્યો નથી; હવે મારો કાળ નજીક આવ્યો છે અને હું કરેલાં પાપ મારી સાથે લેતો જઈશ. પરલોકમાં ઇશ્વર મને કોણ જાણે કેવી ઘોર શિક્ષા કરશે !"

૧૦. પોતાની આખી જિંદગીમાં દક્ષિણ જીતવું એ **ઔરંગઝેબની** ખાસ મુરાદ હતી. **બ્રાહ્મણી** રાજ્યમાંથી બનેલાં પાંચ **મુસલમાની** રાજ્યોમાંના **બિડર**, **વરાડ**, અને **અહમદનગર**, એ ત્રણ તેણે ગાદીએ બેસતા પહેલાં પોતાના બાપના વખતમાં જીત્યાં હતાં. પોતાના અમલમાં બાકીનાં બે, **ગોવળકોંડા** અને **બિજાપુર** તાબે કરવામાં તે મચ્યો. પચીશ વર્ષ સુધી તેના સરદારોએ આ બે પઠાણ રાજ્યો જીતવાને પ્રયત્ન કર્યો, પણ કાંઈ વળ્યું નહિ. ત્યારે તેને એમ લાગ્યું કે જો તે જીતવાં હોય તો મારે જાતે જવું જોઈએ. તે ૬૫ વર્ષની ઉમ્મરે **દિલ્હીથી** નીકળી **દક્ષિણમાં** પોતાની છાવણી હતી ત્યાં ગયો ને કદી પાછો આવ્યો નહિ. પોતાના અમલની મુદ્દતનો પાછલો અર્ધ ભાગ ( ૨૫ વર્ષ ) તેણે **દક્ષિણની** રણભૂમિમાં ગાળ્યો. ઘણાં

વર્ષ લડાઈ ચાલ્યા પછી ગોવળકોંડા ને બિજાપુર જીતાયાં અને મોગલ રાજ્યમાં જોડી દેવામાં આવ્યાં. આ વખતે મોગલ રાજ્ય પહેલાં કદી પ્રસર્યું હોય તે કરતાં વધારે વિસ્તાર પામ્યું. આ બે રાજ્ય મળીને મોગલ પાદશાહતનો એક પ્રાંત બન્યો. આ પ્રાંતના હાકેમો પહેલાં સુબેદાર કહેવાતા, પણ પાછળથી દક્ષિણના નિઝામ કહેવાયા. તેમણે પોતાની રાજગાદી હૈદ્રાબાદમાં રાખી.

૧૧. પણ તે દર્મિયાન પશ્ચિમઘાટની મરાઠા કોમોમાંથી એક નવી પ્રજા ઉત્પન્ન થઈ. આ કોમોના સરદારોને બિજાપુરના રાજા અંકુશમાં રાખતા, પણ જ્યારે બિજાપુરના રાજ્યનો અંત આવ્યો ત્યારે ઔરંગઝેબને માલમ પડયું કે મારે તો હજી વધારે જોરાવર દુશ્મન મરાઠા સાથે લડવાનું છે. મરાઠાનો ઇતિહાસ હવે પછીના પ્રકરણમાં આવશે. ઔરંગઝેબ તેમને જીતી શક્યો નહિ.

૧૨. પંજાબમાં સીખ નામે એક બીજી પ્રજા ઊભી થઈ. બાબરના વખતમાં નાનક નામનો એક સાધુ પુરુષ થયો. મુસલમાન ને હિંદુઓ વચ્ચે નિરંતર કજીઓ ચાલતો જોઈ તેને ઘણો ઉદ્વેગ થયો, તેથી તેણે હિંદુ અને મુસલમાન એ બંને ધર્મમાંથી થોડું થોડું લઈ એક નવો ધર્મ બનાવ્યો. તેણે ધાર્યું કે આ નવા ધર્મમાં હિંદુ અને મુસલમાન બંને ભળશે. ખરેખર, ઘણા માણસો તે ધર્મમાં દાખલ થયા અને નાનકે તેમને શિષ્ય કે સીખ નામ આપ્યું. બાબર અને તેની પછીના પાદશાહોએ તેમને છેડ્યા નહિ;



નાનક




ઔરંગઝેબના વખતનું મુગલ રાજ્ય

કારણ કે તેઓ શાંતપણે કર આપતા અને કોઈને હરકત કરતા નહિ, પણ ઔરંગઝેબ તેમની સાથે ઘાતકી રીતે વર્ત્યો. તેણે તેમના ગોવિંદ નામના ગુરુને અને બીજા ઘણાને મારી નાખ્યા. આ વખતે તેઓએ પોતાનું રક્ષણ કરવાને હથિયાર પકડ્યાં અને ત્યારથી તે લડાયક પ્રજા બની. તેમને ઔરંગઝેબે હરાવ્યા તેથી તેઓ હિમાલય તરફ ભાગ્યા, પણ તેના મરણ પછી પાછા આવ્યા. વખત જતાં તેમની ઉત્તર હિંદમાં સૌથી વધારે જોરાવર પ્રજા બની.

૧૩. મરાઠા સાથે ઘણાં વર્ષ લડ્યા પછી ઔરંગઝેબનું લશ્કર થાકી ગયું. તેમને ખાવાને કંઈ ખોરાક રહ્યો નહિ અને સઘળા કુવામાં ઝેર નાખેલું હોવાથી પીવાને બિલકુલ પાણી મળ્યું નહિ. શાહની ઉમ્મર હવે ૯૦ વર્ષની થઈ હતી. તેને કોઈની મદદ નહોતી. તેના છોકરા તેના લાંબી મુદ્દતના રાજ્યથી કંટાળ્યા હતા. તેમાંનો એક મરાઠાને મળી ગયો હતો અને બીજો નાસી ઇરાન ગયો હતો. તેના અમીરો તેનાથી ડરતા અને તેની ઘણીખરી રૈયત તેને ધિક્કારતી. તેનો કાળ પણ નજીક આવ્યો હતો. તે ઇ. સ. ૧૭૦૭માં જિંદગીથી કંટાળીને મરણ પામ્યો. તેની પાછળ મોગલ પાદશાહીના કડકે કડકા થઈ ગયા.

---

## ૪૪. યુરોપ અને હિંદ વચ્ચેનો શરૂઆતનો વેપાર

---

૧. હિંદ હાલ બ્રિટિશ સામ્રાજ્યનો એક ભાગ છે અને ઇંગ્લંડનો રાજા તે હિંદનો શાહનશાહ છે. અંગ્રેજો હિંદમાં કયારે, કેવી રીતે, અને કેમ આવ્યા ? હિંદમાં ઇંગ્લંડના રાજાનું રાજ્ય કેવી રીતે થયું ? આ બધું કેવી રીતે બન્યું તે હકીકત હવે આવશે.

૨. અંગ્રેજો પહેલાં આ દેશમાં આશરે ૩૦૦ વર્ષ પર આવ્યા. યુરોપમાં જે ચીજો થતી નથી તે ખરીદવાને તેઓ આવ્યા. મરી, ચોખા, કપાસ, ગળી, આદું, તેજાનો, નાળીએર, અને ખસખસ તથા શેરડી જેમાંથી અફીણ અને ખાંડ બને છે, એ વસ્તુઓની નીપજ ઇંગ્લંડ જેવા ઠંડા દેશોમાં થતી નથી અને અસલના વખતમાં સુંદર મલમલ તથા સૂતર અને રેશમનાં કપડાં ઇંગ્લંડ કરતાં હિંદમાં સારાં બનતાં. આ વસ્તુઓ ખરીદવાને તેઓ આવ્યા અને તેના બદલામાં પોતાના દેશોમાંથી ઊનનાં કપડાં, ત્રાંબું, પારો, લોઢાનો તથા પોલાદનો સામાન, વગેરે આ દેશમાં નહિ મળતો માલ લાવ્યા.

૩. અસલના વખતમાં જમીનમાર્ગે ઊંટ કે ખચ્ચર પર હિંદમાંથી યુરોપ માલ જતો હતો. આ માર્ગ કેટલોક અફગાનિસ્તાન, ઇરાન, અને એશિઆ માઇનરની હદમાં આવ્યો હતો. તેથી જ્યારે અરબ લોકોએ આ દેશો જીતી લીધા ત્યારે ઘણોખરો વેપાર બંધ પડ્યો. અરબો અને ખ્રિસ્તિઓ વચ્ચે સેંકડો વર્ષ સુધી લડાઈ ચાલી, તેથી યુરોપના ખ્રિસ્તિ વેપારીઓ પોતાના દેશમાં જમીનમાર્ગે માલ મોકલી શક્યા નહિ.

૪. યુરોપના વેપારીઓને જમીનમાર્ગે જોઈતો માલ મળ્યો નહિ ત્યારે તેમણે દરિયામાર્ગે તે મેળવવા પ્રયત્ન કર્યો.

૫. તે વખતે આફ્રિકાનો પશ્ચિમ અને દક્ષિણ કિનારો ફરીને હિંદમાં આવવાનો દરિયાઈ માર્ગ પોર્ટુગીઝ લોકોએ શોધી કાઢ્યો. આ માર્ગ તે વખતના બીજા બધા દરિયાઈ રસ્તાઓ કરતાં વધારે સારો હતો. પોર્ટુગીઝ લોકોએ પોતાનાં વહાણો આફ્રિકાના કિનારાની આસપાસ આગળ અને આગળ હંકાર્યાં. તે એટલે સુધી કે આખરે તેઓ આફ્રિકાના કિનારાની પૂરી પ્રદક્ષિણા કરીને હિંદી મહાસાગરમાં આવી પહોંચ્યાં. ઇ. સ. ૧૪૯૮માં વાસ્કો-ડી-ગામા નામનો પોર્ટુગલ નાખુદા પોતાનાં વહાણો લઈ હિંદને કિનારે આવી પહોંચ્યો. તે પશ્ચિમ કિનારા પરના કાલિકટ બંદરે ઉતર્યો.

૬. કાલિકટનો રાજા ઝામોરીન કહેવાતો. તેણે વાસ્કો-ડી-ગામાને પોર્ટુગલના રાજા પર એક કાગળ લખી આપ્યો. તેણે લખ્યું કે-'મારા રાજ્યમાં તજ, લવિંગ, મરી, અને આદું પુષ્કળ થાય છે; હું તારા દેશમાંથી સોનું, રૂપું, પરવાળાં, તથા કિરમજી રંગનાં લુગડાં લેવા માગું છું."



વાસ્કો-ડી-ગામા અને ઝામોરીન

૭. ત્યારપછીનાં સો વર્ષ, એટલે ઇ. સ. ૧૫૦૦થી ૧૬૦૦ સુધી હિંદ સાથેનો સઘળો દરિયાઈ વેપાર માત્ર પોર્ટુગીઝ લોકોના હાથમાં રહ્યો. તેમણે ગોવામાં મજબૂત કિલ્લો બાંધ્યો અને હાલ પણ તે શહેર તેમને તાબે છે.

૮. હિંદ સાથેના વેપારથી પોર્ટુગીઝ લોકોને ઘણો નફો થતો તે બીજી યુરોપી પ્રજાના વેપારીઓના જાણવામાં આવવાથી તેમણે આ વેપારમાં ભાગ પડાવવાનો વિચાર કર્યો. હૉલંડ, ઇંગ્લંડ, ફ્રાન્સ,

ડેન્માર્ક, જર્મનિ અને સ્વીડનના વેપારીઓએ પોતાનાં વહાણો મોકલ્યાં, તેમાં ઈંગ્લંડ, હૅાલંડ, ફ્રાન્સને થોડીક ફત્તેહ મળી. ડેન્માર્ક, જર્મનિ, અને સ્વીડનના લોકોને બિલકુલ નફો મળ્યો નહિ, તેથી થોડા વખત પછી તેમણે હિંદ સાથેનો વેપાર બંધ કર્યો. ”

૯. પોર્ટુગીઝ પછી વલંદા લોકો હિંદમાં આવ્યા. તેઓ યુરોપના હૅાલંડ નામના એક નાના દેશના રહીશ છે. વલંદા લોકોનું જોર હાલમાં ઘણું નરમ છે, પણ ત્રણસેં વર્ષ પર તેમનાં વહાણ તથા ખલાસી યુરોપમાં શ્રેષ્ઠ ગણાતા. તેઓ પોર્ટુગીઝ કરતાં વધારે જોરાવર હતા અને થોડા વખતમાં તેમને ગોવા સિવાય તેમનાં સઘળાં મથકમાંથી હાંકી કાઢ્યા. ત્યારપછીનાં સો વર્ષ એટલે ઇ. સ. ૧૬૦૦થી ૧૭૦૦ સુધી તેજાનાનો લગભગ સઘળો વેપાર વલંદાના હાથમાં રહ્યો. તેમના વેપારનાં મથક કોચીન, સિલોન, અને જાવા તથા સુમાત્રા ટાપુમાં હતાં.

---

## ૪૫. યુનાઇટેડ ઇસ્ટ ઈંડિઆ કંપનિ

૧. ઇ. સ. ૧૬૦૦માં લંડનના આશરે સો વેપારીઓએ હિંદ સાથે વેપાર કરવાનો ઠરાવ કર્યો. તેઓએ ઇંગ્લિશ ઇસ્ટ ઈંડિઆ કંપનિ નામની એક મંડળી સ્થાપી, અને ઇંગ્લંડનાં રાણી ઇલિઝાબેથ પાસેથી હિંદમાં વહાણો મોકલવાની રજા મેળવી. તે વખતે હિંદમાં મોગલ પાદશાહ અકબર રાજ્ય કરતો હતો. ઇ. સ. ૧૬૧૨માં આ ઈંગ્લિશ ઈસ્ટ ઈન્ડિઆ કંપનિએ પશ્ચિમ કિનારે સુરતમાં પોતાનો માલ રાખવાને એક કોઠી કે વખાર ઘાલી; કારણ કે તે વખતે મોગલ રાજ્યનું તે મુખ્ય બંદર હતું. આખા વર્ષમાં જે માલ દેશી

વેપારીઓ પાસેથી લેતા તે આ વખારમાં રાખતા અને જ્યારે પોતાનાં વહાણ ઇંગ્લંડથી આવતાં ત્યારે તેમાં ભરતા. તેજ વહાણો ઇંગ્લંડથી માલ લાવતાં, તે તેઓ વખારમાં રાખતાં અને ધીમે ધીમે વેચાતો જતો તેમ વેચતાં. તેમણે પોતાની જાતના તથા માલના રક્ષણને માટે થોડા વખત પછી આ કોઠીની આસપાસ એક મજબૂત કિલ્લો બાંધ્યો અને તેને મથાળે મોટી તોપો ગોઠવી.

૨. ઇંગ્લિશ ઈસ્ટ ઇન્ડિઆ કંપનિને એટલો બધો નફો થયો કે બીજા અંગ્રેજ વેપારીઓએ મંડળીઓ સ્થાપી અને તેમની માફક હિંદમાં વેપાર કરવા લાગ્યા. આખરે, સો વર્ષ પછી એટલે ઇ. સ. ૧૭૦૦માં આ બધી મંડળીઓ જોડાઈ જઈ યુનાઈટેડ ઈસ્ટ ઇન્ડિઆ કંપનિ એ નામની એક મંડળી બની. આ કંપનિએ ઇંગ્લંડના રાજા પાસેથી હિંદ સાથે વેપાર કરવાનો કુલ હક (ઈજારો) મેળવ્યો.

૩. ઇ. સ. ૧૬૩૯માં કર્ણાટકના એક ડુંગરી કિલ્લાના સરદાર ચંદ્રગિરિના રાજા પાસેથી ઈસ્ટ ઈન્ડિઆ કંપનિએ મદ્રાસ ખરીદ્યું. આ વખતે તે એક નાનું માછી લોકોનું ગામ હતું. અંગ્રેજોએ ત્યાં એક મજબૂત કિલ્લો બાંધ્યો અને તેનું નામ ફોર્ટ સેંટ જ્યોર્જ પાડ્યું.

૪. મુંબઈ બેટ પહેલાં પોર્ટુગીઝને તાબે હતો. ઇંગ્લંડના બીજા ચાર્લ્સ નામે એક રાજાનું પોર્ટુગલના રાજાની કુંવરી સાથે લગ્ન થયું. તે પ્રસંગે તે કુંવરીના બાપે ઇંગ્લંડના રાજાને તે બેટ પહેરામણીમાં આપ્યો. ત્યારપછી ૭ વર્ષે બીજા ચાર્લ્સે વર્ષ દહાડે ૧૦૦ રૂપિઆ લેવાના કરી તે કંપનિને આપ્યો. ત્યાં બંદરનો મોખ સારો હોવાથી ઘણા હિંદુ વેપારીઓ જઈ વસ્યા, તેથી તે થોડા વખતમાં એક મોટું શહેર બન્યું. થોડી મુદ્દત પછી અંગ્રેજોએ પોતાનો સઘળો વેપાર સુરતથી મુંબઈ ખસેડ્યો.

૫. શાહજહાનના અમલમાં અંગ્રેજોએ ગંગા નદીના મુખ આગળ હુગલીમાં ઇ. સ. ૧૬૪૦માં, એટલે મદ્રાસ ખરીદ્યા પછી એક વર્ષે, કોઠી ઘાલી. ઔરંગઝેબના રાજ્યમાં તેમણે ગંગા નદીના મુખથી હુગલી જેટલે છેટે હતું તેથી પણ આઘે ત્રણ ગામડાં ખરીદ્યાં. આમાંના એકનું નામ કાલીઘાટ હતું. પાછળથી તેનું નામ કલકત્તા પાડ્યું. આ જગાએ અંગ્રેજોએ ઇ. સ. ૧૬૯૦માં એક કિલ્લો બાંધી તેનું નામ ફોર્ટ સૅંટ વિલિઅમ પાડ્યું.



ચાર્લ્સ ૨જો

૬. અંગ્રેજોની માત્ર આટલેજ સ્થળે વખાર નહોતી. પૂર્વ કિનારા પર મદ્રાસની દક્ષિણે ફોર્ટ સૅંટ ડેવિડ નામના કિલ્લામાં તેમની એક વખાર હતી અને બીજી મછલીપટ્ટણમાં હતી. બંગાળામાં ત્યાંના નવાબની રાજધાની મુર્શિદાબાદ નજીક પટણા, ઢાકા, અને કાસીમબજારમાં તેમની વખારો હતી.

૭. અંગ્રેજો આવ્યા તેજ અરસામાં ફ્રેન્ચ લોકો હિંદમાં આવ્યા હતા અને તેમણે પણ કેટલેક મથકે વેપારની વખારો ઘાલી હતી. આમાંના મુખ્ય મથક પશ્ચિમ કિનારા ઉપર માહી, પૂર્વ કિનારા ઉપર મદ્રાસની દક્ષિણે પૉંડિચેરી, અને બંગાળામાં કલકત્તાથી ૨૦ માઇલ દૂર ચંદ્રનગર હતાં.

૮. વલંદા લોકોનાં પણ હિંદમાં વેપારનાં મથક હતાં. તેમાંનાં મુખ્ય પશ્ચિમ કિનારા ઉપર કોચીન, પૂર્વ કિનારા ઉપર મદ્રાસની ઉત્તરે પુલીકટ, અને બંગાળામાં ચંદ્રનગરની નજીક ચિન્સુરા હતાં.

---

## ૪૬. મરાઠા લોકો—શિવાજીનો ઉદય

### ઇ૦ સ૦ ૧૬૨૭થી ૧૬૮૦ સુધી

૧. હિંદની પશ્ચિમે, જે ભાગ હાલ મુંબઈ ઇલાકો કહેવાય છે, તેમાં આવેલા ડુંગરી મુલકમાં મરાઠા લોક હતા. તેઓ ઠીંગણા, મજબૂત, બહાદુર, ચાલાક, અને રીતભાતમાં સાદા હતા. તેમનો દેશ ડુંગરથી ભરપૂર છે. ત્યાં પહેલાના વખતમાં બાંધેલા રસ્તા બિલકુલ નહોતા અને ડુંગરો ધાડી ઝાડીથી છવાયલા હતા. ઘણું કરીને દરેક ડુંગરની ટોચે કિલ્લો બાંધેલો હતો અને દરેક કિલ્લો એક નાના સરદારના કબજામાં હતો. તે સરદાર નીચેના પ્રદેશમાં વસતા લોકો પર અમલ કરતો. આ ડુંગરી સરદારોએ લાંબા વખત સુધી દક્ષિણના મુસલમાન રાજાઓને આધીન રહી ખંડણી ભરી હતી. તેઓ ઘણી વખત તેમના લશ્કરમાં સામેલ થઈ મોગલોની સામે લડ્યા હતા. આમાંના શિવાજી નામના એક સરદારે મરાઠા કોમોની એક પ્રજા બનાવી (એક અમલની ધુંસરી નીચે આણી).

૨. શાહજહાન ગાદીએ બેઠો તે વર્ષમાં એટલે ઇ. સ. ૧૬૨૭માં શિવાજીનો જન્મ થયો. તેના પિતા બિજાપુરના રાજાની નોકરીમાં હતા, તેમણે શિવાજીને પુનામાં રાખી ઉછેર્યો. વાંચવાલખવાનું કામ મહેતા મુત્સદ્દીનો ધંધો કરનાર બ્રાહ્મણોનેજ શોભે એમ તે વખતે ગણાતું હતું, તેથી તે વિષયનો અભ્યાસ નહિ કરાવતાં શિવાજીને ઘોડે બેસતાં, બંદુક ફોડતાં, મલ્લકુસ્તી કરતાં, તલવાર અને ખંજર વાપરતાં, તથા ભાલો મારતાં અને તીર ફેંકતાં શિખવવામાં આવ્યું. તે અસલના હિંદુ વીરો વિષે રચેલી કવિતાઓ શીખ્યો અને તેમણે

કર્યાં હતાં તેવાં પરાક્રમ કરીને નામ તથા ખ્યાતિ મેળવવાની તેને ઉમેદ થઈ.

૩. ઘણાખરા મરાઠા સરદારો લાગ આવે ત્યારે નીચાણના પ્રદેશમાં જઈ લૂટતા અને ધાડ પાડતા. શિવાજી વારંવાર તેમની સાથે જતો. વીસ વર્ષની ઉમ્મરે તે પોતે કેટલાક જુવાન માણસોની ટોળીનો સરદાર બન્યો. તેણે પુરંધરનો મજબૂત ડુંગરી કિલ્લો તાબે કર્યો અને ત્યારપછી એક પછી એક કિલ્લા લીધા. તેણે હથિયાર તથા પૈસા એકઠા કર્યા અને તેની ખ્યાતિ ઘણે દૂર ફેલાઈ.



શિવાજીનો પુરંધર ગઢ

૪. બિજાપુરના રાજાને આખરે દહેશત લાગી અને તેણે અફ્-ઝલખાન નામના એક સરદારને શિવાજી સામે મોકલ્યો. પોતે જાણે ડરી ગયો હોય તેવું શિવાજીએ ડોળ કર્યું અને કહ્યું કે "ખાન એકલા અને હથિયાર વિના મને મળે તો હું શરણ થઈશ." ખાન તેના બોલ પર ભરોસો રાખી પોતાના રક્ષકોને પાછળ મૂકી ફક્ત એક માણસ

સાથે પાતળો મલમલનો ઝભો પહેરી તેને મળવા ગયો. તે કપટી જુવાન મરાઠાએ પોષાકની તળે લોઢાની સાંકળનું બખ્તર પહેર્યું હતું. તેણે હાથે અંદરના ભાગમાં વાઘનખ પહેરી રાખ્યા હતા અને બાંયમાં એક કટાર સંતાડી રાખી હતી. જ્યારે ખાન શિવાજીને મળવા આવ્યો ત્યારે શિવાજી વાઘની માફક તેના પર તૂટી પડ્યો, તેના શરીરમાં વાઘનખ ભોંક્યા, અને કટારથી તેનો પ્રાણ લીધો. ત્યારપછી મુસલમાન સિપાઈઓ લડાઈને માટે તૈયાર નહોતા. તેમના પર ઝાડીમાં સંતાઈ રહેલા શિવાજીનાં માણસો ધસી આવ્યાં અને તેમને હરાવી નસાડ્યા.

૫. પછી શિવાજી દેશમાં બધે લૂટ કરવા લાગ્યો. ઘણાખરા મરાઠા સરદારો તેને મળી ગયા અને તેમણે તેને દક્ષિણનો મોટો હિંદુ સરદાર માન્યો. શિવાજી મુસલમાનોને ધિક્કારતો. તેણે દેશમાં ખબર ફેલાવી કે "હું ગોબ્રાહ્મણનું રક્ષણ કરવાને લડું છું." આ વખતે દક્ષિણના મુસલમાન રાજાઓ ઔરંગઝેબના લશ્કર સામે લડતા હતા, તેમનાથી શિવાજીને વશ કરવા જઈ શકાય તેમ નહોતું, તેથી શિવાજીનું જોર દિવસે દિવસે વધતું ગયું, અને કોંકણ નામના પશ્ચિમ કિનારાના પ્રદેશનો તેને રાજા માની બિજાપુરના રાજાને સલાહ કરવી પડી.

૬. આ વખતે દિલ્હીની ગાદીએ ઔરંગઝેબ પાદશાહ હતો. તે પણ આ મરાઠા સરદારની ચડતી જોઈ ડર્યો અને તેણે દક્ષિણના સુબેદાર કે રાજપ્રતિનિધિ પોતાના મામા શાઇસ્તખાનની સરદારી નીચે મોટું લશ્કર મોકલ્યું. જબરૂં લશ્કર લઈ શાઇસ્તખાન પુને આવ્યો. શિવાજીએ જાણ્યું કે આવા મોટા દુશ્મન સાથે મેદાનમાં લડવાથી સારૂં પરિણામ આવશે નહિ, તેથી ભિખારીનો વેષ ધારણ કરી પોતાના જેવા વેષમાં બીજાં વીસ માણસોને લઈ તે એક રાત્રે પુનામાં છાનોમાનો પેઠો અને જે ઘરમાં શાઇસ્તખાને મુકામ કર્યો હતો તેની નજદીક આવી અંદર ઘૂસ્યો. શાઇસ્તખાન મોતના પંજામાં આવેલો બચી ગયો. તે બારીએથી કૂદકો મારી નાઠો, પણ નાસતાં

નાસતાં શિવાજીએ તેની પૂઠે પડી તેની આંગળીઓ કાપી નાખી. ત્યારપછી મરાઠા લોકો જેટલી ઝડપથી આવ્યા હતા તેટલીજ ઝડપથી પાછા નાઠા. પણ શાઇસ્તખાનને એટલી બધી દહેશત લાગી કે તે પુના છોડી ચાલ્યો ગયો અને શિવાજી દેશમાં ફરી વધારે મુલક તાબે કરી શક્યો.

૭. પછીથી તેણે લશ્કરની એક ટૂકડી સાથે પશ્ચિમ કિનારે આવેલા સુરત બંદરે જઈ છ દિવસ સુધી તે માતબર શહેર લૂટયું. અહિં અંગ્રેજોની કોઠી હતી તે પર તેણે હુમલો કર્યો ત્યારે અંગ્રેજોએ તેને હઠાવી કાઢ્યો.

૮. ત્યારપછી ઔરંગઝેબે તેની સામે ફરીથી મોટું લશ્કર મોકલ્યું. આ વખતે શિવાજીએ કહેવડાવ્યું કે 'જો પાદશાહ મારો થોડો મુલક મારી પાસે રહેવા દે અને મોગલ લશ્કરમાં મને સેનાપતિની ઊંચી પદવી આપે તો હું શરણ થવાને ખુશી છું.' પાદશાહે આ વાત કબૂલ રાખી, પરંતુ તેમાં શિવાજીને કબજામાં લઈ મારી નાખવો એજ તેની મતલબ હતી. શિવાજી દિલ્હી ઔરંગઝેબના દરબારમાં ગયો, પણ તેની સાથે એવી ખરાબ રીતે વર્તવામાં આવ્યું કે પોતાની જિંદગી જોખમમાં છે એમ તેને તુરત લાગ્યું. માંદગીનું બહાનું કાઢી તે એક ઘરમાં બારણાં વાસી પેઠો. મોગલ સિપાઈઓ આ મકાનની ચોકી કરતા હતા, છતાં શિવાજીના કેટલાક નોકરો ત્યાંથી તેને ટોપલીમાં ઘાલી કોઈ સહીસલામત જગાએ લઈ ગયા. ચોકીદારોને તે ટોપલીમાં બરફી હતી એમજ લાગ્યું. ત્યારપછી તેણે (શિવાજીએ) દાઢીમૂંછ બોડાવી નાખ્યાં, હિંદુ ભિક્ષુકનો વેષ ધારણ કર્યો, કોઈ ઓળખે નહિ માટે આખે શરીરે રાખ ચોળી, અને આ પ્રમાણે નાસી છૂટીને તે પોતાના મુલકમાં જઈ શક્યો.

૯. પછીથી ઔરંગઝેબે તેને ઘણી વખત મીઠાં વચનથી પોતાના દરબારમાં લાવવાનો પ્રયત્ન કર્યો, પણ હવે શિવાજીએ ફરીથી તેના કબજામાં જવાય એવો ભરોસો કર્યો નહિ.

૧૦. પછી શિવાજી 'મરાઠાનો રાજા' એ ખિતાબ ધારણ કરી ગાદીએ બેઠો અને મોટું લશ્કર લઈ દૂર દક્ષિણમાં ગયો. મદ્રાસની લગોલગ આવ્યા છતાં તે શહેર પર તેણે હુમલો કર્યો નહિ. તેણે મ્હૈસૂર અને કર્ણાટકના સઘળા કિલ્લા જીંજી, વેલોર, આની, બેંગલોર, અને બલ્લારી લીધા અને ૧૮ મહીના બહાર ગાળ્યા પછી તે પુને પાછો આવ્યો. જે જે મુલક પર તેણે ચડાઈ કરી તે મુલકના રાજાઓએ તેને ચોથ એટલે પોતાની ઉપજનો ચોથો ભાગ ખંડણી તરીકે આપવાનું કબૂલ કર્યું.

૧૧. ત્યારપછી થોડી મુદ્દતે શિવાજી પર વર્ષની ઉમ્મરે એટલે ઇ. સ. ૧૬૮૦માં મરણ પામ્યો. બીજો કોઈ મરાઠા સરદાર તેના જેવો હોંશિયાર કે ચાલાક થયો નહિ. ખાવા જેટલો પણ વખત નહિ મળવાથી ઘોડે બેસીને જતાં જતાં ચોખા ફાકતો હોય એમ મરાઠાઓ તેને વારંવાર છબીમાં ચીતરી બતાવે છે.

૧૨. શિવાજીએ ડહાપણભરેલી રાજ્યવ્યવસ્થાથી પોતે સ્થાપેલા મરાઠા રાજ્યનો પાયો એવો મજબૂત કર્યો કે તેની પાછળના નબળા રાજ્યકર્ત્તાઓના હાથમાં તે લાંબી મુદ્દત સુધી ટકી રહ્યો. તેની પાછળના રાજ્યકર્ત્તાઓ તેની રાજનીતિને અનુસરીને વર્ત્યા નહિ, તેથીજ તેઓ આવા મજબૂત પાયા પર સ્થાપેલું રાજ્ય પણ આખરે ખોઈ બેઠા. શિવાજીની રાજ્યનીતિનાં કેટલાંક સ્વરૂપ હાલની બ્રિટિશ રાજ્ય-પદ્ધતિમાં જોવામાં આવે છે તે નીચે મુજબઃ—

अ. કાઉન્સિલની મદદથી રાજ્યવહિવટ કરવો. શિવાજી પોતાના આઠ પ્રધાનની સંમતિથી દરેક કામ કરતો.

ब. રાજ્યની મોટી જગાઓ વંશપરંપરાના આવતા લાયક માણસો-નેજ આપવી.

क. લશ્કરી કે મુલકી અમલદારોને તેમનાં કામ પેટે પગાર આપવો, જાગીર આપવી નહિ.

ડ. મહેસૂલ જમીનદારો મારફત વસૂલ નહિ કરતાં બારોબાર રાજ્યના નોકરો મારફત વસૂલ કરવી.

૧૩. શિવાજી હિંદુ ધર્મ માટે મગરૂર હતો, છતાં બીજા ધર્મના અનુયાયીને હેરાન કરતો નહિ. તે મુસલમાનો સામે લડ્યો અને મોગલોની સત્તા તોડી પાડવાને મથ્યો; પરંતુ તેમના ધર્મની તેણે કદી નિંદા કરી નથી અને તેમની મસ્જિદોને નુકસાન કર્યું નથી. વળી તે ઘણો દયાળુ હતો. પોતાની સવારીઓમાં સામા ન થઈ શકે એવા મરદોને તથા બૈરાંછોકરાંને તે કદી ઈજા કરતો નહિ અને પોતાના માણસોને પણ તેણે એવીજ સૂચના આપી હતી. પોતાના જાતિભાઈઓને તેણે મુસલમાનોના ત્રાસમાંથી બચાવ્યા અને પોતાની સારી રાજ્યનીતિથી સુખી કર્યા, તેથી આજે પણ તેમના વંશજો તેને પૂજ્યભાવથી સંભારે છે.

૧૪. શિવાજી પછી તેનો છોકરો સંભાજી રાજા થયો. તેના બાપનો એકે ગુણ તેનામાં નહોતો. તે ઘાતકી ને સુસ્ત હતો. થોડી મુદ્દત પછી ઔરંગઝેબે તેને કેદ કરી મારી નાખ્યો.

---

## ૪૭. મોગલ પાદશાહીની પડતી

### ઇ૦ સ૦ ૧૭૦૭થી ૧૭૪૮ સુધી

૧. મોગલ વંશમાં બધા મળીને ૧૫ પાદશાહ થયા, તેમાંના પહેલા છ બળવાન્ હતા અને તેમણેજ ખરેખરું રાજ્ય કર્યું. આ

છમાં છેલ્લો **ઔરંગઝેબ** હતો. તેના વખતમાં રાજ્યોનો ફેલાવો પહેલાં કદી થયો હોય તે કરતાં વિશેષ જણાયો; પરંતુ તેના જુલમી અમલથી ઠેકાણે ઠેકાણે જોરાવર દુશ્મન ઉભા થયા. **સીખ**, રજપૂત, અને **મરાઠા**, એ બધાએ બંડ કર્યાં અને **ઔરંગઝેબે** પોતાના રાજ્યનાં છેલ્લાં વીશ વર્ષ **મરાઠાને** વશ કરવાના પ્રયત્નમાં ગાળ્યાં, પણ કાંઈ વળ્યું નહિ.

૨. **ઔરંગઝેબ** પછી તેનો પાટવી કુંવર **બહાદુરશાહ** નામ ધારણ કરી ગાદીએ બેઠો, પણ તેણે ફક્ત પાંચ વર્ષ રાજ્ય કર્યું. ત્યારપછીનાં સાત વર્ષમાં **દિલ્હીની** ગાદીએ ઓછામાં ઓછા ત્રણ રાજા થયા. આ રાજાઓને રાજ્યના સમર્થ અમીરોએ ગાદીએ બેસાડ્યા, ઉઠાડી મૂક્યા, અને મારી નંખાવ્યા. ઇ. સ. ૧૭૧૯માં એટલે **ઔરંગઝેબના** મુઆ પછી બાર વર્ષે, **મહમદશાહ** નામના તેના એક વંશનેજ ગાદી મળી અને તે ઇ. સ. ૧૭૪૮ સુધી એટલે સુમારે ૩૦ વર્ષ નામનો પાદશાહ રહ્યો.



બહાદુરશાહ

૩. **ઔરંગઝેબના** મરણ પછી દરેક મોટા પ્રાંતનો સુબેદાર પાદશાહનો અંકુશ કાઢી નાખી પોતાના મુલકમાં સ્વતંત્રપણે અમલ કરવા લાગ્યો. તે હજી પાદશાહને ખંડણી ભરતો, પણ પોતાની નજરમાં આવે તેટલીજ રકમ મોકલતો. દરેક સુબેદાર બહારથી પાદશાહની સર્વોપરિ સત્તા કબૂલ રાખતો, પણ ખરૂં જોતાં પાદશાહ માત્ર **દિલ્હીનો** રાજા હતો.



મહમદશાહ

૪. એજ પ્રમાણે ઘણાખરા નવાબોએ પોતાના સુબેદારોનો અંકુશ કાઢી નાખ્યો. તેઓ જોકે સુબેદારના તાબામાં ગણાતા, છતાં ખરૂં જોતાં સ્વતંત્ર હતા.


નિઝામ–ઉલ–મુલ્ક

૫. આમાં મુખ્ય ઉત્તર હિંદમાં અયોધ્યાનો સુબેદાર અને બંગાળા તથા બહારનો નવાબ, અને દક્ષિણમાં હૈદ્રાબાદનો સુબેદાર, જેણે નિઝામ–ઉલ–મુલ્ક ( રાજ્યમાં વ્યવસ્થા કરનાર) નામ ધારણ કર્યું હતું તે અને કર્ણાટકના નવાબ હતા.

---

## ૪૮. મરાઠા રાજ્યની વૃદ્ધિ

### ઇ૦ સ૦ ૧૭૦૮થી ૧૭૪૮ સુધી

૧. મરાઠા લોકો શિવાજીની સરદારી નીચે આખા દક્ષિણમાં ફરતા, પછીના વખતમાં તેઓ દર વરસે ચોમાસું પૂરૂં થાય પછી કાપણી કરી રહીને ટોળાબંધ હથિયાર લઈ નીકળતા, અને મધ્ય હિંદમાં બધે ફરવા લાગ્યા.

૨. થોડા વખત પછી વધારે હિમ્મત ધરીને તેઓ વિંધ્યાચળની ઉત્તરે આવેલા તમામ મુલક પર ઠેઠ દિલ્હી સુધી ગયા. જે જે મુલકમાં તેઓ જતા ત્યાંના રાજ્યકર્ત્તા પાસે ચોથ કે વાર્ષિક ઉપજનો ચોથો ભાગ માગતા.

૩. ઔરંગઝેબે સંભાજીને પકડી મારી નાખ્યો હતો અને તેના છોકરા શાહુને પોતાના દરબારમાં રાખ્યો હતો. આ શાહુ ઔરંગઝેબના મરણ પછી મરાઠાનો રાજા થયો. તે ઔરંગઝેબના દરબારમાં ઉછર્યો હતો. ઔરંગઝેબે તેને શાહુ (પ્રામાણિક) નામ આપ્યું હતું, કારણ કે તે શિવાજીને ચોર કહેતો. ઔરંગઝેબ મરી ગયો ત્યારે

શાહુને પોતાના મુલકમાં મોગલ પાદશાહના કાબુમાં રહી રાજ્ય કરવાને મોકલવામાં આવ્યો. તેણે પોતાની રાજગાદી સતારામાં રાખી.

૪. શાહુ નબળો અને દમવિનાનો હતો. તેને મોજમઝા ગમતી, સખત કામ ગમતું નહિ. તેણે સઘળી સત્તા પોતાના બ્રાહ્મણ પ્રધાનને સોંપી દીધી. આ પ્રધાન પેશ્વા કહેવાયો. આ (પેશ્વાનો) હોદ્દો વંશપરંપરા થયો, તેથી મરાઠા રાજાનો તેમજ પેશ્વાનો એ બે વંશ ચાલ્યા. પોતે રાજાના નામથી રાજ્ય કરે છે એમ પેશ્વા બતાવતો, તોપણ ધીમે ધીમે સઘળા રાજ્યની વાસ્તવિક લગામ તેના હાથમાં આવી. આખી મરાઠા પ્રજા તેને પોતાનો રાજા માનવા લાગી. લડાઈ તથા સલાહ કરવાનું પેશ્વાનાજ હાથમાં હતું અને મહારાષ્ટ્ર કે મરાઠા મુલક પર તેજ અમલ કરતો.

૫. પહેલો પેશ્વા બાલાજીરાવ નામે થયો. ઇ. સ. ૧૭૧૪માં શાહુએ તેને પેશ્વા બનાવ્યો અને મુખ્ય પ્રધાનના હોદ્દા પર તે ઇ. સ. ૧૭૨૦ સુધી રહ્યો. તેણે મહમદશાહ પાસેથી આખા દક્ષિણમાં ચોથ ઉઘરાવવાની પરવાનગી મેળવી.

૬. બીજા પેશ્વા બાજીરાવે ઇ. સ. ૧૭૨૦થી ૧૭૪૦ સુધી અમલ કર્યો. તેણે મરાઠા સરદારોને જુદી જુદી દિશામાં ચોથ ઉઘરાવવા મોકલ્યા. તેઓ દિલ્હીમાં ન આવે માટે મહમદશાહે તેમને બીજે બધે ઠેકાણે ચોથાઈ ઉઘરાવવાની રજા આપી. મહમદશાહ હજી મોગલ રાજ્યનો નામનો પણ પાદશાહ હતો, તેથી આ રજા મળવાથી મરાઠાઓ હિંદના દરેક પ્રાન્તમાંથી મહેસૂલનો ચોથો ભાગ ઉઘરાવવાનો અમને હક મળ્યો છે એમ કહેવા લાગ્યા.

૭. બાજીરાવના વખતમાં અગ્રેસર મરાઠા સરદારોએ સામા થઈ શકે નહિ એવા દમવિનાના સુબેદારો કે નવાબો પાસેથી ચોથ લીધી, એટલુંજ નહિ, પણ કેટલાકને તેમના મુલકમાંથી હાંકી કાઢી

પોતે ત્યાં રાજ્ય કરવા લાગ્યા. આ રીતે પાંચ મોટાં મરાઠા રાજ્ય બન્યાં.

૮. **મહારાષ્ટ્ર** કે **મરાઠાનો** અસલ મુલક જે હાલ **મુંબઈ** ઇલાકો કહેવાય છે ત્યાંનો નામનો રાજ્યકર્ત્તા, **મરાઠા** રાજા હતો તે **સતારામાં** રહેતો. ત્યાં વાસ્તવિક અમલ **પેશ્વાનો** હતો અને તેની રાજગાદી **મુંબઈના** અગ્નિખુણામાં **પુના** શહેરમાં હતી. ગુજરાતમાં ગાયકવાડ નામે એક **મરાઠા** સરદારે રાજ્ય સ્થાપ્યું. **હોલકર** ને **સિંધિઆ** એ નામે ઓળખાતા બે મોટા સરદારોએ **માળવા** પ્રાંત કબજે કર્યો. **સિંધિઆએ** પોતાની રાજગાદી **ગ્વાલિઅરમાં** અને **હોલકરે** ઇંદોરમાં રાખી. **વરાડ** અને **મોગલોના** વખતમાં **ગોંદવાણા** પ્રાંતમાં (જે હાલ મધ્ય પ્રાંતો કહેવાય છે તેમાં) **ભોંસલે** નામના સરદારે રાજ્ય સ્થાપ્યું અને પોતાની રાજગાદી **નાગપુરમાં** રાખી.

૯. આ **મરાઠા** સરદારોએ પોતાની સત્તા વંશપરંપરા કરી, તેથી મૂળના **મહારાષ્ટ્ર** ઉપરાંત ખરેખર બીજાં ચાર મોટાં **મરાઠા** રાજ્ય બન્યાં. પહેલાં આ **મરાઠા** સરદારો ચોથ ઉઘરાવી **પેશ્વાને** મોકલતા, પણ થોડા વખત પછી તેમણે તે બંધ કરી. આ રાજ્યોમાંનાં ગુજરાત કે વડોદરા, ગ્વાલિઅર, ને ઇંદોર આજ દિન સુધી ટકી રહ્યાં છે.

૧૦. **મરાઠાએ હૈદ્રાબાદ** લેવાને ઘણો પ્રયત્ન કર્યો. પણ કદી લઇ શક્યા નહિ. તેમની અને **નિઝામની** વચ્ચે નિરંતર ઝઘડો ચાલ્યો. તેઓ તેની પાસે હક્ક કરીને ચોથ માગતા, પણ તે બને ત્યાંસુધી તે કદી આપતો નહિ.

૧૧. ત્રીજા **પેશ્વાનું** તેના બાપ અને દાદા બંનેના નામ ઉપરથી **બાલાજી બાજીરાવ** નામ રાખ્યું હતું. તેણે ઇ. સ. ૧૭૪૦થી ૧૭૬૧ સુધી રાજ્ય કર્યું.

૧૨. **પઠાણ** રાજાઓના વખતમાં જેવી **હિંદની** સ્થિતિ હતી તેવીજ **ઔરંગઝેબના** મરણ પછીનાં પચાસ વર્ષમાં થઈ. હાલની

માફક લૂટફાટ અટકાવી લોકોના જાનમાલનું રક્ષણ કરે એવું કોઈ મજબૂત સર્વોપરિ રાજ્ય તે વખતે ન હતું. લૂટારા ટોળાબંધ આખા દેશમાં પથરાતા, અને પોતાના ઘોડાને વાસ્તે અનાજના છોડ કાપી જતા, તથા લોકોને મારતા અને લૂટતા. તે વખતે લૂટારા અંદર ન પેસી શકે માટે દરેક ગામની આસપાસ મજબૂત કોટ બાંધવો પડતો કે થુવેરની વાડ કરવામાં આવતી. ખેડુત પોતાની પાસે તલવાર રાખી



ચોકી માટે બાંધેલો માળો

જમીન ખેડતા અને ઘણી જગાએ ચોકીને માટે ઊંચા માળા બાંધવામાં આવતા. આ માળામાં એક માણસ ઊભો રહી વેગળે સુધી નજર રાખતો કે જેથી વેગળે ધૂળ ઊડતી જણાય તો લૂટારા આવે છે એવી ખબર તે આપી શકે. દરેક ગામમાં એક માઇલ સુધી સંભળાય એવો મોટો ઢોલ રાખવામાં આવતો. લૂટારા નજરે પડે કે તુરત એ ઢોલ વગાડવામાં આવતો, એટલે ખેતરોમાંથી બધાં માણસો કિલ્લામાં જઈ ભરાતાં.

૧૩. જબરા વળાવા લીધા સિવાય મુસાફરી થઈ શકતી નહિ; કારણ કે કોઈ રસ્તો સહીસલામત નહોતો. ઘણી જમીન પડતર રહેતી. થોડાઘણા રસ્તા પહેલાના વખતમાં બાંધવામાં આવ્યા હતા તે સંભાળ નહિ લેવાયાથી તૂટી ગયા હતા. ગાડાં ચાલી શકતાં નહિ, તેથી માણસોને ઘોડા પર કે આખલા પર જવું પડતું. દેશમાં ઠેકાણે ઠેકાણે નાના નાના ઠાકોરો હતા, તે કર લીધા સિવાય પોતાની હદમાં થઈને મુસાફરને જવા દેતા નહિ. આ રાહદારી ઘણેખરે ઠેકાણે વીસ માઇલમાં બાર વખત આપવી પડતી.

૧૪. ગામડાંના લોકો લૂટારાના હાથમાં પકડાતા એટલે પૈસા સંતાડવાને જે કંઈ મહેનત તેમણે કરી હોય તે નિષ્ફળ જતી. પૈસો કયાં સંતાડ્યો છે તે બતાવવાને તેઓ તેમનાં નાક કે કાન કાપતા, દાંત ખેંચી કાઢતા, કે આંગળીઓ પર તેલમાં બોળેલાં ચીથરાં વીંટાળી તે બત્તીની માફક સળગાવતા. તેમને પૈસા આપી દેવા પડતા અને ન આપે તો તેઓ પોતાનો જીવ ખોતા. બિચારા ગામડાંના લોકો લૂટારા આવીને પાછા જાય ત્યાંસુધી ઘર છોડી જંગલમાં જઈ રહેતા.

---

# ૪૯. નાદિરશાહ

## ઇ૦ સ૦ ૧૭૩૯ સુધી

૧. ઔરંગઝેબના મરણ પછી સુમારે ૩૦ વર્ષે નાદિરખાન નામે એક સરદાર ઇરાનનું રાજ્ય જીતી લઈ નાદિરશાહ નામ ધારણ કરી ગાદીએ બેઠો. તેણે અફગાનિસ્તાન જીત્યું અને અહમદશાહના દરબારમાં રાજાઓની રીત પ્રમાણે એલચી મોકલ્યો. નાદિરશાહ રાજ્ય બથાવી પડી આજ કાલ રાજા થયો છે એમ કહી મગરૂર મોગલ પાદશાહે આ એલચીનો તિરસ્કાર કર્યો.

૨. નાદિરશાહ ઝનુની મુસલમાન હતો. તેણે અહમદશાહ ઉપર તહોમત મૂક્યું કે "તમે ખરા મુસલમાન પાદશાહ તરીકે તમારી ફરજ બજાવતા નથી; તમે હિંદુઓ પાસેથી જજીઆ કે ધર્મવેરો લીધો નથી, અને મૂર્તિપૂજક મરાઠાને ચોથ કે મોગલ રાજ્યનો ઉપજનો ચોથો ભાગ આપવાનું નીચ કર્મ કર્યું છે." તેણે કહ્યું કે 'આ ગુન્હાને માટે મારે તેમને સજા કરવી જોઈએ.' તે ઇરાની તથા અફગાનોનું મોટું લશ્કર લઈ જેમ ૩૪૦ વર્ષ પર તૈમુર લંગડો આવ્યો હતો, તેમ ખૈબરઘાટને માર્ગે હિંદમાં પેસી પંજાબમાં થઈ દિલ્હી પર ચડી આવ્યો.

૩. નાદિરશાહ ૬ ફૂટ ઊંચો પ્રચંડ નર હતો. તેનો ચહેરો કાળો ને બિહામણો, ભવાં પહોળાં, અવાજ ગર્જના જેવો, અને આંખો વીજળી જેવી ચળકતી હતી. તેણે કાળા ઘેટાંના ચામડાંનો જભ્ભો પહેર્યો હતો. હિંદમાં આવ્યો ત્યારે તેણે માથે મોટી લાલ પાઘડી ઘાલી હતી, પણ ઇરાનમાં તે ઊંચી ઇરાની ટોપી ઘાલતો. તેના કમરપટામાં કટાર હતી અને હાથમાં પોલાદની ફરસી હતી. હિંદુઓને તો તે અસલના વખતમાં આર્યોની સાથે લડનાર કાળા અસુર જેવો લાગ્યો.


નાદિરશાહ

૪. પ્રથમ **નાદિરશાહે** કહ્યું કે 'મને પુષ્કળ પૈસા મળશે તો હું દિલ્હી શહેરને નુકસાન કરીશ નહિ,' પણ દિલ્હીના માણસોએ રાતના ઊઠી તેના કેટલાક સિપાઈઓ ઊંઘતા હતા તેમને મારી નાખ્યા. સવારમાં **નાદિરશાહ** પોતાના સિપાઈઓને મારી નાખેલા જોઈ ખૂબ ક્રોધે ભરાયો. તેણે લોકોને મારવાનો તથા શહેર લૂટવાનો પોતાના સિપાઈઓને હુકમ કર્યો તે ઉપરથી **અફગાન** અને ઇરાની સિપાઈઓએ **તૈમુરના તાતાર** સિપાઈઓની પેઠે આખો દિવસ લોકોને માર્યા, તેમનાં ઘર બાળી મૂક્યાં, અને માલમત્તા લૂટી લીધી. સાંજે **મહમદશાહ** **નાદિરશાહને** પગે પડ્યો અને કતલ બંધ કરવા વિનતિ કરી. તેથી **નાદિરશાહે** પોતાના માણસોને તે ઘાતકી કામ બંધ કરવાનો હુકમ કર્યો અને તેઓ અટક્યા.

૫. બીજે દિવસે **નાદિરશાહ** અને તેનાં માણસોએ **બાબરના** વખતથી **મોગલ** પાદશાહોએ એકઠા કરેલા બધા દિલ્હીના ખજાનાનો અને ઝવેરાતનો કબજો કર્યો. તે **શાહજહાનનું** મયૂરાસન, સોનાના મુગટો અને ઘરેણાં, ઉત્તમ હાથી, ઘોડા અને તોપો, કીમતી રેશમી અને મખમલનાં કપડાં, અને રાજાની ત્રીજોરીમાંથી તથા દિલ્હી ને **અયોધ્યાના** સઘળા માતબર લોકો અને અમીરો પાસેથી પુષ્કળ પૈસો ઇરાન લઇ ગયો. **શાહને** એટલો બધો પૈસો મળ્યો કે તેની શી વ્યવસ્થા કરવી તે તેને સૂઝયું નહિ. તેણે દરેક સિપાઈને ત્રણ મહીનાના પગાર જેટલી રકમ બક્ષીસ આપી અને ઇરાનના લોકો પાસેથી એક વર્ષ સુધી કોઈ પણ જાતનો કર લીધો નહિ.

૬. નાદિરશાહની ચડાઈથી મોગલ રાજ્ય છેક પડી ભાગ્યું. સુબેદારો અને નવાબોએ હવે દિલ્હી નજરાણાં મોકલવાનું બંધ કર્યું. મરાઠા વધારે જોર પર આવ્યા અને બંગાળા તથા દક્ષિણ હિંદમાં બધે ફરી ચોથ ઉઘરાવવા લાગ્યા. મરાઠા અંદર ન પેસી શકે માટે કલકત્તાના અંગ્રેજ વેપારીઓએ ગામની આસપાસ એક ખાઈ ખોદાવી. આ ખાઈનું નામ 'મરાઠા ખાઈ' પાડ્યું.

---

## ૫૦. અંગ્રેજ અને ફ્રેન્ચ વચ્ચેનો પહેલો વિગ્રહ

૧. ઇ. સ. ૧૭૪૪માં યુરોપમાં અંગ્રેજ અને ફ્રેન્ચ વચ્ચે લડાઈ જાગી, તેથી દુનિયામાં જ્યાં જ્યાં અંગ્રેજો ને ફ્રેન્ચ સાથે હતા ત્યાં બધે તેઓ એક બીજા સાથે લડવા લાગ્યા.

૨. હિંદમાં અંગ્રેજો શાન્તપણે વેપાર કરતા હતા અને તેમની લડાઈ કરવાની ખુશી નહોતી. મદ્રાસમાં માત્ર વેપારીઓ અને તેમના ગુમાસ્તા કે મહેતા રહેતા. મુખ્ય વેપારી ગવર્નર કહેવાતો. તેમની પાસે ફોર્ટ સેન્ટ જ્યૉર્જનું રક્ષણ કરવાને માત્ર થોડાક સિપાઈઓ હતા.

૩. પૉંડિચરીનો ફ્રેન્ચ ગવર્નર દુપ્લે નામે હતો. તે ઘણો ખટપટી હતો. લાંબી મુદ્દત થયાં તે હિંદમાં રહેતો હતો અને દેશીઓથી બરાબર વાકેફ થયો હતો. હિંદી વેપારથી થતો બધો નફો માત્ર ફ્રેન્ચ લોકોનેજ મળે માટે અંગ્રેજ તથા બીજા યુરોપી વેપારીઓને તે હિંદમાંથી હાંકી કાઢવા માગતો હતો, પણ માત્ર વેપારથીજ તે સંતુષ્ટ નહોતો; દક્ષિણ હિંદ જીતી તે મુલકમાં રાજ્ય કરવાની પણ તેની ઉમેદ હતી.

૪. ડુપ્લે પાસે ૪,૦૦૦ દેશી લડવૈયા હતા તે સિપાઈ કહેવાતા. તેઓ ફ્રેન્ચ અમલદારોના હાથ નીચે યુરોપી લશ્કરની કવાયત શીખી લડાઈ માટે કેળવાયા હતા. તેણે હવે એકદમ ફ્રાન્સથી વધારે માણસ મંગાવ્યાં, અને તે આવ્યાં કે તરત મદ્રાસ તરફ કૂચ કરી તે શહેર ઇ. સ. ૧૭૪૬માં જીતી લીધું.



ડુપ્લે

૫. ત્યારપછી ફ્રેન્ચ લોકોએ ફોર્ટ સેન્ટ ડેવિડ લેવાનો પ્રયત્ન કર્યો, પણ તેવામાં અંગ્રેજોને ઇંગ્લંડથી લશ્કરની મદદ આવી પહોંચી તેથી તેમણે ફ્રેન્ચને ત્રણ વખત હરાવી પાછા કાઢ્યા. મેજર લૉરેન્સ નામનો બહાદુર અંગ્રેજ સરદાર લશ્કર લઈને ઇંગ્લંડથી આવ્યો અને અંગ્રેજોએ હવે પોતાનો વખત આવે, પૉંડિચરી લેવાનો પ્રયત્ન કર્યો, પણ ફાવ્યા નહિ.

૬. ઇ. સ. ૧૭૪૮માં યુરોપમાં ફ્રેન્ચ અને અંગ્રેજ પ્રજા વચ્ચે સલાહ થઈ, તેથી તેમને હિંદમાં લડતાં બંધ થવું પડ્યું. મદ્રાસ અંગ્રેજોને પાછું મળ્યું અને ત્યારપછીનાં આઠ વર્ષ એટલે ઇ. સ. ૧૭૫૬ સુધી અંગ્રેજ અને ફ્રેન્ચ વચ્ચે નામની સલાહ રહી.

---

# ૫૧. કલાઇવ હિંદમાં અંગ્રેજી રાજ્ય સ્થાપનાર અને આર્કટનો ઘેરો

૧. અંગ્રેજ અને ફ્રેન્ચ વચ્ચે લડાઈ જાગી તેજ વર્ષમાં એક ગરીબ છોકરો કંપનિની નોકરીમાં લખવાના કામ પર મદ્રાસ આવ્યો. તેની ઉમ્મર માત્ર ૧૯ વર્ષની હતી. તેની પાસે પૈસોટકો નહોતો, તેમજ તેને મદદ કરે એવા ભાઇબંધ દોસ્તદાર પણ નહોતા. તે ઘણા થોડા વખતમાં મોટો સેનાધિપતિ બન્યો. આજ સુધી થઈ ગયલા પ્રખ્યાત અંગ્રેજોમાં તેની ગણુતરી થાય છે. તેનું નામ રૉબર્ટ કલાઇવ હતું.


રૉબર્ટ કલાઇવ

૨. જ્યારે ફ્રેન્ચ લોકોએ મદ્રાસ લીધું ત્યારે કલાઇવ દેશીનો વેશ ધારણ કરી ફોર્ટ સેન્ટ ડેવિડ નાસી ગયો. ફ્રેન્ચોએ આ કિલ્લો લેવાને ત્રણ વખત પ્રયત્ન કર્યા, પણ મેજર લૉરેન્સે તેનો બહાદુરીથી બચાવ કર્યો. અહિં કલાઇવે પહેલવહેલો લડાઈમાં ભાગ લીધો. તે એવી સારી રીતે લડ્યો કે ગવર્નરે તેને લખવાનું કામ મુકાવી દઈ લશ્કરમાં એન્સાઇનની (નિશાન ઉંચકનાર સનંદી અમલદારની) જગા આપી.

૩. દેશી સિપાઇઓ કલાઇવની સરદારી નીચે જ્યાં મોકલવામાં આવે ત્યાં જતા અને જે કામ સોંપવામાં આવે તે કરતા. તેમણે તેને સાબિતજંગ (સાબિત=દઢ, જંગ=લડાઈ) નામ આપ્યું, અને આ નામથી તે આખા હિંદુસ્તાનમાં ઓળખાવા લાગ્યો. આ નામ તેને

લાયક હતું, કારણ કે કલાઇવ ફક્ત બહાદુર હતો એટલુંજ નહિ પણ લડાઈ ખરેખર જામી હોય ત્યારે પણ ઠંડો અને શાન્ત જણાતો.

૪. ઇ. સ. ૧૭૪૮માં ઘરડો **નિઝામ-ઉલ-મુલ્ક** મરણ પામ્યો અને તેનો મોટો છોકરો **નાઝીરજંગ** દક્ષિણનો સુબેદાર થયો; પણ તેના ભત્રીજા **મુજફ્ફરજંગે** ગાદી માટે તેની સાથે લડવાનો નિશ્ચય કર્યો અને **પૉંડિચરી** જઈ ફ્રેન્ચની મદદ માગી. તેજ વખતે **ચંદાસાહેબ** નામના એક સરદારે **અન્વરૂદ્દીનની** જગાએ કર્ણાટકના નવાબ થવાનો પ્રયત્ન કરવાનું ધાર્યું. તેણે પણ **પૉંડિચરી** જઈ **દુપ્લેની** મદદ માગી.

૫. **દુપ્લેએ** તે બંનેને મદદ કરવાનું ખુશીથી કબૂલ કર્યું. તેને હવે જે જોઈતું હતું તે મળ્યું. તેણે **બુસી** નામના બહાદુર અમલદારની સરદારી નીચે તેમને મોટું લશ્કર આપ્યું અને ત્રણે લશ્કરે **આર્કટ** તરફ કૂચ કરી. તેઓ **અન્વરૂદ્દીન** પર તૂટી પડ્યા, તેને હરાવ્યો અને માર્યો, તથા **આર્કટ** લીધું. **અન્વરૂદ્દીનનો** દીકરો **મહમદઅલ્લી** નાસીને **ત્રિચિનોપલ્લીમાં** ભરાયો અને ત્યાં તેણે પોતાના બચાવ માટે તૈયારી કરી. પછી તે સંપીલાં લશ્કર દક્ષિણ તરફ ચાલ્યાં. **નાઝીરજંગ** પણ માર્યો ગયો ને **બુસી** ફત્તેહનો ઝુંડો ઉડાવતો **હૈદ્રાબાદ** ગયો.

૬. **દુપ્લેને** આ પ્રમાણે સંપૂર્ણ ફત્તેહ મળી. નવા **નિઝામે** ફ્રેન્ચ લોકોને પૂર્વ કિનારા પરનો 'ઉત્તર સરકાર' મુલક આપ્યો, અને **દુપ્લેને** 'કર્ણાટકના ગવર્નર'નો ખિતાબ આપી **ચંદાસાહેબને** તેના તાબામાં કર્ણાટકનો નવાબ નીમ્યો. **ચંદાસાહેબે** ફ્રેન્ચ લોકોને કર્ણાટકમાં કેટલીક જમીન તથા પુષ્કળ પૈસા આપ્યા.

૭. હવે **ચંદાસાહેબ** અને ફ્રેન્ચોએ **ત્રિચિનોપલ્લીને** ઘેરો ઘાલ્યો, તેથી **મહમદઅલ્લીએ** અંગ્રેજોની મદદ માગી.

૮. **ત્રિચિનોપલ્લીમાંથી** ફ્રેન્ચ લોકોને હાંકી મૂકવા માટે તેમજ પોતાના બે કિલ્લાનું રક્ષણ કરવા માટે જોઈએ તેટલું લશ્કર અંગ્રેજ ગવર્નર પાસે નહોતું, તેથી તેણે ખોરાક તથા હથિયાર સાથે એક નાનું લશ્કર **મહમદઅલ્લી** તરફ મોકલ્યું અને તેને લખી જણાવ્યું કે "છેવટ




કર્ણાટક.

કર્ણાટક

સુધી ટકી રહેજો, મદદ મોકલીશું." આ લશ્કરમાં એન્સાઇન ક્લાઇવને મોકલવામાં આવ્યો. ત્રિચિનોપલ્લીમાં પેસવા તથા ત્યાંથી બહાર નીકળવા માટે દુશ્મનો સાથે તે એવી બહાદુરીથી લડ્યો કે તેને કૅપ્ટન બનાવવામાં આવ્યો.

૯. જ્યારે ક્લાઇવ પાછો મદ્રાસ આવ્યો ત્યારે તેણે ગવર્નરને કહ્યું કે "મહમદઅલી એવો નબળો છે કે તેનાથી દુશ્મનો સામે ઝાઝી વાર ટકી શકાશે નહિ." વળી તેણે જણાવ્યું કે 'ફ્રેન્ચ લોકોનું થોડું લશ્કર ત્રિચિનોપલ્લીમાં છે, થોડું પૉંડિચરિમાં છે, અને કેટલુંક

દૂર હૈદ્રાબાદમાં બુસી સાથે છે. કર્ણાટકના મુખ્ય શહેર આર્કટનું રક્ષણ કરવાને બહુ થોડાં માણસ છે; માટે જો તે શહેર જીતી લેવામાં આવશે તો ચંદાસાહેબ ત્રિચિનોપલ્લી છોડી આર્કટ પાછું લેવા આવશે, અને મહમદઅલ્લી છૂટો થશે.' તેણે પોતે આર્કટ જીતી લેવાનું માથે લીધું.

૧૦. કૅપ્ટન કલાઇવની આ સલાહ એવી મઝેની હતી કે ગવર્નરે તે કબૂલ રાખી. તેનાથી ફક્ત ૨૦૦ અંગ્રેજ અને ૩૦૦ દેશી સિપાઈઓ કલાઇવને આપી શકાય તેમ હતું અને તે પણ બિનકેળવાયલા અને ઘણાખરા તો કદી લડાઈમાં નહિ ગયલા હતા; પરંતુ આવું લશ્કર પણ કલાઇવને માટે બસ હતું. મદ્રાસથી આર્કટ સુધીની ૭૦ માઇલની મુસાફરીમાં તેણે આ લશ્કરને દર રોજ કવાયત કરાવી કેળવ્યું. ૭ દિવસની મુસાફરી પછી તે આર્કટની ભાગોળે આવી પહોંચ્યો અને એક દરવાજે થઈ શહેરમાં પેઠો એટલે ચંદાસાહેબનું લશ્કર બીજે દરવાજે થઈ નાસી ગયું.

૧૧. પોતાનું મુખ્ય શહેર અંગ્રેજોએ જીતી લીધું એવી ચંદાસાહેબને ખબર મળી, એટલે તેણે પોતાના છોકરા રાજાસાહેબને ૧૦,૦૦૦ માણસોનું દેશી તથા થોડું ફ્રેન્ચ લશ્કર આપી આર્કટ પાછું લેવાને મોકલ્યો. આ પ્રમાણે કલાઇવના કહેવા મુજબ બન્યું. રાજાસાહેબના મોટાં લશ્કરે ૫૦ દિવસ સુધી કલાઇવ તથા તેનાં માણસોને આર્કટમાં ઘેર્યાં અને કિલ્લો લેવાને બને તેટલો પ્રયત્ન કર્યો, પણ તેમનું કંઈ વળ્યું નહિ.

૧૨. લગભગ બે મહીના વીતી ગયા પછી મદ્રાસના ગવર્નરે કલાઇવને વધુ માણસો મોકલ્યાં. આ માણસો આવે છે એવી ખબર રાજાસાહેબે સાંભળી એટલે તેણે કિલ્લો લેવાનો છેલ્લો પ્રયત્ન કર્યો, પણ ૪૦૦ માણસોની ખુવારી સાથે તેને પાછા હઠવું પડ્યું. આથી તે ઘણો નાસીપાસ થઈ ગયો અને આગળ કલાઇવ તથા તેના માણસો અને પાછળ મદ્રાસથી આવતું અંગ્રેજી લશ્કર એ બેની વચ્ચે સપડાઈ જવાની બીકથી પોતાનું રહ્યું તેટલું લશ્કર લઈને તેણે ચાલવા માંડ્યું.

૧૩. આ પ્રખ્યાત બનાવ ઇ. સ. ૧૭૫૨માં બન્યો. આ વખતથી દક્ષિણ હિંદમાં અંગ્રેજનો ઇતિહાસ બદલાયો. અંગ્રેજો હવે વધારે જોરાવર થતા ગયા અને ફ્રેન્ચ સત્તા નરમ પડતી ગઈ.

૧૪. ત્યારપછી મેજર લૉરેન્સ અને ક્લાઇવ ત્રિચિનોપલ્લી ગયા અને જબરી લડાઈ લડી ફ્રેન્ચોને હરાવી કેદ કર્યાં. ત્રિચિનોપલ્લી અંગ્રેજના હાથમાં આવ્યું અને તેમણે પોતાના મળતીઆ મહમદઅલ્લીને કર્ણાટકનો નવાબ બનાવ્યો. ચંદાસાહેબ નાસી તાંજોર ગયો ત્યાં તેને તે મુલકના મરાઠા રાજાએ મારી નાખ્યો.

૧૫. લડાઈમાં બહુ મહેનત પડ્યાથી ક્લાઇવની તબિયત બહુ બગડી, તેથી તે ઇંગ્લંડ ગયો. ઇંગ્લંડના રાજાએ તેને લશ્કરમાં કર્નલની પદવી આપી અને ઇસ્ટ ઇંડિઆ કંપનિએ ૫૦૦ પૌંડની કિમ્મતની હીરાજડિત મૂઠવાલી તલવાર ભેટ આપી. તે ધનવાન્ અને પ્રસિદ્ધ થયો અને અંગ્રેજ લોકોએ તેને "આર્કટનો વીર" એવું નામ આપ્યું.



મેજર લૉરેન્સ અને મહમદઅલ્લી

૧૬. અંગ્રેજ તથા ફ્રેન્ચ કંપનિઓએ હવે પોતાના માણસોને લડવાની સખત મના કરી. ડુપ્લેને ફ્રાન્સ બોલાવી લેવામાં આવ્યો અને અંગ્રેજ તથા ફ્રેન્ચ વચ્ચે સલાહ થઈ.

૧૭. કર્ણાટકના નવાબ મહમદઅલીના સંરક્ષણ માટે મેજર લૉરેન્સ અધિકારી હોવાથી તે પોતાની ગાદી પર કાયમ અને સુરક્ષિત થયો. હૈદ્રાબાદમાં બુસીની દેખરેખ હેઠળ ફ્રેન્ચોનું બળ ચાલુજ હતું અને નિઝામે તેને આપેલો ઉત્તર સરકાર પ્રાન્ત તેનાજ તાબામાં હતો. તેનું મુખ્ય શહેર મચ્છલીપટ્ટણ હતું અને તેમાં એક મજબૂત કિલ્લો પણ હતો.

---

## પ૨. કલકત્તાનું કારાગૃહ

### ઇ૦ સ૦ ૧૭પ૬

૧. ઇ. સ. ૧૭પ૬માં બંગાળાનો નવાબ અલીવર્દિખાન મરણ પામ્યો અને તેનો પૌત્ર સિરાજુદ્દોલ્લા (રાજ્યનો દીવો) ગાદીએ બેઠો. તે આશરે ૨૦ વર્ષનો તરુણ હતો અને રાજ્યમહેલમાં પૂર્ણ વૈભવમાં ઉછર્યો હતો. તેને બહારની દુનિયાનું કંઈ ભાન નહોતું. તે દયાવિનાનો, મૂર્ખ, ધાતકી, ને સ્વચ્છંદી હતો. અંગ્રેજોને તે ધિક્કારતો અને કલકત્તાની દોલત વિષે તેના સાંભળવામાં આવ્યું હતું, તેથી તે લૂટીને ધનવાન્ થવા માગતો.


સિરાજુદ્દોલ્લા




બંગાળા અને બહાર

૨. ગાદીએ બેઠો કે તરતજ તેણે અંગ્રેજો સાથે લડાઈ કરવાનાં છીંડાં ખોળ્યાં. ફ્રેન્ચ લોકો સાથે થોડા વખતમાં લડાઈ જાગશે એમ

અંગ્રેજ ગવર્નરના સાંભળવામાં આવ્યાથી, અને તેમ થશે તો ચંદ્રનગરના ફ્રેન્ચો ફોર્ટ વિલિઅમ પર હુમલો કરશે એવી બીક લાગવાથી ફોર્ટ વિલિઅમનો કિલ્લો થોડા વખત પર સમરાવ્યો હતો. નવાબે આ કિલ્લો તોડી પાડવાનો અંગ્રેજ ગવર્નરને હુકમ કર્યો. ગવર્નરે જવાબ આપ્યો કે "જો હું કિલ્લો તોડી પાડું તો ફ્રેન્ચ લોકોને કલકત્તા લેતાં વાર લાગે નહિ, તેથી હું તમારા હુકમ પ્રમાણે વર્તી શકતો નથી."

૩. આ જવાબ મળ્યો કે તરતજ તે જુવાન નવાબે ગુસ્સે થઈ ૫૦,૦૦૦ માણસના લશ્કર સાથે કલકત્તા પર હુમલો કર્યો. તે વખતે કિલ્લામાં માત્ર ૧૭૦ અંગ્રેજ સિપાઇઓ હતા. આમાંના થોડાજ કોઈ વખત લડાઈમાં ગયા હતા; વળી કલાઇવ જેવો કોઇ બહાદુર સરદાર તેમને દોરનાર નહોતો. તેમણે ચાર દિવસ સુધી બન્યો તેટલો બચાવ કર્યો. પછી ઘણાખરા સિવિલિયનો બૈરાં સાથે વહાણમાં બેસી જતા રહ્યા અને બાકીનાએ જીવિતદાનની શરતે કિલ્લો શરણે કર્યો.

૪. પછી નવાબ સુઈ ગયો. પહેરેગીરોએ એક નાની ઓરડી જેમાં પહેલાં એક માણસને કેદ રાખવામાં આવતો, તેમાં બધા મળીને ૧૪૬ કેદીઓ પૂર્યા. આ ઓરડીમાં એટલો બધો ઉકળાટ લાગતો તથા એટલું બધું અંધારૂં હતું કે તે બ્લૅકહોલને (કારાગૃહને) નામે ઓળખાતી. આટલાં બધાં માણસોને આવી એક નાની ઓરડીમાં પૂરવાથી બેશક તેઓ મોતને શરણ થયા વિના રહેજ નહિ. બિચારા કેદીઓ હવા નહિ મળવાથી એક પછી એક મરતા ગયા. તેમને જોઈને નવાબના ઘાતકી સિપાઈઓ ખુશ થયા.

૫. બીજે દહાડે સવારે કેદખાનાનું બારણું ઉઘાડવામાં આવ્યું, ત્યારે ફક્ત ૨૨ પુરુષ ને ૧ સ્ત્રી જીવતાં જણાયાં; બાકીનાં ૧૨૩ માણસો રાત્રે મરણ પામ્યાં હતાં. તેમની લાસને એક મોટા ખાડામાં ફેંકી દેવામાં આવી.

## ૫૩. પ્લાસીનું યુદ્ધ

**ઈ૦ સ૦ ૧૭૫૭**

૧. ઈ. સ. ૧૭૫૬માં યુરોપમાં ફ્રેન્ચ અને અંગ્રેજ વચ્ચે ફરીથી લડાઈ જાગી. આ લડાઈ શરૂ થતા પહેલાં થોડા વખત પર ઇસ્ટ ઈન્ડિઆ કંપનિએ કૅપ્ટન ક્લાઇવને તેની તબિયત સારી પેઠે સુધરવાથી હિંદના લશ્કરની સરદારી આપીને મોકલ્યો હતો. કલકત્તા ખોયાની ખબર મદ્રાસ પહોંચી તે પહેલાં થોડાજ વખત પર તે ત્યાં આવી પહોંચ્યો હતો.

૨. મદ્રાસના અંગ્રેજો કલકત્તાના માઠા સમાચાર સાંભળીને ઘણા દિલગીર થયા તથા ગુસ્સે ભરાયા. તેમણે કલકત્તા પાછું લેવાનો તથા પોતાના દેશી ભાઇઓના ખૂનનું વેર વાળવાનો નિશ્ચય કર્યો. કર્નલ ક્લાઇવને લશ્કર લઈ જમીનમાર્ગે અને વૉટસનને નૌકાસૈન્ય લઈ દરિયાઈ માર્ગે મોકલવામાં આવ્યા. તેમને કલકત્તે આવી પહોંચતાં ત્રણ મહીના લાગ્યા. ત્યાં આવીને તેમણે ફૉર્ટ વિલિઅમ એક પણ માણસની ખુવારી સિવાય લીધું. ત્યારપછી તેઓ હુગલી ગયા અને તે શહેર પણ લીધું.

૩. સિરાજુદ્દૌલ્લા હવે ગભરાયો. તેણે અંગ્રેજ કેદીઓને છોડી મૂકયા અને સલાહ માટે કહેણ મોકલ્યું. તેણે અંગ્રેજોને થયલા સઘળા નુકસાનનો બદલો આપવાને કબૂલ કર્યું. પણ તેજ વખતે તેણે ચંદ્રનગરના ફ્રેન્ચોને મદદ માટે લખ્યું. નવાબ કેવી રીતે ઠગવા માગતો તે ક્લાઇવને તુરત માલમ પડ્યું. તેણે ચંદ્રનગર તરફ કૂચ કરી અને તે શહેર જીતી લીધું.

૪. સિરાજુદ્દૌલ્લાને ગાદીએ બેઠાને એક વર્ષ પણ થયું નહોતું; એટલામાં તો તેના ખરાબ અમલથી અને રૈયત તરફની

ઘાતકી વર્તણુકથી લોકો છેક કંટાળ્યા હતા અને તેનું કાસળ કાઢવા માગતા. તેના કેટલાક મુખ્ય અમલદારોએ તેને પદભ્રષ્ટ કરી તેના સરદાર **મીરજાફર**ને ગાદીએ બેસાડવાનું કાવતરૂં રચ્યું. **મીરજાફરે** કર્નલ કલાઇવની મદદ માગી અને **અંગ્રેજો** નવાબ પર હુમલો કરે તો જબરૂં લશ્કર લઈ તેમણે મળી જવાનું કબૂલ કર્યું.

૫. આ ઉપરથી કર્નલ કલાઇવ પોતાનું લશ્કર લઈ ઉત્તર તરફથી ગયો. **સિરાજુદ્દૌલ્લાએ** કલકત્તા અને મુરશિદાબાદની વચ્ચે આવેલા **પ્લાસી** ગામ આગળ છાવણી નાખી હતી. તેની પાસે ૫૦,૦૦૦ પાયદળ, ૧૮,૦૦૦ ઘોડેસવાર, ૫૦ તોપો, અને થોડા ફ્રેન્ચ લડવૈયા હતા. કલાઇવ પાસે ૧,૮૦૦ **અંગ્રેજ** લડવૈયા, ૨,૦૦૦ દેશી સિપાઈઓ, અને ૧૦ હલકી તોપો હતી. ઇ. સ. ૧૭૫૭ના જૂન મહીનાની ૨૩મી તારીખે લડાઈ થઈ. **મીરજાફર** પોતાની કબુલાત મુજબ **અંગ્રેજો**ને મળી ગયો નહિ. કયો પક્ષ જીતે છે તે તેણે બાજુએ રહી જોયા કર્યું. આખો દિવસ **અંગ્રેજોએ** દુશ્મનો ઉપર તોપોનો માર ચલાવ્યો અને ત્રણ વાગે તેમાંના ઘણા મરાયલા જોઈ કલાઇવે પોતાના લશ્કરને ધસારો કરવાની આજ્ઞા આપી. નવાબ નાઠો, તેનાં લશ્કરમાં પણ નાસભાગ થઈ, અને **અંગ્રેજો**ને જય મળ્યો.



મીરજાફર

૬. **સિરાજુદ્દૌલ્લા** નાઠો, પણ એક માણસનું નાક તેણે કાપી નાખ્યું હતું તેના હાથમાં તે આવ્યો. તે તેને **મીરજાફર**ના છોકરા **મિરાન** પાસે લઈ ગયો. ત્યાં તેને મારી નાખવામાં આવ્યો. **અંગ્રેજોએ** કરેલી મદદના બદલામાં નવા નવાબે તેમને થયલા સઘળા નુકસાનનો બદલો આપ્યો, અને કલાઇવ તથા બીજા **અંગ્રેજ** અમલદારોને ભેટ

આપી. તેણે ઇસ્ટ ઇન્ડિઆ કંપનિને કલકત્તાની આસપાસનાં ૨૪ પરગણાનો મુલક આપ્યો અને એ વર્ષ પછી કંપનિ તરફથી આ જમીનને પેટે જે રકમ નવાબને ભરવી પડતી તે કલાઇવને બક્ષીસ કરી. આ બક્ષીસથી કલાઇવ ઘણો ધનવાન્ થયો. તે કલાઇવની જાગીર કહેવાઇ. કલાઇવ જીવ્યો ત્યાંસુધી આ જાગીરનો હક તેને આપ્યો. અંગ્રેજોને હિંદમાં પ્રથમ આ મુલક મળ્યો. તે પાછળથી વધીને બંગાળા ઇલાકો થયો.



મિરાન

---

# ૫૪. ફ્રેન્ચ લોકોની છેલ્લી હાર

## ઇ૦ સ૦ ૧૭૫૬થી ૧૭૬૩ સુધી

૧. ઇ. સ. ૧૭૫૬થી ૧૭૬૩ સુધી યુરોપની કેટલીક પ્રજાઓ વચ્ચે યુદ્ધ ચાલ્યું તે 'સાત વર્ષની લડાઇ' એ નામે પ્રસિદ્ધ છે. આ ઝગડામાં અંગ્રેજો ફ્રેન્ચની સામે લડાઇમાં ઉતર્યા.

૨. આ યુદ્ધ શરૂ થયું ત્યારે કલાઇવ લગભગ બધા અંગ્રેજ લશ્કર સાથે બંગાળામાં હતો. તેણે એકદમ ચંદ્રનગર લીધું તેથી ઉત્તર હિંદમાં ફ્રેન્ચ લોકોનું એક પણ થાણું રહ્યું નહિ. દક્ષિણ હિંદમાં જે અંગ્રેજ લશ્કર હતું તેનાથી પૉંડિચેરી જીતી શકાય તેમ નહોતું, અને ફ્રેન્ચ લશ્કરથી મદ્રાસ જીતાય તેમ નહોતું, તેથી બે વર્ષ સુધી બન્ને એક બીજાને છેડી શક્યા નહિ.

૩. પણ ઇ. સ. ૧૭૫૮માં ફ્રેન્ચ લોકોનું મોટું લશ્કર કાઉંટ લાલીની સરદારી નીચે આવી પહોંચ્યું. અંગ્રેજોને દેશમાંથી હાંકી કાઢવાનો તેને હુકમ મળ્યો હતો, તેથી જે રાત્રે તે કિનારે ઉતર્યો તેજ રાત્રે તેણે ફ્રૉર્ટ સેંટ ડેવિડ તરફ કૂચ કરી અને તે સહેલથી લીધું. તેણે કિલ્લાનો નાશ કર્યો, તે ત્યારપછી ફરીથી બંધાયો નહિ.

૪. ત્યારપછી લાલીએ બુસીને દક્ષિણમાંથી પોતાના સઘળાં લશ્કર સાથે આવી મળવાનો હુકમ કર્યો અને મદ્રાસ પર હુમલો કર્યો; પણ મેજર લૉરેન્સે છ મહીના સુધી મદ્રાસનો બહાદુરીથી બચાવ કીધો, એટલામાં ઇંગ્લંડથી એક નૌકાસૈન્ય આવી પહોંચ્યું. લાલીના ફ્રેન્ચ લશ્કરને હાંકી કાઢવામાં આવ્યું. અંગ્રેજ સરદાર કર્નલ કૂટ તેની પાછળ પડ્યો અને ઇ. સ. ૧૭૬૦માં મદ્રાસ તથા પૉંડિચરી વચ્ચે વૉંડિવૉશ આગળ તેને ભારે હાર ખવડાવી. હિંદમાં અંગ્રેજ અને ફ્રેન્ચ વચ્ચે થયલી લડાઇઓમાં આ મોટામાં મોટી હતી. કર્નલ કૂટ પછીથી પૉંડિચરી ગયો અને ઇ. સ. ૧૭૬૧માં ફ્રેન્ચ લોકો પાસેથી તે શહેર લીધું.



સર આયર કૂટ

૫. કર્ણાટકમાં આ પ્રમાણે ચાલતું હતું તે વખતે કલાઇવે કલકત્તેથી કર્નલ ફ્રૉર્ડની સરદારી નીચે પોતાનાથી બની શકે તેટલાં માણસો ઉત્તર સરકારના મુલકમાં મોકલ્યાં. ત્યાં ફ્રેન્ચ લશ્કર અંગ્રેજ લશ્કર કરતાં ઘણું મોટું હતું અને હૈદ્રાબાદનો નિઝામ પોતાના લશ્કર સાથે તેમની મદદમાં હતો; પણ કર્નલ ફ્રૉર્ડ કલાઇવના હાથ નીચે કેળવાયલો, બહાદુર, અને હોંશિયાર અમલદાર હતો. તેણે ફ્રેન્ચોને ઠામ ઠામ હરાવ્યા, અને તેમના મુખ્ય શહેર મચ્છલીપટ્ટણ પર છાપો મારી તે લીધું. આ વખતે ફ્રૉર્ડ પાસે

જેટલાં પોતાનાં માણસ હતાં તે કરતાં ફ્રેન્ચ કેદીઓની સંખ્યા ઘણી વધારે આવી. ઉત્તર સરકાર પ્રાંત આ પ્રમાણે અંગ્રેજોના હાથમાં ઇ. સ. ૧૭૫૯માં આવ્યો અને ત્યારથી તેમના તાબામાં છે. મદ્રાસ ઇલાકાના મુલકની આવી રીતે શરૂઆત થઈ.

ઇ. સ. ૧૭૬૩માં સાત વર્ષની લડાઈનો અંત આવ્યો અને અંગ્રેજ તથા ફ્રેન્ચ વચ્ચે સલાહ થઈ; તેથી પૉંડિચરી અને ચંદનગર વેપારના મથક તરીકે ફ્રેન્ચને પાછા આપવામાં આવ્યાં. આ પ્રમાણે ઇ. સ. ૧૭૪૪માં શરૂ થયલા લાંબા વીસ વર્ષના ઝઘડાનો અંત આવ્યો. આ યુદ્ધની શરૂઆત પહેલવહેલી ફ્રેન્ચ લોકોએ મદ્રાસ પર હુમલો કરીને કરી હતી અને તેનું છેવટે પરિણામ એ થયું કે અંગ્રેજોને વિશાળ મુલક મળ્યો અને દક્ષિણ હિંદમાં તે સૌથી વધારે જોરાવર બન્યા.

---

## ૫૫. મીરજાફરનો અમલ

### ઇ૦ સ૦ ૧૭૫૮થી ૧૭૬૧ સુધી

૧. દિલ્હીનો પાદશાહ હજી ઉત્તર હિંદના બધા મુલકમાં ધણીપણાનો હક કરતો. તેની રજા સિવાય કલાઇવે મીરજાફરને ગાદીએ બેસાડ્યો હતો; વળી મીરજાફરે પહેલાંના નવાબોની પેઠે તેને નજરાણું પણ મોકલ્યું નહોતું, તેથી પાદશાહના કુંવરે લશ્કર લઈ બંગાળા પર ચડાઈ કરી અને અયોધ્યાનો નવાબ શુજાઉદ્દોલ્લા તેની મદદે આવ્યો.

૨. મીરજાફર બહુ ગભરાયો અને પૈસા આપી તેમને પાછા કાઢવાનો તેણે વિચાર કર્યો; પણ "હું મદદે આવું છું માટે હિમ્મત રાખો," એમ કલાઇવે તેને કહેવડાવ્યું. અંગ્રેજ કર્નલ સાબિત-

જંગ (લડાઈમાં દઢ) તેમની સામે લડવા આવે છે એવું અયોધ્યાના નવાબે સાંભળ્યું એટલે તે બને તેટલી ઝડપથી નાસીને પાછો ગયો અને શાહજાદાને મદદ કરનાર કોઈ રહ્યું નહિ, તેથી તે કલાઇવને શરણ થયો. કલાઇવે તેના પર મહેરબાની બતાવી પાંચસેં સોનામહોર ભેટ આપી દિલ્હી પાછા જવાની સલાહ આપી અને તે મુજબ તે વર્ત્યો.

૩. **મીર**જાફરે ડહાપણથી અને સારી રીતે રાજ્ય કર્યું હોત તો તે ગાદી પર સહીસલામત અને શાન્તિમાં રહી શકત, પણ પોતે રાજ્ય કરવાને તદ્દન નાલાયક છે એમ તેણે થોડા વખતમાં બતાવી આપ્યું. તે અફીણીઓ હતો અને મોજમઝામાં પોતાનો બધો વખત તથા બહુ પૈસા ગુમાવતો.

૪. પોતાના લશ્કરનો પગાર આપવા માટે તેની પાસે પૈસા નહિ હોવાથી તેણે બંગાળાના હિંદુ શરાફોને લૂટવાનો પ્રયત્ન કર્યો અને કલાઇવે તેને તેમ કરતાં અટકાવ્યો ત્યારે ગુસ્સે થયો તથા અંગ્રેજોને બંગાળામાંથી હાંકી મૂકવા માટે તેણે ચિન્સુરાના વલંદાની મદદ માગી. યુરોપમાં અંગ્રેજો અને વલંદા વચ્ચે સલાહ હતી તેથી ચિન્સુરાના વલંદા અંગ્રેજો સાથે લડાઈમાં ઉતરે એ વાજબી નહોતું. પણ અંગ્રેજ વેપારીઓની અને તેમના વેપારની વલંદા અદેખાઈ કરતા, તેથી તેમણે વગર વિચારે અંગ્રેજ પર હુમલો કરવાનું કબૂલ કર્યું. તેમણે પોતાના સંસ્થાન જાવામાંથી લશ્કર મંગાવ્યું. થોડા વખતમાં તેમનાં સાત મોટાં વહાણ લશ્કર સાથે હુગલીના મુખ આગળ આવી પહોંચ્યાં ને ચિન્સુરા તરફ જવા લાગ્યાં. તેમણે રસ્તામાં અંગ્રેજનાં કેટલાંક વહાણ કબજે કર્યાં અને તેમની જે વખારો નદીકાંઠે જોવામાં આવી તે બાળી મૂકી.

૫. કર્નલ ફોર્ડ આ વખતે ઉત્તર સરકાર પ્રાંતમાંથી પાછો આવ્યો હતો. તેને કર્નલ કલાઇવે ચિન્સુરા પર મોકલ્યો અને એક બીજા અમલદારને વલંદાનાં વહાણો પર હુમલો કરવાને

મોકલ્યો. ચિન્સુરામાં વલંદા લશ્કર હાર્યું અને તેમનાં વહાણો કબજે કરવામાં આવ્યાં. પછી તેમણે સલાહ માટે કહેણ મોકલ્યું. અંગ્રેજોએ વલંદાને ચિન્સુરા વેપારના મથક તરીકે રાખવા દીધું, પણ ત્યાં લશ્કર નહિ રાખવાની કબુલાત લીધી. મીરજાફરને મારી આપી ઇ. સ. ૧૭૬૦માં કલાઇવ ઇંગ્લંડ ગયો.

---

## ૫૬. મીરકાસમ

### ઇ૦ સ૦ ૧૭૬૧થી ૧૭૬૫ સુધી

૧. કલાઇવે હિંદુસ્તાન છોડ્યું ત્યારપછી તરતજ દિલ્હીનો શાહજાદો, જે હવે 'શાહઆલમ બીજો' એ નામ ધારણ કરી પાદશાહ થયો હતો, તેણે અયોધ્યાના નવાબને લઇ એક વખત ફરીથી બંગાળા પર ચડાઈ કરી.

૨. અંગ્રેજ ગવર્નરે દુશ્મનોને હાંકી મૂકવા કૅપ્ટન નૉકસની સરદારી નીચે એક નાનું લશ્કર મોકલ્યું. પટણા આગળ તેને દુશ્મનો મળ્યા અને શહેરની નજીક લડાઈ ચાલી. નૉકસ અને તેનાં માણસોએ શાહઆલમ તથા શુજાઉદ્દૌલ્લાને હરાવ્યા અને અયોધ્યા તરફ પાછા હાંકી કાઢ્યા.


મીરકાસમ

૩. હવે મીરજાફર બંગાળામાં રાજ્ય કરી શકશે નહિ એમ સ્પષ્ટ જણાવાથી, કલકત્તાના

ગવર્નરે તેને પદભ્રષ્ટ કર્યો અને તેના જમાઈ **મીર**કાસમને ગાદીએ બેસાડ્યો; કેમકે તેને એવી આશા હતી કે તે સારી રીતે રાજ્ય ચલાવી પોતાના દેશનું રક્ષણ કરશે. **મીર**કાસમે પોતાને ગાદીએ બેસાડ્યો તેના બદલામાં **બર**દ્વાન, **ચિ**તાગાંગ, અને **મે**દનાપુર, એ ત્રણ પરગણાં એટલે **બં**ગાળાનો આશરે ત્રીજો ભાગ આપ્યો.

૪. **મીર**કાસમે શરૂઆતમાં સારી રીતે રાજ્ય કર્યું. તેણે **મીર**જાફરનું સઘળું દેવું પતાવ્યું અને તે દેશમાં સારો બંદોબસ્ત રાખ્યો. **મીર**જાફરની માફક માત્ર નવાબ કહેવડાવવાની તેની ઇચ્છા નહોતી, પણ આગલા નવાબોની માફક તે મરજી મુજબ વર્તવા માગતો. બેત્રણ વર્ષ સુધી તેણે કેટલાક ફ્રેન્ચોને નોકરીમાં રાખી તેમની મદદથી પોતાનું લશ્કર કેળવવા સખ્ત મહેનત કરી. ત્યારપછી તેણે પોતાને ગાદીએ બેસાડનાર **અંગ્રેજો**ના અંકુશમાંથી છૂટા થવાનો અને તેમને દેશમાંથી હાંકી કાઢવાના પ્રયત્ન કરવાનો વિચાર કર્યો. **અંગ્રેજો**ની નજીક રહેવાનું ઠીક નહિ લાગવાથી તેણે પોતાની રાજધાની કલકત્તેથી ૧૦૦ માઇલ દૂર **મોં**ગીરમાં રાખી અને લડવા જેટલી પોતાનામાં શક્તિ આવી છે એમ તેને લાગ્યું ત્યારે તે **અંગ્રેજો** પર હુમલો કરવાનું બહાનું ખોળવા લાગ્યો.

૫. કજીઆનું કારણ થોડા વખતમાં ઉત્પન્ન થયું. **પ્લાસી**ની લડાઈ પછી **મીર**જાફરે કંપનિના નોકરોને પોતાનો ખાનગી માલ પણ દાણ વિના લાવવા લઈ જવાની રજા આપી હતી. થોડા વખત પછી દેશી વેપારીઓ, કંપનિના નોકરોને તથા મહેતાને પૈસા આપી તેમને નામે પોતાનો માલ દાણ આપ્યા વગર લઈ જવા લાગ્યા. **મીર**કાસમે આ બંધ કરવાનો પ્રયત્ન કર્યો પણ તેમાં કંઈ વળ્યું નહિ. ત્યારે તેણે બધા માલ પર દાણ માફ કર્યું; તેથી કોઈ પણ માણસ દાણ આપ્યા વિના વેપાર કરી શકે. કંપનિના નોકરોને આ ગમ્યું નહિ; કારણ કે તેઓ પોતે દાણ આપવા માગતા નહિ, પરંતુ બીજાઓ પાસેથી તે લેવામાં આવે એમ ઇચ્છતા.

૬. આ જગાએ યાદ રાખવું જોઈએ કે ઇસ્ટ ઇન્ડિઆ કંપનિએ એક વેપારી મંડળ હતું અને પોતાના વેપારમાંથી નફો કાઢવો એજ તેમની મુખ્ય મતલબ હતી. પાંચ વર્ષ પહેલાં હિંદમાં તેમના તાબામાં કોઈ મુલક નહોતો અને મુલક મેળવવો એવી તેમની ઇચ્છા પણ નહોતી. ફકત પોતાના રક્ષણને માટે તેમણે હિંદમાં લશ્કર મોકલ્યું હતું. તેઓ પોતાના નોકરોને ઘણો હલકો પગાર આપતા. અંગ્રેજી કારકુનનો પગાર મહીને ૧૦ રૂપીઆ, આડતિયાનો ૨૦ રૂપીઆ હતો, વેપારીનો ૪૦ રૂપીઆ, અને ગવર્નરનો માત્ર ૪૦૦ રૂપીઆ હતો. આવા હલકા પગારથી અંગ્રેજો પરદેશમાં સારી રીતે રહી શકે નહિ, માટે પડતી ખોટ પૂરવાને કંપનિએ તેમને હિંદમાં ખાનગી વેપાર કરવાની રજા આપી હતી; પણ તેઓ ઇંગ્લંડ માલ મોકલી શકતા નહિ.

૭. મીરકાસમે લડાઈ માટે તૈયારી કરી. તેણે શાહઆલમ તથા શુજાઉદ્દૌલ્લાની મદદ મ અને ત્રણેએ પોતાના લશ્કર સાથે એકઠા થઈ અંગ્રેજોને હિંદમાંથી હાંકી કાઢવા એમ ઠરાવ્યું. તેણે પટણાના અંગ્રેજો જ્યાં જ્યાં જોવામાં આવે ત્યાં તેમને મારી નાખવાનો પોતાના અમલદારોને હુકમ કર્યો.


શુજાઉદ્દૌલ્લા

૮. કલકત્તાની અંગ્રેજ કાઉન્સિલે મીરજાફરને ફરીથી ગાદીએ બેસાડયો. મેજર ઍડમ્સ આશરે ૬૦૦ અંગ્રેજ અને ૧,૦૦૦ દેશી સિપાઈઓનું લશ્કર લઈ કલકત્તેથી નીકળ્યો. તેણે મીરકાસમના કેળવાયલા લશ્કરને ત્રણ જબરી રસાકસીવાળી લડાઈમાં હરાવ્યું અને પછી તેની રાજધાની મોંગીર તરફ ગયો.

૯. **મીર**કાસમ તેના આવતા સુધી થોભ્યો નહિ. તે **મોં**ગીર છોડી **પટણા** ગયો. અહિ તેણે **અંગ્રેજ** સરદારને કહેવડાવ્યું કે 'જો તમે **મોં**ગીર તરફ વધશો તો હું તમારા સઘળા કેદીઓને ઠાર કરીશ.' કેદીઓનો ઉપરિ મી૦ **એ**લીસ બહાદુર હતો. તેણે મરણની બીક નહિ રાખતાં **મે**જર **ઍ**ડમ્સને લખી જણાવ્યું કે 'અમારૂં જે થવાનું હશે તે થશે, પણ તમારે આવવું.'

૧૦. મેજર **ઍ**ડમ્સને એમ લાગ્યું કે **મીર**કાસમ હથિયાર વિનાના કેદીઓને મારી નાખવા જેટલું ઘાતકીપણું વાપરશે નહિ તેથી તે **મોં**ગીર ગયો અને તે શહેર કબજે કર્યું. જ્યારે આ ખબર **મીર**કાસમને પહોંચી ત્યારે તે ક્રોધે ભરાયો અને તેના હુકમથી સમરૂ નામના તેના એક નીચ **જ**ર્મન નોકરે કેટલાક સિપાઇઓની મદદથી સઘળા **અંગ્રેજ** કેદીઓને ઠાર કર્યા. કારાગૃહના ખૂનરેજી કૃત્ય કરતાં પણ આ કર્મ વધારે ઘોર હતું. એ '**પટણા**ની કતલ'ને નામે **પ્રસિદ્ધ છે.**

૧૧. ત્યારપછી **અંગ્રેજો**એ તરત **પટણા** લીધું. **મીર**કાસમ નાઠો અને **અયોધ્યા** જઈ **શાહઆલમ** તથા **શુજાઉદ્દૌલ્લા**ને મળ્યો. **મે**જર **મનરો અંગ્રેજ** લશ્કર લઈ ત્રણ મહીના આમ તેમ ફર્યો. પછી આ ત્રણ રાજાઓને **બ**કસાર આગળ ઇ. સ. ૧૭૬૪માં તે મળ્યો અને તેમને સખત હાર ખવડાવી. ઉત્તર **હિં**દમાં **અંગ્રેજો**ના શરૂઆતના ઇતિહાસમાં **પ્લા**સીની લડાઈ સૌથી વધારે પ્રસિદ્ધ છે અને માત્ર તેથીજ ઉતરતી, એટલે પ્રસિદ્ધિમાં બીજે નંબરે, **બ**કસારની લડાઈ છે. આ લડાઈમાં **અંગ્રેજો**એ દિલ્હીના **મો**ગલ પાદશાહને પહેલી અને છેલ્લી વાર હરાવીને નસાડ્યા અને **અંગ્રેજો** ઉત્તર **હિં**દમાં સૌથી વધારે જોરાવર બન્યા. કલાઇવે પહેલાં પોતાની તરફ કેવો દયાભાવ બતાવ્યો હતો તે યાદ લાવીને **શાહઆલમ** ફરીથી **અંગ્રેજો**ને શરણે આવ્યો. **શુજાઉદ્દૌલા** નાઠો અને નવું લશ્કર એકઠું કરી પાછો આવ્યો, પણ કોરા આગળ ફરીથી હાર્યો અને

શરણે આવ્યો. **મીર**કાસમ પોતે કરેલાં ઘોર કર્મોનું **અંગ્રેજો** વેર લેશે એ બીકથી નાઠો અને તેને વિષે ત્યારપછી વિશેષ સાંભળવામાં આવ્યું નહિ.

---

# ૫૭. લૉર્ડ કલાઇવ

## ઇ૦ સ૦ ૧૭૬૫થી ૧૭૬૭ સુધી

૧. **મીર**કાસમ સાથેની લડાઈ તથા **પટણા**ની કતલના સમાચાર ઇંગ્લંડમાં મળ્યા ત્યારે ઇસ્ટ ઇન્ડિઆ કંપનિએ કલાઇવને એક વખત ફરીથી **હિંદ** મોકલ્યો. ઇંગ્લંડના રાજાએ તેને લૉર્ડનો ખિતાબ આપ્યો હતો અને કંપનિએ તેને **બંગાળા**નો ગવર્નર તથા મુખ્ય સેનાધિપતિ બનાવી કુલ અખત્યાર આપ્યો. તે વખતે ઇંગ્લંડથી **હિંદ** આવતાં લગભગ એક વર્ષ લાગતું, તેથી સઘળી લડાઈ પતી ગયા પછી લૉર્ડ કલાઇવ આવી પહોંચ્યો.

૨. તે **અલ્લાહાબાદ** ગયો. ત્યાં **શાહઆલમ** અને **શુજાઉદ્દૌલા** **અંગ્રેજો**ની છાવણીમાં કોઈ પણ શરત કબૂલ કરવાને તૈયાર હતા, તેથી તેમની સાથે સલાહ કરવામાં આવી. આ સલાહ **અલ્લાહબાદ**ના કોલકરારને નામે ઓળખાય છે. આ સલાહથી કલાઇવે **શુજાઉ-દ્દૌલ્લા**ને તેનો **અયોધ્યા**નો મુલક પાછો આપ્યો, પણ તેની પાસે લડાઈનો સઘળો ખરચ આપવાનું કબૂલ કરાવ્યું. **શાહઆલમ**ને તેણે દુઆબ અથવા **જમના** અને **ગંગા** વચ્ચેનો ફળદ્રુપ પ્રદેશ આપ્યો. **મીર**કાસમનો **બંગાળા** અને **બહાર**નો મુલક કલાઇવે કંપનિને માટે રાખ્યો; પણ **શાહઆલમ**ને **મોગલ** પાદશાહ તરીકે દર વર્ષ ૨૫ લાખ રૂપીઆ આપવા કબૂલ કર્યા. આના બદલામાં **શાહઆલમે** કંપનિને **બંગાળા**, **બહાર**, અને **ઓઢિઆ**ની દીવાની એટલે સઘળા



શાહઆલમ કલાઇવને દીવાની બક્ષે છે.

કર ઉઘરાવવાનો હક આપ્યો, પણ એમાંનો ઓઢિઆ પ્રાંત મરાઠાના કબજામાં હતો તેથી અંગ્રેજો તે લાંબી મુદ્દત સુધી લઈ શક્યા નહિ.

૩. આ પહેલાં થોડા વખત પર મીરજાફર મરણ પામ્યો હતો. તેથી તેના છોકરા નિઝામુદ્દૌલ્લાને લૉર્ડ કલાઇવે કંપનિના તાબામાં રહી બંગાળા અને બહારના નવાબ તરીકે રાજ્ય કરવાને નીમ્યો.



નિઝામુદ્દૌલ્લા

દેશી અમલદારો રાખી કારભાર કરવો તથા કરવેરા ઉઘરાવી તમામ રકમ અંગ્રેજોને ભરવી એ કામ નવાબને કરવાનું હતું. અંગ્રેજોએ મુલકના વહિવટમાં બિલકુલ ભાગ લીધો નહિ, પણ તેનું રક્ષણ કરવાને લશ્કર રાખ્યું.




ક્લાઈવ પછીનું બ્રિટિશ હિંદ

ક્લાઇવ પછીનું બ્રિટિશ હિંદ

૪. લૉર્ડ ક્લાઇવે ત્યારપછી મુલકી નોકરી અને લશ્કરના વહિવટમાં સુધારો કર્યો. આ તેનું છેલ્લું કામ હતું. તેણે કંપનિના નોકરોને ખાનગી વેપાર કરવાની તથા દેશીઓ પાસેથી નજરાણાં લેવાની મના કરી, પણ તેની સાથે તેઓ વેપાર કર્યા વિના સારી રીતે રહી શકે માટે તેમને પહેલાં મળતો હતો તે કરતાં બમણો વધારે પગાર આપ્યો. લશ્કરને લાંબી મુદ્દત થયાં બમણું ભત્થું એટલે બેવડો પગાર મળતો હતો તે ક્લાઇવે બંધ કરી લશ્કરનો ખરચ ઘણો ઓછો કર્યો.

૫. જે કામ કરવાને પોતે આવ્યો હતો તે કામ પૂરૂં કરીને ક્લાઇવ પાછો ઇંગ્લંડ ગયો. તે ઘણો બહાદુર હતો, પણ શરીરે નબળો અને માંદલો રહેતો. હિંદની ગરમ હવા તથા સખત કામથી તેની તબિયત ઘણી હેરાન થઈ હતી. તેણે ૫૦ વર્ષની વયે પહોંચતાં પહેલાં ઇંગ્લંડમાં આપઘાત કરીને પોતાની જિંદગીનો અંત આણ્યો.

---

## ૫૮. અહમદશાહ અબદલ્લી

ઇ૦ સ૦ ૧૭૬૧

૧. નાદિરશાહના મરણ પછી અફગાનોએ ઇરાનની ધુંસરી કાઢી નાખી અને અહમદશાહ અબદલ્લી નામના એક સરદારને રાજા બનાવ્યો. આ અહમદશાહે મોગલ રાજ્યને નબળી સ્થિતિમાં જોઈને એક વખત ફરીથી હિંદુસ્તાન અફગાનોની સત્તા નીચે આણવાનો અને મોગલો પહેલાંના પઠાણ રાજાઓની માફક દિલ્હીમાં રાજ્ય કરવાનો વિચાર કર્યો.

૨. જે વર્ષમાં કર્નલ ક્લાઇવે આર્કટ જીતી લઈ તેનો બચાવ કર્યો, તેજ વર્ષમાં એટલે ઇ. સ. ૧૭૫૨માં અહમદશાહ અબદલ્લીએ

પ્રથમ પંજાબ તાબે કર્યું. પછીથી તેણે મહમદ ઘોરીની માફક લૂટફાટ કરવા તથા કતલ કરવા હિંદુસ્તાનમાં સવારીઓ કરી. વિકરાળ અફગાન ઘોડેસવારો ૭ વખત ખૈબરઘાટને માર્ગે થઈને કતલ કરતા, ઘરો બાળતા, અને લૂટફાટ કરતા ઉત્તર હિંદના મેદાનમાં આવ્યા. જ્યાં જ્યાં તેઓ આવ્યા ત્યાં ત્યાં તેમણે હિંદુ દેવળોનો નાશ કર્યો. તેને અપવિત્ર કરવાને અંદરના ભાગમાં તેણે ગાયોનો વધ કર્યો અને મરદો તથા બૈરાંછોકરાંને તે કેદી કરી લઈ ગયો.

૩. જ્યારે ત્રીજા પેશ્વા બાલાજી બાજીરાવે જાણ્યું કે અફગાનોના આવવાથી હવે ઉત્તર હિંદમાં ચોથ ઉઘરાવી શકાશે નહિ અને અહમદશાહ સઘળો ઉત્તર હિંદનો મુલક જીતી લેશે, ત્યારે તેણે તેને દેશમાંથી હાંકી કાઢવાનો જબરો પ્રયત્ન કરવાનો નિશ્ચય કર્યો. અહમદશાહ પોતાની રાજધાની કાબુલમાં થોડો વખત ગયો હતો તે દર્મિયાન પેશ્વાએ પોતાના ભાઈ રઘુનાથરાવને મરાઠાનું જબરૂં લશ્કર આપીને મોકલ્યો. રાઘુબાએ પશ્ચિમમાં પંજાબ તરફ કૂચ કરી અને લાહોર લીધું.

૪. અહમદશાહ આ ખબર સાંભળીને તરતજ જબરૂં લશ્કર લઈને પાછો આવ્યો. તેણે રાઘોબાને હાંકી કાઢ્યો અને દિલ્હી તરફ કૂચ કરી. હોલકર અને સિંધિઆ તેને માર્ગમાં રોકવા આવ્યા તેમને તેણે હરાવ્યા, તેથી તેઓ પોતાના દેશ માળવા તરફ પાછા નાઠા. પેશ્વાએ પછીથી જુદા જુદા મુલકના પોતાના સરદારોને લશ્કર એકઠું કરવા લખ્યું. વળી તેણે અફગાનોને હાંકી મૂકવાના જબરા પ્રયત્નમાં રજપૂતોની પણ મદદ માગી. ઘણાએ તેને મદદ કરી અને હિંદુ, મરાઠા, તથા રજપૂતોનું જબરૂં લશ્કર હિંદના રાજ્યનું રક્ષણ કરવા અફગાનો સાથે વડવા ચાલ્યું.

૫. બંને લશ્કર પાણિપતના મોટા મેદાનમાં સને ૧૭૬૧માં મળ્યાં. આ સ્થળે બાબરે ઇ. સ. ૧૫૨૬માં પોતાના તુર્ક અને અફગાન લડવૈયાની મદદથી ઈબ્રાહીમ લોદીના લશ્કરને હરાવી

નસાડ્યું હતું. હલકાં શસ્ત્રવાળા **મરાઠા** ઘોડેસવારોથી જબરાં હથિયાર-વાળા **અફગાન** ઘોડેસવારો સામે રણસંગ્રામમાં ટકી શકાય તેમ નહોતું. દક્ષિણનાં માણસો ઉત્તરના લોકોના જોસભેર હુમલા આગળ એક વાર ફરીથી કમજોર બની ગયાં. **મરાઠા** હાર્યા અને તેમનાં બે લાખ માણસો માર્યાં ગયાં.

૬. **પેશ્વા** આ ખેદદાયક સમાચાર સાંભળીને છેક નિરાશ થઈ ગયો અને મરણ પામ્યો. **અહમદશાહ** આ વખતે **દિલ્હી**ની ગાદીએ બેસી શક્યો હોત, પણ થોડો વખત પોતાને દેશ જઈ આવવું એ વધારે સારૂં છે એમ ધારીને તે **કાબુલ** ગયો.

૭. ૧૭૪૮ની સાલની માફક ૧૭૬૧ની સાલ પણ **હિંદ**ના ઇતિહાસમાં ઘણી પ્રસિદ્ધ છે. તે વર્ષમાં **પૉંડિચરી** જવાથી દક્ષિણ **હિંદ**માં **ફ્રેન્ચ** સત્તા પડી ભાંગી. **બુસીએ** **નિઝામ** **સલાબતજંગ**ને ટકાવી રાખ્યો હતો તેને મારી નાખીને **નિઝામઅલ્લી** નામનો નવો **નિઝામ** ગાદીએ બેઠો. **અહમદશાહ** **અબદલ્લી**ની સરદારી નીચે **અફગાનો**એ **પાણિપત**ના મેદાનમાં **મરાઠા**નો ઘાણ કાઢી નાખ્યો. ત્રીજો સત્તાવાન્ **પેશ્વા** મરણ પામ્યો અને નવા **પેશ્વા**ના હાથમાં **મરાઠા**ની આ મોટી હાર પછી બિલકુલ સત્તા રહી નહિ. તેજ વર્ષમાં **હૈદરઅલ્લી** **મ્હેસૂર**નો સુલતાન બન્યો. ઉત્તર **હિંદ**માં **મિરજાફર**ને આ વર્ષમાં પદભ્રષ્ટ કરી **મીરકાસમ**ને **બંગાળા**નો નવાબ બનાવ્યો. તેણે કંપનિને **બરદ્વાન**, **ચિતાગાંગ**, અને **મેદનીપુર**, એ ત્રણ પરગણાં એટલે **બંગાળા**ના મુલકનો લગભગ એક તૃતીયાંશ આપ્યો.

---

# ૫૯. મોગલ રાજ્યનો અંત

---

૧. ઇ. સ. ૧૭૪૮માં **અહમદશાહ** મરણ પામ્યો. કંઈ પણ સત્તા ધરાવતો આ છેલ્લો **મોગલ** પાદશાહ હતો, પણ તે તેની જુજ સત્તાનો પણ ઇ. સ. ૧૭૩૯માં **નાદિરશાહે** અંત આણ્યો હતો. તેના પછી બે પાદશાહોને ગાદીએ બેસાડવામાં આવ્યા, પણ તે માત્ર નામનાજ પાદશાહ હતા. આ બેમાંના પહેલાની આંખ ફોડી નાખવામાં આવી તથા બીજાને મારી નાખવામાં આવ્યો અને **અફગાન** તથા **મરાઠા**ના હાથમાં ઉત્તર **હિંદ**નું રાજ્ય ગયું. જે પાદશાહને મારી નાખવામાં આવ્યો તેનો શાહજાદો **અયોધ્યા**ના નવાબ **શુજાઉદ્દૌલ્લા** પાસે ગયો અને આપણે પહેલાં જણાવી ગયા છીએ તેમ તે બંનેએ **બંગાળા** પર હુમલો કર્યો, પણ **કલાઇવે** તેમને પાછા હાંકી કાઢ્યા.

૨. **પાણિપત**ની નાશકારક લડાઈ પછી શાહજાદો **શાહ-આલમ** નામ ધારણ કરી ગાદીએ બેઠો. તેણે **શુજાઉદ્દૌલ્લા**ને લઈને **બંગાળા** પર ફરીથી હુમલો કર્યો, પણ **મેજર કર્નાક** તેને ફરીથી હરાવ્યો. હવે તે **દિલ્હી** જતાં ડર્યો, તેથી **અયોધ્યા**માં રહ્યો.

૩. ત્રીજી વખત **શાહઆલમ** અને **શુજાઉદ્દૌલ્લાએ મીરકાસમ** સાથે **બંગાળા** પર ચડાઈ કરી, પણ ઇ. સ. ૧૭૬૪માં **બકસાર** આગળ તેઓએ સખત હાર ખાધી; અને બીજે વર્ષે **લૉર્ડ કલાઇવે અલ્લાહબાદ**ના કરાર કર્યા. આ કોલકરારથી **અંગ્રેજોએ શાહ-આલમ**ને પોષણને માટે ૨૫ લાખ રૂપીઆ આપવાનું અને **શાહ-આલમ**ને **અંગ્રેજ**ના રક્ષણ નીચે **અલ્લાહાબાદ**માં રહેવાનું કબૂલ કર્યું. હવે તે રાજ્ય સિવાય નામનો રાજા રહ્યો અને **દિલ્હી**ના મહાન્ **મોગલ** રાજ્યનો અંત આવ્યો.



શાહઆલમ કંપનિનું લશ્કર તપાસે છે.

૪. **પાણિપતની** લડાઈ પછી દશ વર્ષે **મરાઠા** પહેલાંની માફક જોર પર આવ્યા, પણ હવે તેમના પર **પેશ્વાનું** ઉપરિપણું નહોતું. **મરાઠા** સરદારોમાં **મહાદજી સિંધિઆ** સૌથી વધારે જોરાવર હતો. તેણે હવે મહારાજપદ ધારણ કર્યું અને રજપુતાનાના સઘળા રજપૂત રાજાઓ પાસેથી ચોથ લીધી. ત્યારપછી તે દિલ્હી ગયો અને **શાહઆલમને** અલ્લાહબાદ છોડી દિલ્હી જઈ ગાદીએ બેસવાનું કહ્યું. **અંગ્રેજ** ગવરનરની રજા સિવાય અને તેની મરજી વિરુદ્ધ **શાહઆલમે** તેમ કર્યું, તેથી **અંગ્રેજો** જે ૨૫ લાખનું વર્ષાસન તેને આપતા હતા તે તેમણે બંધ કર્યું.

૫. કેટલાંક વર્ષ સુધી **સિંધિઆએ શાહઆલમને** રાજકેદીની સ્થિતિમાં રાખ્યો અને તેને નામે જૂના દિલ્હીના રાજ્ય પર એટલે દિલ્હી અને આગ્રાની આસપાસના મુલક પર અમલ કર્યો.

પણ કેટલાંક વર્ષ પછી તેને પોતાના શહેર ગ્વાલિઅરમાં કામપ્રસંગે જવું પડ્યું. તેણે દિલ્હી છોડ્યું કે તરતજ રોહિલખંડનો એક **અફગાન** સરદાર દિલ્હી પર ચડી આવ્યો અને તેણે મહેલ લૂટી બિચારા ઘરડા **મોગલ** પાદશાહની આંખો ફોડી નાખી. **સિંધિઆએ** આ ખબર સાંભળી એટલે તે લશ્કર લઈને આવ્યો અને તેણે તે **અફગાન** સરદારને મારી નાખ્યો. પણ **શાહઆલમ**ની આંખ ગઈ તે તેનાથી આપી શકાઈ નહિ. વીસ વર્ષ પછી એટલે ઇ. સ. ૧૮૦૩માં **અંગ્રેજ** લશ્કરે દિલ્હી જીત્યું ત્યારે બુઢ્ઢા અને આંધળો **શાહઆલમ** **મરાઠા**ના કબજામાં કેદીની અવસ્થામાં જોવામાં આવ્યો. **અંગ્રેજોએ** તેને છૂટો કરી ભારે પેન્શન આપ્યું અને તેના જૂના મહેલમાં રહેવા દીધો.



શાહઆલમ બુઢ્ઢો અને આંધળો

---

# ૬૦. હૈદરઅલ્લી

---

## મ્હેસૂરનો ૧લો વિગ્રહ

---

### ઇ૦ સ૦ ૧૭૬૭થી ૧૭૬૯ સુધી

---

૧. **મહમદઅલ્લી** કર્ણાટકનો નવાબ થયો તે અરસામાં **હૈદરઅલ્લી** નામનો એક મુસલમાન સરદાર ધીમે ધીમે જાહેરમાં

આવવા લાગ્યો. તેનો જન્મ ઇ. સ. ૧૭૦૨માં થયો હતો. તે વાંચી-લખી જાણતો નહોતો, પણ બહાદુર અને હોશિયાર હતો. તેણે લૂટારા તરીકે જિંદગી શરૂ કરી.

૨. હૈદરે થોડા વખતમાં એક નાની ટૂકડી ઊભી કરી. આ ટૂકડીના માણસોને તે રોકડ પગાર આપતો નહિ, પણ લૂટમાંથી ભાગ આપતો. તેઓ ગામડાના લોકોનાં ઘેટાં, ઢોર, અનાજ, અથવા માલ ખેંચી લાવતા. તેમાંથી દરેક માણસને જે લૂટ તે લાવતો તેનો અર્ધ ભાગ મળતો અને બાકીનો તેમના સરદાર હૈદર પાસે રહેતો.

૩. થોડા વખત પછી હૈદર પાસે એટલાં બધાં માણસ થયાં અને તેનું જોર એટલું બધું વધ્યું કે મ્હૈસૂરના હિંદુ રાજાએ તેને નોકરીમાં રાખી તેના લશ્કર બદલ પગાર આપ્યો. તે ધનવાન્ અને બળવાન્ થતો ગયો અને આખરે મ્હૈસૂરના લશ્કરનો સેનાધિપતિ બન્યો. આ વખતે મ્હૈસૂરના જુવાન રાજા ને તેનો કાકો રાજપ્રતિનિધિ હતો, તેની સાથે તકરાર થઈ. હૈદરે રાજાનો પક્ષ લેવાનું ડોળ કર્યું. તેણે રાજપ્રતિનિધિને વશ કર્યો, પોતાના હાથમાં સઘળી સત્તા લીધી, અને જુવાન રાજાને કેદ કરી પોતે ગાદીએ બેઠો.



હૈદરઅલ્લી

૪. હૈદર કેટલો બધો જોર પર આવ્યો હતો અને કેટલો બધો હિમ્મતવાન બનતો જતો હતો, તે દક્ષિણ હિંદના બીજા મોટા રાજ્યાધિકારીઓએ જોયું, ત્યારે તેનું જોર વધતું જતું અટકાવવાની જરૂર છે એમ તેઓ સમજવા લાગ્યા. આ વખતે દક્ષિણ હિંદમાં નિઝામ, મરાઠા,

અને અંગ્રેજ એ ત્રણ સત્તા પ્રબળ હતી. હૈદર હજી લગી અંગ્રેજો સાથે લડાઈમાં ઉતર્યો નહતો, પણ કર્ણાટકનો નવાબ જે અંગ્રેજના રક્ષણ નીચે હતો તેનાં કેટલાંક શહેર અને કિલ્લા તેણે જીતી લીધાં હતાં. હવે જ્યારે અંગ્રેજના બીજા મળતીઆ નિઝામના મુલક પર તેણે ચડાઈ કરી, ત્યારે મદ્રાસના ગવર્નરે નિઝામ તથા મરાઠાને હૈદર સાથેની લડાઈમાં મદદ કરવાનું કબૂલ કર્યું અને મદદને માટે લશ્કર મોકલ્યું. અંગ્રેજનું લશ્કર નિઝામના લશ્કર સાથે મ્હૈસૂરમાં પેઠું અને બેંગલોર તાબે કર્યું.

૫. હૈદર ત્રણે દુશ્મનો સાથે એકી વખતે લડે એવો ગાંડો નહોતો. તેણે મરાઠાને ભારે રકમ આપીને પાછા કાઢ્યા.

૬. પછી તેણે નિઝામને લખી જણાવ્યું કે જો તમે મારા પક્ષમાં આવશો તો હું તમને આખો કર્ણાટક દેશ જીતી લેવામાં મદદ કરીશ. નિઝામે અધમ થઈ તે પ્રમાણે કબૂલ કર્યું અને અંગ્રેજ સેનાપતિ કર્નલ સ્મિથ તેને મદદ કરવાને ઠેઠ મદ્રાસથી આવ્યો હતો. બીજે દિવસે સવારે નિઝામનું લશ્કર હૈદરની સાથે મળી જઈ અંગ્રેજો પર હુમલો કરવાની તૈયારી કરતું જોઈને તે અજાયબ થયો.

૭. કર્નલ સ્મિથ બેંગલોર છોડી મદ્રાસ તરફ પાછો ફર્યો. હૈદર ૭૦ હજાર માણસનું લશ્કર લઈ તેની પૂઠે પડ્યો, અને અંગ્રેજ લશ્કર મ્હૈસૂરથી કર્ણાટકમાં જવાના ચંગામના માર્ગમાં થઈને કૂચ કરતું હતું ત્યારે તેના પર તૂટી પડ્યો. પણ તેને ઘણી ખુવારી સાથે પાછા હઠવું પડયું. ફરીથી તે કર્નલ સ્મિથની પૂઠે પડ્યો, પણ ત્રિનોમાલી આગળ મોટી લડાઈ થઈ તેમાં તેને સખત હાર ખાઈ નાસવું પડયું.

૮. નિઝામે પછી હૈદરને છોડી દઇ બને તેટલી ઝડપથી હૈદ્રાબાદ જઈ અંગ્રેજને સલાહનું કહેણ મોકલ્યું, તેથી તેની સાથે સલાહ કરવામાં આવી.

૯. હૈદર સાથેની લડાઈ બીજું એક વર્ષ ધીમે ધીમે ચાલી. આમ તેમ અંગ્રેજ લશ્કર રખડ્યું, પણ હૈદરને ફરીથી યુદ્ધનું જોખમ વહોરવાનું ઠીક લાગ્યું નહિ, આખરે એક મોટું લશ્કર લઈને તે બારોબાર મદ્રાસ તરફ જલદીથી ગયો અને તેણે ગવર્નરને સલાહ માટે પુછાવ્યું.




કર્ણાટક

૧૦. લડાઈ ચાલુ રાખવાને ગવર્નર પાસે પૈસા નહોતા; તે જાણતો હતો કે સઘળો નફો લડાઈમાં જાય છે એમ કંપનિને

જણાશે તો તે વાત તેમને પસંદ પડશે નહિ. વળી હૈદરે એકદમ જવાબ માંગ્યો એટલે બંગાળા અને મુંબઈના ગવર્નરની સલાહ પૂછવાનો પણ વખત તેને રહ્યો નહિ, તેથી તેણે સલાહ કરી. આ સલાહથી દરેક પક્ષે સઘળો જીતેલો મુલક પાછો આપવાનું અને બેમાંથી કોઈના પર દુશ્મન ચડી આવે તો એક બીજાને મદદ કરવાનું કબૂલ કર્યું.

---

## ૬૧. વૉરન હેસ્ટિંગ્સ, બંગાળાનો ગવર્નર

### ઈ૦ સ૦ ૧૭૭૨થી ૧૭૭૪ સુધી

૧. બંગાળામાં નિઝામુદ્દોલ્લાએ સારી રીતે અમલ કર્યો નહિ. તેના હાથ નીચે એક બંગાળાનો અને એક બહારનો એવા બે મદદનીશ રાખ્યા હતા. તેઓ કરવેરા ઉઘરાવતા અને ઉઘરાવેલી રકમ બંગાળાના ગવર્નરને મોકલતા અને ગવર્નર તેમને તથા તેમના નોકરોને પગાર આપતો. અફગાન તથા મરાઠાના હુમલાથી બંગાળાનું રક્ષણ કરવાને એક અંગ્રેજ લશ્કર રાખવામાં આવ્યું હતું.

૨. આ જાતની અર્ધી અંગ્રેજી અને અર્ધી દેશી રાજપદ્ધતિ સાત વર્ષ એટલે ઇ. સ. ૧૭૬૫થી ૧૭૭૨ સુધી ચાલી, પણ તે બિલકુલ ફત્તેહમંદ નીવડી નહિ. દેશી અમલદારોએ પોતાના કામમાં ગેરરીતિ ચલાવી. કોઈક દિવસ પોતાની નોકરી જશે એવો નવાબના નોકરોને ડર હતો, તેથી દરેક જણ બીજા બધાને છેતરીને બને તેટલી ઝડપથી પૈસાદાર થવાનો પ્રયત્ન કરતો. ન્યાયાધીશો બધે લાંચ લેતા. દરેક સરકારી અમલદાર પોતાના પગારથી સંતોષ નહિ થતાં

લોકો પાસેથી બની શકે તેટલા પૈસા કઢાવવા પ્રયત્ન કરતો. અમલદારો ઘણે ભાગે નવાબે નીમેલા મુસલમાન હતા.

૩. અધુરામાં પૂરો ઇ. સ. ૧૭૬૯–૭૦માં બંગાળામાં સખત દુકાળ પડ્યો, તેથી ત્યાંના ત્રીજા ભાગના લોકો મરી ગયા અને કંઈપણ અનાજ પાક્યું નહિ તેથી લોકો કર ભરી શક્યા નહિ.

૪. બંગાળામાં વ્યવસ્થા કરવાને કોઈ હોંશિયાર માણસની જરૂર હતી. ઇસ્ટ ઇન્ડિઆ કંપનિની નોકરીમાં આ વખતે તે કામને માટે જોઈએ તેવો એક માણસ હતો. આ માણસ તે વૉરન હેસ્ટિંગ્સ હતો. તે ઇ. સ. ૧૭૫૦માં કંપનિના ગુમાસ્તા તરીકે કલકત્તે આવ્યો હતો અને ચડતાં ચડતાં કંપનિના બધા નોકરનો ઉપરિ બન્યો હતો. તે ક્લાઇવનો એક ભરોસાદાર અમલદાર હતો અને હિંદ તથા હિંદના વતનીઓ સંબંધી બીજા કોઈ પણ માણસ કરતાં તેને વિશેષ માહિતી હતી.

૫. તેણે પહેલવહેલાં બંગાળામાં ક્લાઇવની દ્વિરાજપદ્ધતિ ચાલતી હતી તે બંધ કરી અને દેશી નવાબો અને નાયબ નવાબોને દૂર કરી અંગ્રેજ કલેક્ટરો રાખ્યા. આ કલેક્ટરો બંગાળા અને બહારના દરેક જિલ્લામાં નીમવામાં આવ્યા. તેઓ ન્યાયાધીશનું (જજનું) કામ પણ કરતા. તેમને મદદ કરવાને હિંદુ પંડિતો કે વિદ્વાનો અને મુસલમાન કાજી કે વ્યવહારશાસ્ત્ર જાણનાર રાખ્યા. આ પંડિતો અને કાજી તેમને હિંદુ અને મુસલમાન ધર્મશાસ્ત્ર સમજાવતા. જુદા કાયદાકાનુનો ઘડી કાઢવામાં આવ્યા, તેથી દરેક માણસ પોતે શી રીતે વર્તવું તે જાણવા લાગ્યો. ઘણા કર કાઢી નાખવામાં આવ્યા. મહેસૂલ ઉપજમાંથી દેશી અમલદારો ખાઈ જતા તે બંધ થયું તેથી બહુ વધી.

૬. શાહઆલમ અંગ્રેજોના રક્ષણ નીચે અલ્લાહાબાદમાં રહેતો હતો. તે આજ વર્ષમાં મરાઠા સરદાર સિંધિઆના બોલાવાથી ત્યાંથી નાસી દિલ્હી ગયો. પછી સિંધિઆએ શાહઆલમના નામથી તેનું

૨૫ લાખ રૂપીઆનું વર્ષાસન અંગ્રેજો પાસે માગ્યું, પણ ગવર્નર હેસ્ટિંગ્સે તે આપવાની ના પાડી. તેણે કહ્યું કે શાહઆલમ અંગ્રેજોને છોડીને ગયો તેથી તેનો હક તે પર રહ્યો નથી અને સિંધિઆને તે માગવાનો બિલકુલ હક નથી. આ પ્રમાણે કંપનિના ૨૫ લાખ રૂપીઆ બચ્યા.

૭. વળી શાહઆલમ નાસીને મરાઠાને મળી ગયો તેથી ગંગા અને જમના વચ્ચેનો દુઆબ કે અલ્લાહાબાદનો મુલક તેના તાબામાં હતો તે તેણે ખોયો. તે અયોધ્યાના નવાબ શુજાઉદ્દૌલ્લાને આપવામાં આવ્યો, તેથી નવાબે તેના બદલામાં ૫૦ લાખ રૂપીઆ કંપનિને આપ્યા.

૮. થોડા વખત પછી શુજાઉદ્દૌલ્લાએ રોહિલા પર ચડાઈ કરી. રોહિલા નામના અફગાન જાતના લોકો થોડાં વર્ષ પર અયોધ્યાના વાયવ્ય કોણમાં આવેલા રોહિલખંડ નામના નાના મુલકમાં વસ્યા હતા. તેઓ ધાતકી અને જંગલી હતા. હિંદુ રૈયત પર તેઓ જુલમ કરતા, અને અયોધ્યા નવાબને બહુ પજવતા. નવાબે રોહિલા સાથે લડવામાં અંગ્રેજ લશ્કરની મદદ હેસ્ટિંગ્સ પાસે માગી અને તે મદદના બદલામાં ૪૦ લાખ રૂપીઆ આપ્યા. અંગ્રેજ લશ્કરે રોહિલાને હરાવ્યા તથા નસાડ્યા અને દેશમાં બંદોબસ્ત કરવામાં આવ્યો. માજી રાજ્યકર્ત્તાના છોકરાને તે મુલકનો નવાબ બનાવવામાં આવ્યો. તેના વંશજો આજ પણ રામપોરના નવાબને નામે ઓળખાય છે. અફગાન સિપાઇઓ ત્યારપછી શાન્ત ખેડુત બન્યા.

## ૬૨. વૉરન હેસ્ટિંગ્સ

### ૧લો ગવર્નર-જનરલ

### ઇ૦ સ૦ ૧૭૭૪થી ૧૭૮૫ સુધી

૧. હેસ્ટિંગ્સને બંગાળાનો ગવર્નર નીમ્યો, ત્યારપછી બે વર્ષે ઇસ્ટ ઇંડિઆ કંપનિના રાજવહિવટમાં ભારે ફેરફાર કરવામાં આવ્યો. ઇંગ્લિશ રાજ્ય તરફથી રેગ્યુલેટિંગ ઍક્ટ નામનો કાયદો પસાર કરવામાં આવ્યો. આ કાયદાથી બંગાળાના ગવર્નરને આખા બ્રિટિશ હિંદનો ગવર્નર-જનરલ બનાવ્યો અને તેની નીમણુક કંપનિના હાથમાં નહિ રાખતાં ઇંગ્લંડના પ્રધાનના હાથમાં રાખી. કલકત્તામાં એક સદર અદાલત સ્થાપવામાં આવી. આ કોર્ટના ન્યાયાધીશોની નીમણુક પણ લંડનની સરકારે પોતાના હાથમાં રાખી.



વૉરન હેસ્ટિંગ્સ

૨. ગવર્નર-જનરલને મદદ કરવાને ચાર સભાસદોની એક કાઉન્સિલ નીમી અને તે સભાસદોની નીમણુક પણ ઇંગ્લંડની સરકારે પોતાના કાબુમાં રાખી.

૩. આજ સુધી ઇસ્ટ ઇંડિઆ કંપનિના વેપારીઓ પોતાને ફાવે તેમ વહીવટ કરતા. ઇંગ્લંડની સરકારે તેમાં હાથ ઘાલ્યો નહોતો; કારણ કે તેઓ વેપારનુંજ કામ કરતા. પણ હવે કંપનિની રાજસત્તા થઈ. તેના હાથમાં હિંદનો ઘણો મુલક આવ્યો અને તે દેશી રાજાઓ સાથે લડાઈ તથા સલાહ કરવા લાગી, તેથી ઇંગ્લંડની સરકારે તેના પર કંઈ કાબુ રાખવો એ વાજબી હતું.

૪. નવા કાયદામાં એક ઠરાવ એ હતો કે મદ્રાસ અને મુંબઈના ગવર્નરો, ગવર્નર-જનરલ અને તેની કાઉન્સિલના તાબામાં રહી કામ કરે, એટલે કે તેઓ ગવર્નર-જનરલ અને તેની કાઉન્સિલની સંમતિ સિવાય લડાઈ કે સલાહ કરી શકે નહિ. પહેલાં દરેક ગવર્નર પોતાને ફાવે તેવો કારભાર કરતો અને પોતાના મુલકને માટે જે લાભકારી હોય તેનોજ વિચાર કરતો; પરંતુ અંગ્રેજોને આખા હિંદમાં એક સરખા મિત્રો અને એકસરખા દુશ્મનો હોય એવી ગોઠવણ કરવાની જરૂર હતી.

૫. જ્યાંસુધી વૉરન હેસ્ટિંગ્સ એકલો (કાઉન્સિલની મદદ વિના) ગવર્નર હતો, ત્યાંસુધી તે સલાહશાંતિથી કામ કરી શક્યો. પણ કાઉન્સિલ નીમાયા પછી જે ચાર સભાસદોને નવા કાયદાથી નીમવામાં આવ્યા તેમાંના ત્રણ દરેક બાબતમાં તેની વિરુદ્ધ પડ્યા. હેસ્ટિંગ્સને દેશની પૂરેપૂરી માહિતી હતી, ત્યારે આ સભાસદો ઈંગ્લંડથી થોડા વખત પર આવેલા હોવાથી કંઈ જાણતા નહોતા. તેઓ પોતાનામાંના એક ફ્રાન્સિસની સલાહથી આડે માર્ગે દોરાયા. ફ્રાન્સિસ હેસ્ટિંગ્સની ઈર્ષ્યા કરતો અને તેને કઢાવી પોતે ગવર્નર–જનરલ થવા ઈચ્છતો.

૬. ફ્રાન્સિસે હિંદમાં આવ્યા પછી થોડા વખતમાં રાજા નંદકુમાર નામના એક બંગાળી બ્રાહ્મણ પાસે હેસ્ટિંગ્સ પર જૂઠાં તહોમત મૂકાવ્યાં. બંગાળાના દેશી રાજ્યવહીવટમંડળમાં નંદકુમાર સભ્ય હતો. તે વખતે કંઈ ગેરરીતિ ચલાવવાનું હેસ્ટિંગ્સે તેના પર તહોમત મૂક્યું હતું, તેથી નંદકુમારને હેસ્ટિંગ્સ પર દ્વેષ હતો. પણ નંદકુમાર પોતે ખોટો દસ્તાવેજ કરવાના કામમાં પકડાયો અને ગુન્હો સાબીત થવાથી તેને ફાંસી દીધી. છસાત વર્ષ સુધી હેસ્ટિંગ્સની વિરુદ્ધ કામ કર્યાં પછી ફ્રાન્સિસ ઈંગ્લંડ ગયો ત્યારપછી કાઉન્સિલમાંનું કોઈ હેસ્ટિંગ્સની સામે થયું નહિ.

૭. હેસ્ટિંગ્સ ગવર્નર–જનરલ હતો તે દર્મિયાન મરાઠા સાથે અને હૈદરઅલ્લી સાથે એવા બે મોટા વિગ્રહમાં અંગ્રેજોને ઉતરવું પડ્યું.

# ૬૩. ૧લો મરાઠા વિગ્રહ

## ઇ૦ સ૦ ૧૭૭૮થી ૧૭૮૨ સુધી

૧. જે સાલમાં હેસ્ટિંગ્સ બંગાળાનો ગવર્નર થયો તે સાલમાં એટલે ઇ. સ. ૧૭૭૨માં ચોથો પેશ્વા માધવરાવ મરણ પામ્યો. તેને પુત્ર નહોતો તેથી ગાદીને માટે ભારે તકરાર ઊઠી. પ્રથમ તેના નાનાભાઈને ગાદીએ બેસાડ્યો, પણ થોડા વખતમાં તેને મારી નાખવામાં આવ્યો અને તેના કાકા રઘુનાથરાવ કે રાઘોબાએ પેશ્વાપદ ધારણ કર્યું. આ વખતે બીજા મરાઠા સરદારો તેની સામે થયા, તેથી પોતાની સલામતીને માટે રાઘોબાએ મુંબઇના ગવર્નરની મદદ માગી.

૨. મુંબઈના ગવર્નરે રાઘોબા સાથે સુરત મુકામે કરાર કર્યા. આ કરારથી મુંબઈના અંગ્રેજોએ રાઘોબાને મદદ કરવાનું કબૂલ કર્યું અને રાઘોબાએ પોતાની મદદે જે અંગ્રેજ લશ્કર મોકલવામાં આવે તેનો પગાર આપવાનું તથા મુંબઇની નજીકના સાલસેટ અને વસાઈ નામના નાના ટાપુઓ આપવાનું કબૂલ કર્યું. આ ટાપુઓ હાલ મુંબઈને તાબે છે. અંગ્રેજોએ ઘણી વખત આ ટાપુઓ આગલા પેશ્વા પાસે વેચાતા માગ્યા હતા, પણ તેમણે વેચવાની નાખુશી જણાવી હતી.


રાઘોબા

૩. નવા કાયદા પ્રમાણે આ સલાહ કરતાં પહેલાં મુંબઈ સરકારે હિંદ સરકારની સંમતિ લેવી જોઈતી હતી; પણ તેમ નહિ કરતાં તેમણે ઇંગ્લંડમાં ઇસ્ટ ઇન્ડિઆ

કંપનીને તે હકીકત લખી જણાવી. કેટલીક મુદ્દત પછી આ કરાર હિંદ સરકારના જાણવામાં આવ્યા ત્યારે તેમણે તે મંજૂર રાખ્યા નહિ અને ઉલટી રાઘોબાના સામાવાળીઆ સાથે ઇ. સ. ૧૭૭૬માં પુરંધર મુકામે સલાહ કરી. આ સામાવાળીઆમાં મુખ્ય નાના ફડનવીસ નામનો બ્રાહ્મણ હતો. તેણે પણ અંગ્રેજોને સાલસેટ આપવાનું કબૂલ કર્યું, પરંતુ આ દર્મિયાન ઈસ્ટ ઈન્ડિઆ કંપનિને સુરતના કરારની ખબર પહોંચી ચૂકી અને તેમણે સાલસેટ તથા વસાઈ મળ્યાના આનંદમાં કરાર મંજૂર કર્યાના હુકમ મોકલ્યા.



નાના ફડનવીસ

૪. તેથી મુંબઈ સરકારને તેમજ હિંદ સરકારને રાઘોબા સાથેના પહેલાંના કરાર પાળવા પડ્યા. મુંબઈનું લશ્કર રાઘોબાને લઈ પુને જવા નીકળ્યું, પણ સિંધિઆના મરાઠા ઘોડેસવારોએ તેને પાછું હઠાવ્યું. હેસ્ટિંગ્સે કલકત્તેથી મોકલેલા બહાદુર અમલદાર કૅપટન પોપહામે સિંધિઆની રાજગાદીનું શહેર ગ્વાલિઅર લીધું. આ દર્મિયાન મરાઠાએ હૈદર સાથે સલાહ કરી હતી અને હૈદરે કર્ણાટક પર ચડાઈ કરી હતી. હૈદરની મદદથી મરાઠાને હિમ્મત હતી પણ તે ઇ. સ. ૧૭૮૮માં મરણ પામ્યો, એટલે મરાઠા સરદારોના આગેવાન નાના ફડનવીસે તે સમાચાર સાંભળતાની સાથે સલાહ કરી. ઇ. સ. ૧૭૮૨માં શાલબાઇ મુકામે કોલકરાર કરવામાં આવ્યા. આ કરારથી અંગ્રેજ અને મરાઠાએ એક બીજાના દુશ્મનોને મદદ નહિ કરવાનું કબૂલ કર્યું. અંગ્રેજોએ વસાઈ અને સાલસેટ ટાપુઓ રાખ્યા અને રાઘોબાને પેન્શન બાંધી આપ્યું.

# ૬૪. મ્હૈસૂરનો બીજો વિગ્રહ

## ઇ૦ સ૦ ૧૭૮૦થી ૧૭૮૪ સુધી

૧. હૈદરઅલ્લીએ અંગ્રેજો સાથે દસ વર્ષ સુધી સલાહનું ડોળ રાખ્યું અને તે દર્મિયાન પોતાના બળમાં તે વધારો કરતો ગયો. તેણે મ્હૈસૂર, મલબાર, અને કાનડાના પાળીગરો અને રાજાઓને વશ કર્યા; તથા યુરોપીયનોના હાથ નીચે કેળવાયલું જબરૂં લશ્કર, ૧૦૦ તોપો, અને ૪૦૦ ફ્રેન્ચ લડવૈયાની નાની ટૂકડી ઉભી કરી.

૨. અંગ્રેજો ને મરાઠા સાથે લડાઈ ચાલે છે તેથી મદ્રાસ સહેલાઇથી જીતી લેવાશે એમ વિચારી હૈદરે અંગ્રેજોને દક્ષિણ હિંદમાંથી હાંકી કાઢવા માટે નિઝામ તથા મરાઠાની છૂપી રીતે મદદ માગી, અને ઇ. સ. ૧૭૮૦માં એક લાખ માણસનું લશ્કર લઈને એકાએક કર્ણાટકમાં ઘૂસ્યો. તેણે કૃષ્ણાથી કાવેરી સુધીનો બધો મુલક ઉજ્જડ કર્યો, ગામડાં બાળી મૂક્યાં, પાકનો નાશ કર્યો, ઢોર હાંકી મૂક્યાં, મરદોની કતલ કરી, અને બૈરાંછોકરાંને તે કેદ પકડી લઈ ગયો. હૈદરના આ નિર્દય હુમલાથી કર્ણાટકમાં ભારે દુકાળ પડ્યો, તેથી તે હુમલો ત્યારપછીનાં પચીસ વર્ષ લગી લોકોને યાદ રહ્યો.

૩. મદ્રાસના ગવર્નરે લડાઈ માટે કંઈ તૈયારી કરી નહોતી. અંગ્રેજ લશ્કરની નાની નાની ટૂકડીઓ મુલકમાં બધે છૂટી છવાઈ હતી. કર્નલ બેલીની સરદારી નીચે એક નાનું લશ્કર ઉત્તર સરકારમાંથી મદ્રાસની મદદે આવતું હતું તેના પર હૈદર પોલીલોર આગળ ભારે લશ્કર લઈ તૂટી પડ્યો. કર્નલ બેલી ઘરડો અને નબળો હતો, કલાઇવ જેવો બહાદુર અને ચાલાક નહોતો. હૈદરના આવા

જબરા લશ્કર સામે મારાં થોડાં માણુસો ટકી શકશે નહિ એમ લાગવાથી તેણે પોતાનાં માણસો પાસે હથિયાર મુકાવી દીધાં. પોતાનાં માણુસ લડવાને આતુર હતાં, છતાં હૈદરે અભયવચન આપ્યું તે ઉપર ભરોસો રાખી બેલીએ આ અવિચારી કામ કર્યું. બેવચની હૈદરે પોતાનું વચન પાળ્યું નહિ. તેણે, ઘણાખરાને નિર્દયપણે મારી નાખ્યાં, અને કેટલાકને કેદી તરીકે મ્હૈસૂર મોકલ્યાં. કર્નલ બ્રેથવેટની સરદારી નીચેની બીજી એક નાની ટૂકડીની પણ આ દશા થઈ.

૪. પણ વાંદિવાશનો વીર સર આયર કૂટ તાજું લશ્કર લઈને બંગાળાથી આવતો હતો તે હૈદરના લશ્કરને પોર્ટોનોવો આગળ ઇ. સ. ૧૭૮૧માં મળ્યો અને તેને તેણે હરાવ્યું. પછી પોલીલોર આગળ આગલે વર્ષે કર્નલ બેલીના માણસોની કતલ કરવામાં આવી હતી તેજ સ્થળે તેને ફરીથી હરાવ્યું; ત્યારપછી વળી સોલિંગર આગળ હરાવ્યું અને બીજે વર્ષે આર્ની આગળ હરાવ્યું.

૫. ત્યારપછી થોડે વખતે હૈદર મરણ પામ્યો અને અંગ્રેજોએ તેના છોકરા ટીપુ જોડે ઇ. સ. ૧૭૮૪માં મંગ્લોર મુકામે સલાહ કરી. આથી દરેક પક્ષે જીતેલો મુલક કે ગામ પાછાં આપી દેવાનું કબૂલ કર્યું અને મ્હૈસૂરમાં અંગ્રેજ કેદીઓ હતા તેમને છૂટા કરવામાં આવ્યા.

---

## ૬૫. બોર્ડ ઑાવ્ કન્ટ્રોલ

૧. મ્હૈસૂર અને મરાઠા સાથેના વિગ્રહમાં ઘણો ખરચ થયો હતો. આ ખરચના પૈસા કોઈ પણ જગાએથી મેળવવાનું કામ હેસ્ટિંગ્સને માથે આવ્યું. કર્ણાટકના રક્ષણ માટે હૈદર સાથે લડાઈ

લડવામાં આવી હતી, છતાં ત્યાંના નવાબ પાસેથી કંઈ મળી શકે તેમ નહોતું; કારણ કે હૈદરે કર્ણાટકનો મુલક ઉજ્જડ કર્યો હતો તેથી ત્યાં દુકાળ પડ્યો હતો અને લોકો કોઈ જાતના કર ભરી શકયા નહોતા.

૨. મદ્રાસમાંથી પૈસો મળી ચૂકે એમ નહિ લાગવાથી હેસ્ટિંગ્સે અયોધ્યાના નવાબ શુજાઉદ્દૌલ્લાના છોકરા પાસે કંપનિની ભારે રકમ લેણી હતી તે માગી. નવાબે કહ્યું કે "મારા પિતાએ મૂકેલા રાજ્યના સઘળા પૈસા મારાં મા તથા દાદી 'અયોધ્યાની બેગમો'ને નામે ઓળખાય છે તેમણે લઈ લીધા છે, માટે આ રકમ તેમની પાસેથી લેવાની મને રજા આપો." આ રજા તેને આપવામાં આવી, તેથી પૈસા કઢાવવાને બેગમો તથા તેમના નોકરો તરફ તેણે ઘણી નિર્દયતા વાપરી. આ કામમાં હેસ્ટિંગ્સનો બિલકુલ વાંક નહોતો, પણ તેના જૂના શત્રુ ફ્રાન્સિસે તેને શિર દોષ મૂકયો.

૩. પછી હેસ્ટિંગ્સે બનારસના રાજા ચૈયતસિંગ પાસે પૈસાની મદદ માગી. તે અંગ્રેજોની મદદથી ગાદીએ બેઠો હતો અને તેમને ખંડણી ભરતો, અંગ્રેજોને મદદ કરવી એ તેની ફરજ હતી; કારણ કે અંગ્રેજોના શત્રુ મરાઠા તે તેના પણ શત્રુ હતા અને અંગ્રેજ લશ્કરની મદદ ન હોત તો તેમણે તેનો મુલક જીતી લીધો હોત અથવા તેની પાસેથી ચોથ લીધી હોત. ચૈયતસિંગ અને તેની રૈયતે બળવો કર્યો. ચૈયતસિંગ પોતે ઘણો ધનવાન્ હતો, છતાં તેણે પૈસા આપવાની ના પાડી. હેસ્ટિંગ્સ તેની પાસેથી પૈસા કઢાવવાને બનારસ ગયો. આ વખતે ચૈયતસિંગ અને તેની રૈયતે બળવો કર્યો અને હેસ્ટિંગ્સ મોતના પંજામાં આવેલો બચી ગયો. ત્યારપછી ચૈયતસિંગને પદભ્રષ્ટ કરી તેના ભત્રીજાને ગાદીએ બેસાડ્યો. હેસ્ટિંગ્સનું આ કૃત્ય પણ ફ્રાન્સિસે દૂષિત ઠરાવ્યું.

૪. ફ્રાન્સિસે ઇંગ્લંડ જઈ હેસ્ટિંગ્સના કૃત્ય સામે ઇસ્ટ ઇન્ડિઆ કંપનિને ફરિયાદ કરી. કંપનિના વહીવટદારોને ફ્રાન્સિસનું

કહેવું ખરૂં લાગ્યું અને તેમણે હેસ્ટિંગ્સને સખત ઠપકો મોકલ્યો. આ ઉપરથી હેસ્ટિંગ્સ પોતાના હોદ્દાનું રાજીનામું આપી ઇંગ્લંડ પાછો ગયો. ત્યાં તેના પર પાર્લમેન્ટમાં કામ ચાલ્યું. મુકદ્દમો સાત વર્ષ સુધી પહોંચ્યો, તેમાં આખરે વૉરન હેસ્ટિંગ્સ દરેક તહોમતમાં નિર્દોષ ઠર્યો.

૫. આ દર્મિયાન ઇંગ્લંડના મુખ્ય પ્રધાન પિટે "પિટનું હિંદનું બિલ" એ નામનો નવો કાયદો પસાર કરાવ્યો.

૬. આ કાયદાથી એક બોર્ડ ઑવ્ કન્ટ્રોલ (હિંદના રાજ્ય-કારભાર પર દેખરેખ રાખનારી મંડળી) નીમવામાં આવ્યું. આ બોર્ડમાં ૬ સભાસદો રાખ્યા અને તેમને હિંદના રાજ્યવહીવટ પર દેખરેખ રાખવાનું કામ સોંપ્યું. વળી ઇંગ્લંડની પાર્લમેન્ટની સંમતિ સિવાય હિંદના કોઈ રાજા સાથે સલાહ કે લડાઈ થઈ શકે નહિ એમ ઠરાવ્યું. આ સાલથી એટલે ઇ. સ. ૧૭૮૪થી બ્રિટિશ હિંદનો ખરેખરો વહીવટ ઇસ્ટ ઇન્ડિઆ કંપનિને હાથ નહિ રહેતાં બોર્ડ ઑવ્ કન્ટ્રોલના હાથમાં આવ્યો.

---

## ૬૬. લૉર્ડ કૉર્નવૉલિસ

### ૨જો ગવર્નર-જનરલ

### ઇ૦ સ૦ ૧૭૮૬થી ૧૭૯૬ સુધી

૧. હેસ્ટિંગ્સ પછી લૉર્ડ કૉર્નવૉલિસ ગવર્નર-જનરલ નીમાયો. તે અમીરી કુટુમ્બનો હતો અને પહેલાં કદી હિંદમાં આવ્યો નહોતો. તેને થોડા વખતમાં મ્હેસૂર સાથે લડાઈની તૈયારી કરવી પડી.

૨. ટીપુ આઠ વર્ષથી ગાદી પર હતો તે દર્મિયાન મ્હેસૂરની આસપાસના મલબાર, કુર્ગ, અને બીજા કેટલાક દેશો તેણે જીત્યા હતા. આ જીતથી તે ફુલાઈ ગયો હતો અને હિંદમાં સૌથી વધારે જોરાવર રાજા પોતે છે એમ માનતો. ઔરંગઝેબની માફક જે લોકોને તે જીતતો તે બધાને મુસલમાન બનાવવાનો તે પ્રયત્ન કરતો અને મુસલમાન થવાની ના પાડનાર ઘણાના પ્રાણ લેતો. અંગ્રેજોને તે ધિક્કારતો અને તેમને હિંદમાંથી કાઢી મૂકવાનો તેણે ખુલ્લી રીતે સંકલ્પ કર્યો હતો.

૩. હવે તેણે ત્રાવણકોર પર ચડાઈ કરી, તે મુલકનો રાજા અંગ્રેજોનો દોસ્ત અને મળતીઓ હતો, તેથી ટીપુના હુમલામાંથી બચવાને તેણે તેમની મદદ માગી. ગવર્નર-જનરલે તેને મદદ કરવાનું કબૂલ કર્યું અને નિઝામ તથા મરાઠાને લખી પુછાવ્યું કે આપણા સામાન્ય શત્રુ સાથે લડવાને તમે ખુશ છો કે કેમ ? તેમણે ખુશીથી અંગ્રેજોનો પક્ષ પકડયો. પછી ત્રાવણકોરના રાજાને હેરાન નહિ કરવાનું ગવર્નર-જનરલે ટીપુને કહ્યું, પણ તેણે તે માન્યું નહિ ત્યારે તેની સાથે લડાઈ જાહેર કરી. આ પ્રમાણે અંગ્રેજોને મ્હેસૂર સાથે ત્રીજી વખત લડાઇમાં ઉતરવું પડયું.



લૉર્ડ કૉર્નવૉલિસ

૪. હૈદરે દસ વર્ષ પર જેમ કર્ણાટકનો મુલક ઉજ્જડ કર્યો હતો તે પ્રમાણે ટીપુએ પણ તે મુલક ઉજ્જડ કર્યો, તેથી લૉર્ડ કૉર્નવૉલિસે જાતે કલકત્તેથી મદ્રાસ આવી સેનાધિપતિપણું લીધું. તેણે મ્હેસૂરના મુલક તરફ કૂચ કરી અને બૅંગલોર લીધું.

નિઝામ અને મરાઠાએ મોકલેલાં લશ્કર કંઈ ખપમાં આવ્યાં નહિ. તે લડાઈમાં મદદગાર થઈ ન પડતાં દેશમાં લૂટફાટ કરવા લાગ્યાં અને ખરી મહેનતનું બધું કામ અંગ્રેજોને કરવું પડ્યું.

૫. લૉર્ડ કૉર્નવૉલિસે બૅંગલોર પાસેના કેટલાક મજબૂત કિલ્લા લીધા અને પછી ધીમે ધીમે શ્રીરંગપટ્ટણ તરફ કૂચ કરી. ટીપુનું લશ્કર હાર્યું અને નાસી શહેરમાં ભરાયું ત્યારે દિવાલો પર તોપોનો માર ચલાવવામાં આવ્યો. હવે ટીપુને જણાયું કે થોડા વખતમાં દુશ્મનોને હાથ કિલ્લો જશે, તેથી તેણે ગમે તે શરતે સલાહ માગી.


ટીપુ

૬. અંગ્રેજ તથા તેમના બે સાથીઓ અને ટીપુ વચ્ચે શ્રીરંગપટ્ટણ મુકામે કોલકરાર થયા. આ કરારથી ટીપુએ પોતાનો અર્ધો મુલક તથા લડાઈના ખર્ચ પેટે ત્રીસ કરોડ રૂપીઆ અંગ્રેજોને આપવાનું કબૂલ કર્યું. આ રકમમાંથી અર્ધી તરતજ અને બાકીની કેટલીક મુદત પછી આપવાની હતી, તેથી બધા પૈસા ભરી રહેવાય ત્યાંસુધી પોતાના બે છોકરાને તેણે બાંહેધરી દાખલ અંગ્રેજોને સોંપ્યા.

૭. ટીપુ તરફથી મળેલા મુલકમાંથી ખરૂં જોતાં નિઝામ તથા મરાઠાને કંઈ આપવું જોઈતું નહોતું. છતાં અંગ્રેજોએ તે મુલક તે બન્નેની સાથે સરખે ભાગે વહેંચી લીધો. અંગ્રેજોના ભાગમાં મલબારનો પ્રદેશ અને કર્ણાટકનાં સેલમ અને મદૂરા પરગણાં આવ્યાં.

૮. બંગાળાના જમીનદારોએ જમીનનું મહેસૂલ કેવી રીતે ભરવું તે લૉર્ડ કૉર્નવૉલિસે નક્કી કર્યું. મોગલોના વખતમાં જમીન-




લૉર્ડ કૉર્નવૉલિસના વખતનું બ્રિટિશ હિંદ

દારોને અમુક રકમ ઠરાવી તે પેટે જમીન આપતા. તેઓ નવાબે મુકરર કરેલી રકમ ભરતા અને આ રકમ એકઠી કરવાની મહેનત બદલ ખેડુતો પાસેથી જેટલું લઈ શકાય તેટલું વધારે લેતા. જમીનનો માલિક પાદશાહ ગણાતો અને જમીનદારો માત્ર તેના પગારદાર નોકરો જેવા હતા. તેઓ ખેડુતો સાથે જાણે તે ગુલામ હોય તેમ, ઘણી ઘાતકી રીતે વર્તતા અને તેમની પાસેથી પોતાના ભાગ બદલ એટલું બધું લેતા કે તેઓ બિચારા છેક દુઃખી અવસ્થામાં આવી ગયા હતા. આ વખતે આ સંબંધી બધેથી અંગ્રેજ સરકાર પાસે ફર્યાદો આવી હતી.

૯. આ સઘળી ફર્યાદો બંધ કરવાને અને બધી મહેનત બચાવવાને લૉર્ડ કૉર્નવૉલિસે જમીનદારોને જે જે જમીનમાંથી તેઓ મહેસૂલ ઉઘરાવતા તે જમીન બક્ષીશ કરી, એટલે તે તેમની માલિકીની જમીન થઈ. જમીનદારો પાસેથી તેમને આપેલી જમીન બદલ લેવાનો આંકડો હંમેશને માટે ઠરાવ્યો. આ પ્રમાણે લૉર્ડ કૉર્નવૉલિસે અમીરો કે જમીનદારોનો એક વર્ગ ઊભો કર્યો. ઇંગ્લંડના અમીરો પાસે જેમ જમીન હોય છે તેમ આ લોકની પાસે પોતાની માલિકીની જમીન થઈ છે. તેમણે એ જમીન પૈસા ખરચીને ખરીદી નથી અથવા તો જીતથી મેળવી નથી. પણ તેમને તે અંગ્રેજી રાજ્ય તરફથી બક્ષીશ મળી છે.

૧૦. વળી લૉર્ડ કૉર્નવૉલિસે દરેક પરગણામાં સઘળા મુકર્દમા ચુકવવાને એક ન્યાયાધીશ અને મહેસૂલ વસૂલ કરવાને એક કલેક્ટર નીમ્યો. લૉર્ડ ક્લાઇવે આ બન્ને કામ એક અમલદારને સોંપ્યાં હતાં. પણ એક માણસ બન્ને કામ બરાબર કરી શકતો નથી, એમ જણાયાથી આ ફેરફાર કરવામાં આવ્યો.

---

## ૬૭. સર જૉન શોર

### ત્રીજો ગવર્નર–જનરલ

### ઇ૦ સ૦ ૧૭૯૩થી ૧૭૯૮ સુધી

૧. **સર જૉન શોર** કંપનિની મુલકી નોકરીમાં હતો. તે ત્રીજો ગવર્નર–જનરલ નીમાયો. તે આ હોદ્દા ઉપર પાંચ વર્ષ રહ્યો. તેના વખતમાં અંગ્રેજો કોઈની સાથે લડાઈમાં ઉતર્યાં નહિ, તેમજ બ્રિટિશ હિંદના રાજ્યકારભારમાં કંઈ ભારે ફેરફાર થયો નહિ.

૨. આ વખતે ઇંગ્લંડની સરકાર તરફથી ગવર્નર–જનરલને સખત હુકમ મળ્યો કે કોઈ દેશી રાજ્યમાં માથું ઘાલવું નહિ. તેમણે જણાવ્યું કે 'દેશમાં બધે સલાહશાન્તિ રહેવા માટે દરેક મોટી સત્તા હાલ છે તેથી વધારે જોરાવર કે નબળી નહિ બનતાં જેવી છે તેવી ને તેવી સ્થિતિમાં રહે એવી અમારી ઇચ્છા છે.'

૩. પણ નિઝામ, મરાઠા, અને ટીપુને નિરાંતે બેસી રહેવું ગમ્યું નહિ. ટીપુએ ખોયલી સત્તા પાછી મેળવવાને ઇચ્છ્યું. મરાઠાએ ટીપુ, નિઝામ, અને હિંદના બીજા દરેક રાજા પાસેથી ચોથ ઉઘરાવવાનો વિચાર કર્યો અને નિઝામે મરાઠા સામે અંગ્રેજની મદદ માગી.

૪. અંગ્રેજો નિઝામને મદદ કરવાના નથી એમ મરાઠાના જાણવામાં આવ્યું, ત્યારે તેમણે ઘણાં વર્ષ થયાં નહિ આપેલી ચોથની રકમ નિઝામ પાસે માગી. નિઝામ પાસે પૈસા નહોતા તેથી તે રકમ તેનાથી મરાઠાને આપી શકાય તેમ નહોતું, તેમજ તેમની સાથે લડવાની પણ તેનામાં શક્તિ નહોતી, તેથી તેણે ગવર્નર–જનરલની મદદ માગી, પણ સર જૉન શોરે મદદ કરવાની ના પાડી.

૫. હવે પેશ્વાએ નિઝામ ઉપર જબરો હુમલો કરવા માટે બીજા મરાઠા સરદારોને પોતાની મદદે બોલાવ્યા. તે બધા ઈંદોર, ગ્વાલિઅર, ગુજરાત અને વરાડમાંથી પોતપોતાનાં લશ્કર લઈને આવ્યા. આ પ્રમાણે જબરૂં લશ્કર એકઠું થયું અને નિઝામ પર જોસથી ધસ્યું. ઇ. સ. ૧૭૯૫માં કુર્દલા (ખર્ડા) આગળ ભારે લડાઈ થઈ, તેમાં નિઝામ હાર્યો. તેણે પોતાનો અર્ધો મુલક મરાઠાને આપ્યો ને બાકીના અર્ધાને માટે દર વર્ષે ચોથ ભરવાનું કબૂલ કર્યું.

૬. પાછળથી આ લડાઈમાં મળેલી લૂટ વહેંચી લેતાં મરાઠા સરદારો વચ્ચે તકરાર થઈ, અને બેત્રણ વર્ષ સુધી પેશ્વા, હોલ્કર, સિંધિઆ, ગાયકવાડ, અને ભોંસલે, એ બધા એક બીજા સાથે લડ્યા.

---

# ૬૮. માર્કિવસ વેલેસ્લિ

## ૪થો ગવર્નર-જનરલ

### ઇ૦ સ૦ ૧૭૯૮થી ઇ૦ સ૦ ૧૮૦૫ સુધી

૧. સર જૉન શોર પછી માર્કિવસ વેલેસ્લિ ગવર્નર-જનરલ નીમાયો. તેણે અંગ્રેજોને હિંદમાં સૌથી વધારે બળવાન્ અને સત્તાવાન્ બનાવ્યા. તેની સાથે તેનો નાનો ભાઇ કર્નલ વેલસ્લિ હિંદમાં આવ્યો. તે બહાદુર લડવૈયો હતો. આગળ જતાં તે સર આર્થર વેલેસ્લિ, ડ્યૂક ઑવ્ વેલિંગ્ટન અને છેવટે ઇંગ્લંડનો મુખ્ય પ્રધાન બન્યો.

૨. કુટુંબનાં બધાં છોકરાં વડીલની આજ્ઞા પાળે છે. વડીલ તેમની પાસે જે વાજબી લાગે તે કરાવે છે અને કોઈ છોકરૂં આડે માર્ગે જાય તો તેને શિક્ષા કરે છે. તે પોતાનાં છોકરાંની સંભાળ

રાખે છે. કોઈ તરફથી તેમને ઈજા થવા દેતો નથી અને શું કરવું અને શું ન કરવું તે જણાવે છે.

૩. જેમ કુટુંબમાં છોકરાં વડીલની આજ્ઞા પાળે છે તેમ સારા રાજ્યમાં લોકો રાજાની આજ્ઞા પાળે છે. રાજા કોઈ તરફથી તેમને ઈજા થવા દેતો નથી. જે આડે માર્ગે જાય તેમને શિક્ષા કરે છે અને નબળાનું રક્ષણ કરે છે. તેની પ્રજા સલાહશાન્તિમાં અને નિર્ભયપણે દિવસ નિર્ગમન કરે છે.


માર્કિવસ વેલેસ્લિ

૪. તેથી હિંદ જેવા મોટા દેશમાં બધે સલાહશાન્તિ પ્રસારવી હોય અને લોકોને સહીસલામત રાખવા હોય તો દેશમાં એક બળવાન્, ભલો, અને ન્યાયી સર્વોપરિ રાજા કે અમલદાર હોવો જોઈએ અને બધા લોકોએ તેની આજ્ઞા પ્રમાણે ચાલવું જોઈએ. આ રાજા કે ઉપરિ અમલદાર તાબાના આ રાજાઓને આજ્ઞાધીન રાખી શકે એવો જોરાવર હોવો જોઈએ. તે ચોર લૂટારાની સંખ્યા કમી કરી બધે સલાહશાન્તિ રાખવાને શકિતમાન્ હોવો જોઇએ. લોકોને અનુસરવા માટે સારા અને વાજબી કાયદા બનાવી શકે માટે તે ડાહ્યો અને ન્યાયી હોવો જોઈએ.

૫. વેલેસ્લિ ગવર્નર–જનરલ નીમાયો ત્યાંસુધી અકબરની માફક આખા હિંદમાં રાજ્ય કરવાનો અંગ્રેજોએ વિચાર કર્યો નહોતો. તેમણે હિંદમાં કેટલાક મુલક તાબે કર્યા હતા, પણ દરેક પ્રસંગે તેમને પોતાની મરજી વિરુદ્ધ લડાઈ કરવી પડી હતી. પોતાના પર હુમલા થવાથી તેમને રક્ષણ કરવાની જરૂર પડી હતી. ઇસ્ટ ઇંડિઆ કંપનિ

પોતાના હિંદ સાથેના વેપારમાં નફો મેળવવા માગતી. વધારે મુલક મેળવવાની તેની ઇચ્છા નહોતી. તેણે વારંવાર કલાઇવ, હેસ્ટિંગ્સ, અને કૉર્નવૉલિસ ઉપર, તેમજ પોતાના બીજા ગવર્નરો પર કોઈ દેશી રાજા સાથે કંઇ પણ કારણ સર લડાઈ નહિ કરવાના અને તેમનો મુલક નહિ લઈ લેવાના સખત હુકમો મોકલ્યા હતા.

૬. પણ લૉર્ડ વેલેસ્લિને હવે લાગ્યું કે હિંદના બધા રાજ્યકર્તાઓમાં અંગ્રેજો સૌથી વધારે જોરાવર, ડાહ્યા, અને સુધરેલા છે, માટે જે લડાલડી, લૂટફાટ, અને મારામારી બધે ચાલી રહી છે તે તેમણે બંધ કરવી જોઈએ અને દેશનો દરેક ભાગ ઉજ્જડ થઈ જતો બચાવવો જોઈએ. આ માટે બીજી બધી મહાન્ સત્તાઓ હવે પછી તેમના હુકમો પાળે, લડાઈ ન કરે, અને પોતાના મુલકનો બરોબર બંદોબસ્ત રાખે એવી તેમની પાસેથી કબુલાતો લેવી, અને કોઇ સત્તા તે મુજબ કબુલાત ન આપે તો તેમ કરવાની તેને ફરજ પાડવી, એ કામ તેને પ્રથમ કરવાનું હતું. વળી આખા હિંદમાં બંદોબસ્ત રાખવાને એક મોટું જાથુક લશ્કર રાખવું અને તે લશ્કર દરેક મુલકમાંથી દુસ્મનોને હાંકી કાઢે તેના બદલામાં તે મુલકના રાજા પાસેથી તે લશ્કરના ખર્ચનો ભાગ લેવો એ કામ તેને કરવાનું હતું.

૭. તે વખતે પેશ્વા, સિંધિઆ, હોલ્કર, ગાયકવાડ, અને ભોંસલે, એ પાંચ મરાઠા સરદારો તથા નિઝામ અને ટીપુ સુલતાન, એટલાની સત્તા પ્રબળ હતી. સીખ લોકોનું બળ વધતું જતું હતું, પણ તેઓ પોતાના મુલક પંજાબની બહાર આવતા નહિ. મોગલ પાદશાહ બિચારો બુઢ્ઢો શાહઆલમ સિંધિઆના કબજામાં કેદી હતો. અયોધ્યાના નવાબની સત્તા નહિ જેવી હતી.

૮. આજ અરસામાં ફ્રેન્ચ પ્રજાએ પોતાનાં રાજારાણી સામે બળવો કરીને તેમને મારી નાખ્યાં હતાં. નેપોલિઅન નામનો ફ્રેન્ચ અમલદાર ફ્રાન્સનો રાજા બન્યો હતો. તેની પાસે જબરૂ લશ્કર હતું. તેણે યુરોપના કેટલાક દેશો જીત્યા હતા. તેણે ઇંગ્લંડ સાથે વિરોધ કર્યો હતો અને કહેતો કે હું તે દેશ પણ ચડાઇ કરી જીતી લઈશ.

૯. નિઝામ, ટીપુ, અને સિંધિઆ, એ દરેક પાસે જબરૂં લશ્કર હતું અને ફ્રેન્ચ લોકો પાસે તે લશ્કરને તેમણે તાલીમ અપાવી હતી, તે, લૉર્ડ વેલેસ્લિના જાણવામાં આવ્યું હતું. બળવાન્ સરદાર નેપોલિઅન ઇજીપ્ત સુધી આવ્યો હતો અને અંગ્રેજોને હિંદમાંથી હાંકી મૂકવા માટે ટીપુએ તેની મદદ માગી હતી. નેપોલિઅને મદદ આપવાની હા પાડી હતી, અને એક નાની ફ્રેન્ચ ટૂકડી મૅંગલોર સુધી આવી પહોંચી હતી. આ લશ્કર પૉંડિચરી લગી આવી શકયું નહોતું; કારણ કે તે શહેરનો અંગ્રેજોએ કબજો કર્યો હતો.

૧૦. આ વખતે ગવર્નર-જનરલે પેશ્વા જે હજી બધી મરાઠા પ્રજાનો આગેવાન ગણાતો તેની પાસે, તથા નિઝામ અને ટીપુ સુલતાન પાસે એવી કબુલાત માંગી કે ફ્રેન્ચ લોકો હાલમાં અંગ્રેજોના કટ્ટા દુશ્મન છે માટે તમારી નોકરીમાં જે જે ફ્રેન્ચો હોય તેમને તમારે કાઢી મૂકવા, તમારા મુલકમાં સલાહશાન્તિ રાખવાને અને દુશ્મનો તરફથી મુલકનું રક્ષણ કરવાને એક જબરૂં અંગ્રેજ લશ્કર તમારે રાખવું, અને લશ્કરનો ખરચ આપવો. મુલકમાં બંદોબસ્ત રાખવામાં ત્યાંનાં હાકેમને મદદ કરવાને માટે આ લશ્કર રાખવાનું હતું, માટે તેને સહાયકારી લશ્કર એવુ નામ આપ્યું. વેલેસ્લિની આ યોજના 'સહાયકારી લશ્કરની યોજના' એ નામે મશહૂર છે.


નેપોલિઅન

૧૧. ત્રણ રાજ્યકર્તાઓમાં નિઝામ સૌથી વધારે નબળો હતો. તેને મરાઠાની બહુ બીક હતી. અંગ્રેજો તેનું મરાઠાના હુમલામાંથી રક્ષણ કરે અને તેને ચોથમાંથી બચાવે એ શરતે વેલેસ્લિની માંગણી

તેણે તરતજ કબૂલ રાખી, તેણે ફ્રેન્ચ લશ્કરને રજા આપી અને એક અંગ્રેજ લશ્કર હૈદ્રાબાદ મોકલવામાં આવ્યું. તે દિવસથી નિઝામ દુશ્મન તરફથી બિલકુલ ડર સિવાય પોતાના મુલકમાં નિર્ભયપણે અમલ કરે છે અને અંગ્રેજોનો દૃઢ મિત્ર અને મદદગાર છે. જો ટીપુ અને મરાઠા સરદારોએ વેલેસ્લિની આ ડહાપણભરેલી યોજના કબૂલ રાખી હોત તો તેમને પણ નિઝામના જેવો લાભ થાત અને તેમના વંશજો હાલ રાજસત્તા ભોગવતા હોત.

૧૨. પણ ટીપુએ આ માંગણી કબૂલ રાખી નહિ. જે અંગ્રેજ અમલદારને ગવર્નર–જનરલના પત્ર સાથે મોકલવામાં આવ્યો તેને તે મળ્યો પણ નહિ, તેથી ચોથી વખત મ્હૈસૂર સાથે લડાઈ જાહેર કરવામાં આવી. પેશ્વાને સિંધિઆની ઘણી બીક હતી, તેથી તેના હુમલામાંથી અંગ્રેજો તેનું રક્ષણ કરે તો અંગ્રેજોને આ મ્હૈસૂરની લડાઈમાં મદદ કરવાનું તેણે કબૂલ કર્યું; પણ બીજા મરાઠા સરદારો અલગ રહ્યા.

૧૩. મદ્રાસ અને મુંબઈથી બે અંગ્રેજ લશ્કરે મ્હૈસૂર તરફ કૂચ કરી. મદ્રાસના લશ્કરનો સેનાધિપતિ જનરલ હૅરિસ હતો અને તેની સાથે કર્નલ વેલેસ્લિ હતો. ટીપુએ પહેલાં મુંબઈના લશ્કર પર હુમલો કર્યો પણ હાર ખાધી. પછી તે મદ્રાસના લશ્કર પર હુમલો કરવાને ધસ્યો. પરંતુ બીજી વખત પણ તે હાર્યો. ત્યારપછી તે બંને લશ્કરે તેને આંતરી લઈ તેના મુખ્ય શહેર શ્રીરંગપટ્ટણમાં ઘેર્યો. થોડા દિવસમાં તોપોના મારાથી કોટનો થોડો ભાગ તોડી નાખવામાં આવ્યો, અને બધી તૈયારી કર્યા પછી જનરલ બેઅર્ડ, જેને ટીપુએ લાંબી મુદ્દત સુધી શ્રીરંગપટ્ટણમાં કેદ રાખી દુઃખ દીધું હતું, પણ જે ગઈ લડાઈ વખતે છૂટયો હતો, તે અંગ્રેજ સિપાઈઓને લઈ સાત મિનિટમાં કોટ પર ચઢ્યો અને ત્યારપછી તેણે એક કલાકમાં શેહેર કબજે કર્યું. ટીપુ દરવાજા આગળ લડતાં મરાયો.



ટીપુનો છેલ્લો પ્રયત્ન

૧૪. મ્હૈસૂરનો મુલક જીતાયો તેથી ગવર્નર-જનરલ તે ખાલસા કરી શકયો હોત, પણ તેમ નહિ કરતાં તેણે જે આગલા હિંદુ રાજાને હૈદરે પદભ્રષ્ટ કર્યો હોતો તેના વંશજના પાંચ વર્ષના એક બાળકને ગાદીએ બેસાડ્યો. તેનું નામ કૃષ્ણરાજા હતું. પણ તેને માત્ર મ્હૈસૂરનો જૂનો મુલક આપવામાં આવ્યો; બાકીનો જે મુલક હૈદર અને ટીપુએ જીત્યો હતો તે અંગ્રેજ, મરાઠા, અને નિઝામ વચ્ચે વહેંચાયો. અંગ્રેજોને ભાગે હાલ જે કાનડા અને કોઈમ્બતુરનો પ્રદેશ કહેવાય છે તે આવ્યો.

ટીપુના છોકરાઓ પર મહેરબાની બતાવી તેમને ભારે વર્ષાસન બાંધી આપ્યું અને તેમને વેલોરમાં રાખ્યા.

# ૬૯. માર્કિવસ વેલેસ્લિ (ચાલુ)

૧. થોડા વખત પછી હૈદ્રાબાદમાં જે સહાયકારી બ્રિટિશ લશ્કર મોકલવામાં આવ્યું હતું તે બદલ અંગ્રેજોને નાણાં આપવા માટે નિઝામે ટીપુના રાજ્યમાંથી મળેલો મુલક આપી દેવા માગ્યો. વેલેસ્લિએ નિઝામની આ માંગણી કબૂલ રાખી. તુંગભદ્રા નદી તથા મ્હેસૂર વચ્ચેના 'આપેલા પ્રાંતો' અથવા બલ્લારી અને કડાપા એ નામે ઓળખાતો પ્રદેશ ઇ. સ. ૧૭૯૯માં બ્રિટિશ રાજ્યમાં જોડી દીધો.

૨. તાંજોરનો પ્રદેશ જ્યાં કાવેરી નદી પાણી પૂરૂં પાડે છે તે એટલો બધો રસાળ છે કે તે દક્ષિણ હિંદની વાડી કહેવાય છે. શિવાજીના ભાઈએ તે પ્રદેશ જીતી લીધો હતો અને ત્યારપછી ૧૦૫ વર્ષ સુધી ત્યાં મરાઠા રાજાઓનો અમલ હતો. છેલ્લા મરાઠા રાજાનો અમલ ઘણો જુલ્મી હતો. તેણે લોકો પર એવા જુલ્મી કર નાખ્યા કે તેમની પાસે ગુજરાન જેટલું પણ રહ્યું નહિ અને હજારો માણસ આ જુલમથી બચવાને તાંજોર છોડી નાઠા. આખરે આ રાજા અપુત્ર મરણ પામ્યો. ત્યારે તેના બે કુટુંબીઓએ ગાદીને માટે દાવો કર્યો તેમને માંહોમાંહે લડી મરતા અટકાવવાને અને તાંજોરમાં સારો રાજ્યબંદોબસ્ત કરવાને લૉર્ડ વેલેસ્લિએ બંને દાવાદારને વર્ષાસનની મોટી રકમ બાંધી આપી તાંજોરનો મુલક બ્રિટિશ રાજ્યમાં જોડી દીધો.

૩. મહમદઅલ્લી જેને કલાઇવે ઇ. સ. ૧૭૫૫માં દુશ્મનોના હુમલાથી બચાવ્યો હતો, તે તે સાલથી ઇ. સ. ૧૭૯૬ સુધી કર્ણાટકનો નવાબ રહ્યો, પણ તે દર્મિયાન તેણે ઘણી ખરાબ રીતે રાજ્ય કર્યું. હૈદર અને ટીપુ સાથેની લડાઈઓ તેના દેશ કર્ણાટકના રક્ષણ માટે લડવામાં આવી હતી તોપણ તેણે અંગ્રેજ લશ્કરને મદદ કરી નહિ: ઉલટો તેના અમલદારોએ દુશ્મનોને મદદ કરવાને બનતો પ્રયત્ન કર્યો. તેણે પોતાના લશ્કરને પગાર આપ્યો નહિ, તેથી કેટલાક

માણસ ટીપુના લશ્કરમાં દાખલ થઈ અંગ્રેજ સામે લડ્યા. તેણે કરવેરાની ઉપજ મોજમઝામાં ગુમાવી અને એટલું બધું દેવું કર્યું કે તે તેનાથી વાળી શકાયું નહિ ત્યારે ઇસ્ટ ઇંડિઆ કંપનિને તે વાળવું પડ્યું. આ પ્રમાણે ૪૩ વર્ષ રાજ્ય કર્યાં પછી તે મરણ પામ્યો, ત્યારે તેનો છોકરો ઉમદાદ–ઉલ–ઉમરા ગાદીએ બેઠો. અંગ્રેજોએ શ્રીરંગપટ્ટણ લીધું, ત્યારે મહમદઅલ્લી અને તેના છોકરાએ હૈદરઅલ્લી તથા ટીપુને અંગ્રેજ સામે મદદ કરાવના છૂપા પત્રો લખ્યા હતા તે તેમને મળી આવ્યા, પણ તેવામાં ઉમદાદ–ઉલ–ઉમરા ત્રણ વર્ષની ટૂંકી મુદ્દત રાજ્ય કરી મરણ પામ્યો. તેનો અમલ તેના બાપ કરતાં પણ વધારે ખરાબ હતો. તેને છોકરો નહોતો, તેથી લૉર્ડ વેલેસ્લિએ કર્ણાટકનો પ્રદેશ બ્રિટિશ રાજ્યમાં લઈ લીધો અને મહમદઅલ્લીના ભત્રીજા તથા બીજા સગાને ભારે વર્ષાસન બાંધી આપ્યાં.

૪. આ પ્રમાણે હાલનો મદ્રાસ ઇલાકો બન્યો. ઇ. સ. ૧૭૫૯માં કર્નલ ક્લાઇવે ફ્રેન્ચ પાસેથી ઉત્તર સરકાર લઈ તેની શરૂઆત કરી હતીઃ ત્યારપછી લૉર્ડ કૉર્નવૉલિસે ઇ. સ. ૧૭૯૨માં ટીપુ સાથેના પહેલા વિગ્રહને પરિણામે તેમાં મલબાર, સેલમ, ને મદુરા, એ પ્રાંતો ઉમેર્યા અને લૉર્ડ વેલેસ્લિએ કાનડા, કોઇમ્બતુર, તાંજોર, અને કર્ણાટક લઈ તે પૂરો કર્યો. તે વખતથી એટલે આજે સો વર્ષ થયાં આ ઇલાકામાં કંઈ લડાઈટંટા થયા નથી અને લોકો સુખી તથા આબાદ છે.

૫. ત્યારપછી લૉર્ડ વેલેસ્લિએ અયોધ્યાના નવાબને પોતાના મુલકમાં નિઝામની માફક એક સહાયકારી બ્રિટિશ લશ્કર રાખવા કહ્યું. પહેલવહેલાં નવાબે તે માન્યું નહિ, પણ સામા થવાથી કંઈ લાભ નથી એમ લાગવાથી છેવટે તેણે તે વાત કબૂલ રાખી. અયોધ્યામાં એક અંગ્રેજ લશ્કર મોકલવામાં આવ્યું અને તેના ખરચ-ને પેટે નવાબે દોઆબ અથવા જમના અને ગંગાની વચ્ચેનો પ્રદેશ અંગ્રેજને આપ્યો. આ પ્રદેશ તથા બીજાં કેટલાંક પરગણાં મળીને હાલના આગ્રા અને અયોધ્યાના સંયુક્ત પ્રાંતો બન્યા છે.

## ૭૦. માર્કિવસ વેલેસ્લિ (ચાલુ)

૧. અંગ્રેજોને તાબે ન થયા હોય અથવા લૉર્ડ વેલેસ્લિની પદ્ધતિ કબૂલ ન રાખી હોય એવા હવે હિંદમાં માત્ર મરાઠા રહ્યા. ટીપુ સાથેની છેલ્લી લડાઈને અંતે લૉર્ડ વેલેસ્લિએ રાઘોબાના છોકરા બાજીરાવ પેશ્વાને લખી જણાવ્યું હતું કે તમે નિઝામની પેઠે ફ્રેન્ચ લશ્કરને રજા આપી મદદને માટે અંગ્રેજ લશ્કર રાખશો તો મ્હૈસૂરના રાજ્યમાંથી મળેલા મુલકનો બીજો ભાગ અમે તમને આપીશું, પણ પેશ્વાએ તેના વૃદ્ધ બ્રાહ્મણ પ્રધાન નાના ફડનવીસની સલાહથી તે વાત કબૂલ રાખી નહોતી.

૨. ત્યારપછી બીજે વર્ષે એટલે ઇ. સ. ૧૮૦૦માં નાના ફડનવીસ મરણ પામ્યો અને પેશ્વાએ હોલ્કર સાથે લડાઈ માંડી. હોલ્કરે પુના લીધું અને પેશ્વાની ગાદીએ બીજા માણસને બેસાડ્યો.

૩. બાજીરાવ જીવ લઈ નાઠો. તે મુંબઈ ગયો અને તેણે લૉર્ડ વેલેસ્લિને લખી જણાવ્યું કે 'તમે મને એક વાર ફરીથી પુનાની ગાદીએ બેસાડો તો હું તમારી શરતો કબૂલ રાખવાને ખુશ છું.' ઇ. સ. ૧૮૦૨માં મુંબઈની ઉત્તરે આશરે વીસ માઇલ છેટે આવેલા વસાઈના કિલ્લામાં તેણે કોલકરાર પર સહી કરી. આથી તેણે પેશ્વા તરીકે મરાઠા રાજ્યનું ઉપરિપણું છોડી દીધું અને અંગ્રેજોની રજા સિવાય મરાઠા સરદારો સાથે કોઈ જાતનો સંબંધ નહિ રાખવાનું તથા પોતાના મુલકમાં અંગ્રેજ લશ્કર રાખવાનું કબૂલ કર્યું. આ લશ્કરના



બાજીરાવ

ખરચને પેટે તેણે કેટલાંક પરગણાં આપ્યાં. આ પરગણાંનો હાલ મુંબઈ ઈલાકામાં સમાવેશ થાય છે.

૪. તેજ વખતે ગુજરાતના મરાઠા રાજા ગાયકવાડે પેશ્વાનું અનુકરણ કરી અંગ્રેજો સાથે કરાર કર્યા. તેણે અંગ્રેજોની હિંદમાં સર્વોપરિ સત્તા કબૂલ રાખી અને પોતાના મુલકમાં મદદને માટે એક અંગ્રેજ લશ્કર રાખવાનું તથા તે લશ્કરનો ખરચ આપવાનું કબૂલ કર્યું.

૫. દોલતરાય સિંધિઆ અને રાઘોજી ભોંસલે એ બે સરદારોએ કોઈ પણ જાતના કરાર કરવાની ના પાડી. વસાઈના કરારની ખબર મળી ત્યારે તેઓ બહુ ગુસ્સે થયા અને અંગ્રેજો સામે લડવામાં તેણે હોલ્કરને પોતાના પક્ષમાં લેવાનો પ્રયત્ન કર્યો. તેમણે પોતાનું બધું લશ્કર એકઠું કર્યું અને લડાઈની તૈયારી કરી.

૬. લૉર્ડ વેલેસ્લિને આ ખબર તુરત મળી તેથી તેણે પણ લડાઈની તૈયારી કરી. જનરલ લેક એક લશ્કર લઈ ઉત્તરમાં સિંધિઆના લશ્કરની સામે ગયો અને કર્નલ વેલેસ્લિ તથા કર્નલ સ્ટીવનસને દક્ષિણમાંથી કૂચ કરી. ઇ. સ. ૧૮૦૩માં નિઝામના રાજ્યની ઉત્તરમાં અસાઈ આગળ કર્નલ વેલેસ્લિ સિંધિઆ અને રાઘોજી ભોંસલેના લશ્કરને મળ્યો. તેની પાસે ૫,૦૦૦થી ઓછાં માણસ હતાં અને મરાઠાની સંખ્યા ૫૦,૦૦૦ હતી, તોપણ તેને જય મળ્યો, તેજ વર્ષમાં તેણે મરાઠાને ફરીથી આર્ગામ આગળ હરાવ્યા.

૭. આ દર્મિયાન ઉત્તરમાં જનરલ લેક સિંધિઆના ફ્રેન્ચ લશ્કરને લાસ્વારી આગળ મળ્યો અને તેને હરાવી તેણે નસાડ્યું. ત્યારપછી તેણે દિલ્હી ને આગ્રા એ બે શહેરો મરાઠાના કબજામાં લાંબી મુદ્દતથી હતાં તે લીધાં. દિલ્હીમાં બિચારો બુઢ્ઢો મોગલ પાદશાહ શાહઆલમ આંધળો અને કેદી અવસ્થામાં જોવામાં આવ્યો. અંગ્રેજોએ તેને વર્ષાસન બાંધી આપી તેના જૂના મહેલમાં તેને બાકીની જિંદગી ગુજારવાને રહેવા દીધો.

૮. સિંધિઆ અને રાઘોજી ભોંસલેએ હવે અંગ્રેજો સાથે વસાઈના કરાર જેવા કરાર કર્યા. સિંધિઆએ જમનાની ઉત્તરનો સઘળો પ્રદેશ આપી દીધો અને રજપૂતો તથા નિઝામ પાસેથી ચોથ લેવાનો હક છોડી દીધો. આ કરાર ઉપર તેણે અંજનગામ મુકામે સહી કરી, તેથી તે 'અંજનગામના કરાર' કહેવાય છે. ભોંસલેએ 'દેવગામના કરાર'થી પૂર્વમાં કટક અને પશ્ચિમમાં વરાડ એ બે પ્રાંતો આપ્યા. લૉર્ડ વેલેસ્લિએ વરાડ પ્રાંત નિઝામને બક્ષીશ કર્યો. પુના અને નાગપુરમાં અંગ્રેજ લશ્કર મોકલવામાં આવ્યાં. આ કરાર પછી ભોંસલે નાગપુરનો રાજા કહેવાયો. આ કરાર ઇ. સ. ૧૮૦૩માં થયા.

૯. તેજ વખતે રજપૂત રાજાઓએ વેલેસ્લિની સહાયકારી સેના રાખવાની શરતો કબૂલ રાખી, તેથી તેમના માંહોમાંહેના અને મરાઠા સાથેના ઝઘડાનો અંત આવ્યો.

૧૦. હવે લૉર્ડ વેલેસ્લિની શરતો કબૂલ ન રાખી હોય એવો મોટો રાજા માત્ર હોલ્કર રહ્યો. મરાઠા સરદાર યશવંતરાવ જે આ વખતે હોલ્કરની ગાદીએ હતો તેણે હજી ઉત્તર હિંદમાં ફરી બધેથી ચોથ ઉઘરાવવાનો હક કર્યો. જ્યારે અંગ્રેજ ફોજો બીજા મરાઠા સરદારો સાથે લડતી હતી તે વખતે રજપૂતાનાના સામા ન થઈ શકે એવા નબળા સરદારોને લૂટવામાં તે મચ્યો હતો. તે હવે આ સરદારો અંગ્રેજના શરણ નીચે આવ્યા, તેથી લૉર્ડ વેલેસ્લિએ હોલ્કરને ફરમાવ્યું કે તમારે રજપૂતોને નહિ છેડતાં દેશ પાછાં જવું. હોલ્કરે તે માન્યું નહિ અને કહ્યું કે 'હું રજપૂતો પાસેથી હર સાલ ચોથ લઈશ.' પોતાના મળતીઆને દુશ્મન હેરાન કરે તો મદદ કરવાના કરાર મુજબ ગવર્નર-જનરલની ફરજ હતી કે રજપૂતોને મદદ કરવી, તેથી હવે તે ઇ. સ. ૧૮૦૪માં હોલ્કર સાથે લડાઇમાં ઉતર્યો.

૧૧. પણ હોલ્કરનું જોર કેટલું બધું હતું અને તેની પાસે કેટલાં બધાં માણસ હતાં તે ગવર્નર-જનરલ જાણતો ન હોતો તેથી તેણે કર્નલ મૉન્સનની સરદારી નીચે બંગાળાથી એક




વેલેસ્લિના વખતનું બ્રિટિશ હિંદ

નાનું લશ્કર મોકલ્યું. આ લશ્કરની સાથે સિંધિઆના લશ્કરની એક ટૂકડી હતી. કર્નલ મૉન્સનને પણ હોલ્કર તથા તેના લશ્કરની માહિતી નહોતી, તેથી તે નિર્ભયપણે સીધો હોલ્કરના મુલકમાં પેઠો. એકાએક તેણે પોતાની આસપાસ એક મોટું લશ્કર વીંટલાયલું જોયું. સિંધિઆનું લશ્કર તેને છોડી દુશ્મનને મળી ગયું. કર્નલ મૉન્સન મદદ માટે આગ્રે જવાને વગર વિચારે પાછો ફર્યો: આ વખતે જુલાઈ માસ ચાલતો હતો તેથી બધે વરસાદ પડ્યો હતો અને નદીઓ ભરાઈ ગઈ હતી, તેથી તે ઘણી મુશીબતે આગ્રે પહોંચ્યો. આ વખતે હોલ્કરે દિલ્હી પર હુમલો કર્યો, પણ તે શહેર લઈ શકાય એમ નહિ લાગવાથી આસપાસનો બધો પ્રદેશ તે લૂટવા લાગ્યો. સિંધિઆ પણ મોટું લશ્કર લઈ તેને મળી ગયો.

૧૨. પણ થોડા વખતમાં જનરલ લેક આગ્રેથી જોરાવર લશ્કર લઈ આવ્યો. ઇ. સ. ૧૮૦૪માં તેણે દીગની લડાઈમાં હોલ્કરના લશ્કરને હરાવીને નસાડ્યું. ત્યારપછી તેણે દીગનો મજબૂત કિલ્લો લીધો અને ભરતપૂરના મજબૂત કિલ્લાને ઘેરો ઘાલ્યો. ભરતપૂરનો રાજા હોલકરનો મળતીઓ હતો. તેણે કેટલોક વખત પોતાના કિલ્લાનો બહાદુરીથી બચાવ કર્યો, પણ હવે તે હાથમાંથી જશે એમ લાગવાથી અંગ્રેજોને શરણે આવી તેણે સલાહ કરી. હોલ્કર હવે બધેથી પાછો પડ્યો, તેથી પોતાના મુલકના દૂરના ભાગમાં જઈ ભરાયો.

૧૩. હવે જનરલ લેક હોલ્કરની પાસે લૉર્ડ વેલેસ્લિની શરતો કબૂલ કરાવી લડાઈનો અંત આણ્યો હોત, પણ એવામાં ગવર્નર-જનરલને પોતાનો ઓદ્દો છોડી ઇંગ્લંડ જવાની મુદ્દત આવી અને નવા ગવર્નર–જનરલે જનરલ લેકને તેની ધારણા મુજબ કામ કરવા દીધું નહિ.

# ૭૧. લૉર્ડ કૉર્નવૉલિસ, પાંચમો ગવર્નર–જનરલ; સર જ્યૉર્જ બાર્લો, લૉર્ડ મિન્ટો, છઠ્ઠો ગવર્નર-જનરલ

---

## ઇ. સ. ૧૮૦૫થી ૧૮૦૭ અને ૧૮૧૩ સુધી

---

૧. હજી ઇસ્ટ ઇન્ડિઆ કંપનિને હિંદ સાથે વેપાર કરવાનો કુલ હક હતો અને આ વેપારમાંથી નફો મેળવવો એજ તેમની મુખ્ય ધારણા હતી. પરંતુ ટીપુ અને મરાઠા સાથેની લડાઇમાં તેમનો સઘળો નફો ખરચાઈ ગયો હતો, તેથી તેમણે નવા ગવર્નર–જનરલને હોલ્કર સાથે સલાહ કરવાની, અને કોઈ હિંદુ રાજાના કામમાં નહિ પડવાની સૂચના આપીને મોકલ્યો. એજ જાતની સૂચના પહેલાં સર જૉન શોરને આપવામાં આવી હતી.

૨. લૉર્ડ કૉર્નવૉલિસ પહેલાં ગવર્નર–જનરલના હોદ્દા પર આવ્યો હતો. આ વખતે તેની ઉમ્મર લગભગ ૭૦ વર્ષની હતી. આ વૃદ્ધ ઉમ્મરે તેનાથી બંગાળાની ગરમ હવામાં રહી શકાય તેમ નહોતું. હિંદમાં આવ્યા પછી તે પૂરા ત્રણ મહીના પણ જીવ્યો નહિ.

૩. સર જ્યૉર્જ બાર્લો જે આ વખતે કામચલાઉ ગવર્નર–જનરલ નીમાયો તેને ઇંગ્લંડથી મળેલા હુકમોને અનુસરીને ચાલવું પડ્યું. હોલ્કરે આ વખતે બીજા મરાઠા સરદારોના જેવીજ શરતો ખુશીથી કબૂલ રાખી હોત, પણ તેની સાથે વગર શરતે સલાહ કરવી પડી. નવા ગવર્નર–જનરલની રાજનીતિ લૉર્ડ વેલેસ્લિથી આટલી બધી જુદી કેમ હતી તે અને હોલ્કર, બીજા મરાઠા રાજાઓ, બાજીરાવ પેશ્વા, નાગપુરનો રાજા રાઘોજી, અને સિંધિઆ સમજ્યા નહિ. તે બધાએ ધાર્યું કે હોલ્કરથી ડરીને તેમણે આ રસ્તો પકડ્યો છે.

અંગ્રેજો સાથે જે સલાહ તેમણે કરી હતી તે માટે હવે તેમને પસ્તાવો થયો અને ત્યારપછીનાં સાત વર્ષ તેમણે ફરીથી લડાઈ કરવાની તૈયારીમાં ગાળ્યાં. વળી તે દર્મિયાન બીજા પ્રાંતોમાંથી પહેલાંની પેઠે ચોથ ઉઘરાવવાની સત્તા પાછી મેળવવાને તેઓ એક બીજા સાથે મસલત કરવા લાગ્યા.

૪. સિંધિઆ હોલ્કરના પક્ષમાં ગયો હતો. તેની સાથે અંગ્રેજોએ નવા કરાર કર્યા. આ કરારથી તેની પાસેથી લઈ લીધેલો ગ્વાલિઅરનો મજબૂત કિલ્લો તેને પાછો આપવામાં આવ્યો અને ચંબલ નદીને તેના અને અંગ્રેજના મુલક વચ્ચેની હદ ઠરાવી.

૫. ટીપુના છોકરાને અંગ્રેજોએ વર્ષાસન બાંધી આપી વેલોરના કિલ્લામાં રાખ્યા હતા. તેમણે કિલ્લામાં દેશી સિપાઇઓને અંગ્રેજ અમલદાર સામે ઉશ્કેર્યા. ઘણા અંગ્રેજો માર્યા ગયા, પણ જે થોડા ઘણા રહ્યા તેમણે આર્કટથી મદદ આવી પહોંચી ત્યાંસુધી કિલ્લો ટકાવી રાખ્યો. બળવો સમાવી દેવામાં આવ્યો અને ટીપુના છોકરાને કલકત્તે લઈ જઈ રાખ્યો.

૬. હવે લૉર્ડ મિન્ટો ગવર્નર-જનરલ નીમાયો અને તે હોદ્દા પર સાત વર્ષ રહ્યો. તેણે ઇંગ્લંડથી મળેલા હુકમ પ્રમાણે વર્તી દેશી રાજ્યોના કામમાં હાથ ઘાલ્યો નહિ; પણ આ રીતિ ડહાપણ ભરેલી નીવડી નહિ, કારણ કે તેઓ ( દેશી રાજ્યો ) એક બીજા સાથે લડવા તથા અંગ્રેજો પર હુમલો કરવાની તૈયારી કરવા લાગ્યાં.

૭. ઈસ્ટ ઇંડિઆ કંપનિને ઇ. સ. ૧૬૦૦માં ઇલિઝાબેથ રાણીએ હિંદ સાથે વેપાર કરવાની સનદ કે લેખી રજા આપી હતી અને ત્યારપછી વખતોવખત જૂની સનદ બદલીને નવી સનદો કરી આપવામાં આવતી હતી. ઇ. સ. ૧૭૭૩માં રેગ્યુલેટિંગ ઍક્ટ મુસાર થયો, ત્યારપછી આ સનદ વીસ વીસ વર્ષે બદલવાનો ઠરાવ થયો હતો. ઇ. સ. ૧૮૧૩ સુધી એટલે ૨૧૩ વર્ષ સુધી કંપનિને (સનદની

ફઇએ ) હિંદમાં વેપાર કરવાનો કુલ હક મળ્યો હતો. એટલે બીજા કોઈ અંગ્રેજ વેપારીઓ ખરીદી કે વેચાણ કરી શકતા નહિ; પણ તે વર્ષથી ( નવી સનદમાં ) ઇંગ્લિશ પાર્લમેન્ટે આ કુલ હક બંધ કર્યો અને હરકોઈ માણસને હિંદમાં વેપાર કરવાની છૂટ આપી.

૮ પરંતુ ત્યારપછીનાં વીસ વર્ષ સુધી આ છૂટનો કોઈથી બહુ લાભ લઈ શકાયો નહિ; કારણ કે કંપનિનો એક જૂનો ઠરાવ એ હતો કે કોઈ અંગ્રેજ તેના તાબાના મુલકમાં પરવાનગી સિવાય રહી શકે નહિ.

---

# ૭૨. લૉર્ડ હેસ્ટિંગ્સ

## ૭મો ગવર્નર–જનરલ

## ઇ૦ સ૦ ૧૮૧૩થી ૧૮૨૩ સુધી

## મરાઠા સત્તાનો અંત

૧. નવો ગવર્નર–જનરલ લૉર્ડ હેસ્ટિંગ્સ ઇ. સ. ૧૮૧૩માં હિંદમાં આવ્યો, તે ઊંચ અમીરી કુળનો તથા મહાન્ સરદાર હતો. ઘણી લડાઈઓમાં તેણે ભાગ લીધો હતો. તેનું અને પહેલા ગવર્નર–જનરલ વૉરન હેસ્ટિંગ્સનું નામ એકજ હતું, છતાં વૉરન હેસ્ટિંગ્સ સાથે તેને કંઈ પણ સગપણ નહોતું. હિંદમાં બ્રિટિશ રાજ્યની ઇમારત ચણનાર લૉર્ડ ક્લાઇવ અને લૉર્ડ વેલેસ્લિ એ બે પહેલા થયા અને આ ત્રીજો હતો, તેણે દસ વર્ષ હિંદમાં અમલ કર્યો.

૨. જો વેલેસ્લિની યોજના પ્રમાણે વર્તવામાં આવ્યું હોત તો જેમ હાલમાં બધે સલાહશાન્તિ છે તેમ લૉર્ડ હેસ્ટિંગ્સના વખતમાં પણ

હોત. પણ સલાહશાન્તિને બદલે મરાઠાના મુલકમાં બધે લડાઈ જાગવાની તૈયારી હતી. પાછલાં દશ વર્ષમાં મધ્ય હિંદમાં પિંઢારા નામના નવા લોકો જોર પર આવ્યા.

૩. લૂટારાની ટોળીઓ, જેમાં વિશેષ કરીને મુસલમાનમાંથી પઠાણ લોક અને હિંદુમાંથી મરાઠા લોક ભળ્યા હતા, તે 'પિંઢારા' ને નામે ઓળખાતી. ભારે ગુન્હો કરનાર માણસો સજાની બીકથી નાસીને પિંઢારાની ટોળીમાં ભળતા. આ લોકો ઘરબાર કે ઠામઠેકાણા વિનાના હતા. તેઓ લડી શકતા નહિ. પણ કોઈથી પકડી શકાય નહિ એટલી ઝડપથી દોડતા. દોડવાની બાબતમાં તેઓ ઘણા મગરૂર હતા. જીત મેળવવી કે મુલક લેવો એ તેમની સવારીઓનો હેતુ નહોતો; જે મુલકમાં તેઓ પેસે તે મુલકમાંથી સઘળું લૂટી લેવું એજ તેમની ધારણા હતી. પૈસા કયા સંતાડ્યા છે તે ન બતાવે તેના પર તેઓ ઘણો



લૉર્ડ હેસ્ટિંગ્સ

જુલમ કરતા; લાલ તપાવેલા લોઢાથી પગની તળીએ ડામ દેતા, અને લૂગડાં સળગાવી તે પર તેલ રેડતા. પહેલાના વખતમાં તેમાંના ઘણા સિંધિઆ અને પેશ્વાનાં લશ્કરમાં સામેલ થઈ દર વર્ષે લૂટવા જતા, પણ જ્યારે મરાઠા સરદારો લૂટફાટ કરી શક્યા નહિ, ત્યારે આ લોકો પોતાની મેળે એકલા લૂટફાટ કરવા તથા ઉઘરાવવા લાગ્યા. તેમના ઘણા સરદારો હતા. તેમાંના મુખ્ય અમીરખાન અને ચિતુ હતા. તેમનું વધતું બળ કોઈએ અટકાવ્યું નહિ, તેથી તેઓ વધારે ને વધારે જોર પર આવતા ગયા, એટલે સુધી કે આખરે તેમનાં ૬૦,૦૦૦ માણસ થયાં.

૪. મોટા મરાઠા સરદારો, અમે અંગ્રેજોના મિત્રો અને મળતીઆ છીએ એમ બહારથી બતાવતા, પણ અંદરખાને બધા પોતાની ગયલી સત્તા પાછી મેળવવા ઇચ્છતા. તેઓ પિંઢારાને છૂપી રીતે મદદ કરતા, અને આમ કરવાથી, અમે અંગ્રેજોને હરાવી શકીશું, અથવા તો અંગ્રેજો પિંઢારા જોડે લડવામાં એટલા બધા રોકાશે કે અમો બળવો કરીશું તો તેઓ અમારી સાથે લડી શકશે નહિ એમ ધારતા.

૫. લૉર્ડ હેસ્ટિંગ્સને આવતાની વાર માલમ પડ્યું કે લૉર્ડ વેલેસ્લિની બળવાનની સામે નિર્બળને મદદ કરવાની યોજના ફરીથી કામે લગાડવામાં નહિ આવે તો જે ભય ભરેલી સ્થિતિમાથી તે મહાન્ ગવર્નર–જનરલે હિંદને બચાવ્યું હતું તે સ્થિતિમાં તે ફરીથી આવી પડશે. તેણે ઇંગ્લંડની સરકારને લખી જણાવ્યું કે 'લૉર્ડ વેલેસ્લિની યોજના કામે લગાડવાથીજ હિંદ પાયમલ થઈ જતું અટકશે; કારણ કે ઉત્તરમાં ગુરખા લોકોએ બ્રિટિશ હિંદને હેરાન કરવા માંડયું છે. દક્ષિણમાં પિંઢારા ધાડ પાડવા તથા લૂટફાટ કરવા લાગ્યા છે, અને બધા મરાઠા સરદારો મધ્ય હિંદમાં બળવો કરવાની તૈયારી કરે છે; નિઝામ મરાઠાથી ઘણો ડરે છે તેજ માત્ર અંગ્રેજોને નિમકહલાલ રહ્યો છે.' ઇંગ્લંડની સરકારને લૉર્ડ હેસ્ટિંગ્સ પર પૂર્ણ વિશ્વાસ હતો, તેથી તેણે લખેલી હકીકત ખરી માની લૉર્ડ વેલેસ્લિની યોજનાનો પૂરેપૂરો અમલ કરવાનું તેને લખી જણાવ્યું.

૬. નેપાળનો મુલક હિંદુસ્તાન અને ટિબેટની વચ્ચે, કાશ્મીરની પૂર્વે, હિમાલયના પડખામાં આવેલો છે. તે ૭૦૦ માઇલ લાંબો અને ૧૦૦ માઇલ પહોળો છે.

૭. લૉર્ડ હેસ્ટિંગ્સ હિંદમાં આવ્યો તે અરસામાં નેપાળના ગુરખા લોકોએ કંઈ કારણ સિવાય અયોધ્યાનાં કેટલાંક ગામડાંનો કબજો કરી ત્યાંના મુખીઓને મારી નાખ્યા, તેથી તેમની સાથે લડાઈ

જાહેર કરી ચાર લશ્કર મોકલવામાં આવ્યાં. હિમાલયનાં ઊંચેના પ્રદેશમાં ભારે તોપો ખેંચી જવી એ કામ ઘણું મુશ્કેલ હતું; તેમજ ગુરખા લોકો ઘણી બહાદુરીથી લડ્યા. ચાર લશ્કરમાંનાં ત્રણને ઘણી ખુવારી સાથે પાછા ફરવું પડ્યું, પણ જનરલ ઑક્ટર લોનીની સરદારી નીચેના ચોથા લશ્કરે ગુરખા લોકોને ઠામ ઠામ હરાવ્યા અને જ્યારે તે સરદાર તેમના મુલકની રાજધાની ખટમંડુ નજીક પહોંચ્યો, ત્યારે ગુરખા રાજાએ અંગ્રેજો સાથે સલાહ કરી. ઇ. સ. ૧૮૧૬માં 'સેગાઉલીના કરાર'થી ગુરખાએ પોતાના મુલકનો પશ્ચિમનો ભાગ કમાઉન પ્રદેશ અંગ્રેજને સ્વાધીન કર્યો. હાલનાં જાણીતાં સિમલા, મસુરી, નૈનિતાલ, એ ડુંગરી સ્થળો આ કમાઉનના પ્રદેશમાં આવેલાં છે. ગરમીના દિવસોમાં ગવર્નર-જનરલ પોતાનો મુકામ સિમલામાં રાખે છે. સેગાઉલીની સલાહ થઈ તે દિવસથી એક અંગ્રેજ અમલદાર ખટમંડુમાં રહે છે, તેને નેપાળનો રેસિડેન્ટ કહે છે.

૮. નેપાળનો રાજા ત્યારપછી આજ દીન સુધી અંગ્રેજો સાથે મિત્રાચારી રાખી રહ્યો છે અને ઘણા ગુરખા તેમના લશ્કરમાં દાખલ



ગુરખા અમલદાર

થયા છે. તેની અંગ્રેજ અમલદારોના હાથ નીચે ગુરખા પલટણો બની છે. અંગ્રેજના લશ્કરમાં શ્રેષ્ઠ તથા બહાદુરમાં બહાદુર ગણાતા સિપાઈઓમાં હાલ તેમની ગણતરી થાય છે.

૯. અંગ્રેજનાં લશ્કર ગુરખા સાથે લડવામાં રોકાયાં હતાં તે વખતે પિંઢારા છેક ઉદ્ધત બન્યા હતા અને બાજીરાવ પેશ્વા તેમને ઠામ ઠામ લૂટફાટ કરવા તથા ધાડ પાડવાને ઉશ્કેરતો. લૉર્ડ હેસ્ટિંગ્સે ઇ. સ. ૧૮૧૬માં બંગાળા, મદ્રાસ, અને મુંબઈમાં નાનાં નાનાં લશ્કરો એકઠાં કરી ૧,૨૦,૦૦૦ માણસનું મોટું સૈન્ય ઊભું કર્યું. આ લશ્કરે પિંઢારાને બધી બાજુએથી એવી રીતે ઘેરી લીધા કે કોઈથી નાસી શકાયું નહિ. પિંઢારા સામા થઈ લડયા નહિ, તેથી કંઈ યુદ્ધ થયું નહિ. તેઓમાંના ઘણા માર્યા ગયા અને બાકીના નાસી છૂટી હથિયાર તજી દઈ, ગામડાંમાં જઈ શાન્તપણે વસ્યા. ચિતુ નામનો તેમનો એક સરદાર જંગલમાં નાઠો, ત્યાં તેને વાઘે મારી નાખ્યો. બીજા સરદારો અંગ્રેજને શરણે આવ્યા, તેમને ગુજરાનને પેટે નાની જાગીરો આપવામાં આવી. અમીરખાનને રજપુતાનામાં ટોંકનું નાનું સંસ્થાન આપ્યું અને નવાબનો ખિતાબ આપ્યો. ઇ. સ. ૧૮૧૮ સુધીમાં તો પિંઢારાની નિશાની સરખી પણ રહી નહિ અને હિંદ દારુણ દુઃખમાંથી મુકત થયું.

---

## ૭૩. લૉર્ડ હેસ્ટિંગ્સ (ચાલુ)

---

૧. આ દર્મિયાન અંગ્રજો પિંઢારાને હરાવી શકશે નહિ એમ ધારી બાજીરાવ પેશ્વાએ મોટું લશ્કર ઊભું કર્યું અને પુના નજીક ખડકીની છાવણીમાં અંગ્રેજના લશ્કર પર એકાએક હુમલો કર્યો,

પણ તેને ભારે ખુવારી સાથે પાછા હઠવું પડ્યું, તે કેટલોક વખત આમ તેમ ભટકયા પછી આખરે શરણે આવ્યો. તેણે વારંવાર કરાર તોડ્યા હતા, તેથી હવે તે ભરોસો રાખવા લાયક નથી એમ વિચારી લૉર્ડ હેસ્ટિંગ્સે તેનો બધો મુલક લઈ લીધો અને તેને ભારે વર્ષાસન બાંધી આપી કાનપુર પાસે બિથુર ગામમાં રાખ્યો.

૨. નાગપુરનો ઘરડો રાજા રાઘોજી ભોંસલે થોડા વખત પર મરણ પામવાથી તેનો ભત્રીજો આપાસાહેબ ત્યાં અમલ કરતો હતો. તેણે અંગ્રેજો સાથે સલાહ કરી હતી; પણ છૂપી રીતે તે બાજીરાવ સાથે મસલત ચલાવતો હતો. બાજીરાવે ખડકીની છાવણીમાં અંગ્રેજના લશ્કર પર હુમલો કર્યાની ખબર સાંભળતાની સાથે તેણે પણ નાગપુર નજીક સીતાબલ્દીના ડુંગરી કિલ્લામાં રહેતા અંગ્રેજ રેસિડેન્ટ પર હુમલો કર્યો. રેસિડેન્ટ મિ૰ જેન્કીન્સ પાસે અંગ્રેજ યોદ્ધા નહોતા, પણ અંગ્રેજ અમલદારોના હાથ નીચે ૧,૪૦૦ સિપાઈ હતા. આપાસાહેબ પાસે ૧૮,૦૦૦ માણસ હતાં, તેથી તે ધારતો હતો કે હું રેસિડેન્ટનાં આટલાં થોડાં માણસને સહેલાઈથી ઠાર કરીશ. લડાઈ રાત્રે શરૂ થઈ અને બીજો આખો દિવસ ચાલી. પરિણામે આપાસાહેબનો પૂરેપૂરો પરાજય થયો. તે નાસીને રજપુતાનામાં જઈ રહ્યો અને કેટલાંક વર્ષ પછી ત્યાંજ મરણ પામ્યો. રાઘોજીના બાળક પૌત્રને અંગ્રેજોએ નાગપુરની ગાદીએ બેસાડ્યો.

૩. યશવંતરાવ હોલ્કર મરણ પામ્યો હતો અને તેની વિધવા તુલસીબાઈ રાજ્યનો વહિવટ કરતી હતી. બાજીરાવ અંગ્રેજો સાથે લડે છે એ સાંભળીને તરતજ તે પોતાનું બધું લશ્કર લઈ તેને મદદ કરવાને દક્ષિણ તરફ ચાલ્યો. તેનું લશ્કર સર જૉન માલ્કમની સરદારી નીચેના અંગ્રેજ લશ્કરને મળ્યું, ત્યારે અંગ્રેજ સરદારે તેની સાથે સલાહ કરવાનો, અને બાજીરાવને મદદ કરવી એ કામ કેટલું અવિચારી છે તે બતાવવાનો પ્રયત્ન કર્યો. તુલસીબાઈની શરણ થવાની ખુશી જણાઈ, પણ તેના લશ્કરના મરાઠા સરદારોએ આ વાતની

ખબર પડતાંજ ગુસ્સે થઈ તેને મારી નાખી. ઇ. સ. ૧૮૧૭માં આ સરદારોએ અંગ્રેજના લશ્કર પર માહિદપુર આગળ હુમલો કર્યો; પણ સર જૉન માલ્કમે તેમનો પુરો પરાજય કર્યો. લૉર્ડ હેસ્ટિંગ્સે યશવંતરાવના બાળક પુત્ર મલ્હારરાવને ઈંદોરનો રાજા બનાવ્યો અને તેના રક્ષણ માટે તેના મુલકમાં અંગ્રેજ લશ્કર રાખ્યું.

૪. પાંચ મોટા મરાઠા સરદારો તરફથી તેના મુલકમાં મૂકેલા સહાયકારી અંગ્રેજ લશ્કરના ખરચ પેટે, જે મુલક અંગ્રેજને મળ્યો તે ઇ. સ. ૧૮૦૨માં બાજીરાવે વસાઇની સલાહથી આપેલા મુલકમાં ઉમેરીને લૉર્ડ હેસ્ટિંગ્સે ઇ. સ. ૧૮૨૮માં મુંબઈ ઇલાકો બનાવ્યો.

૫. ઇ. સ. ૧૮૨૩માં લૉર્ડ હેસ્ટિંગ્સે હિંદનો કારભાર છોડ્યો. લૉર્ડ વેલેસ્લિએ શરૂ કરેલું કામ તેણે પાંચ વર્ષમાં પૂરૂં કર્યું અને અંગ્રેજોને હિંદમાં અગ્રેસર બનાવ્યા.

---

# ૭૪. લૉર્ડ આમ્હર્સ્ટ

## ૮મો ગર્વનર-જનરલ

### ઇ. સ. ૧૮૨૩થી ૧૮૨૮ સુધી

૧. બ્રહ્મદેશના રાજાએ થોડા વખત પર બંગાળાની સરહદ પર આવેલા આસામનો મુલક જીતી લીધો હતો. ઇ. સ. ૧૮૨૪માં તેણે અંગ્રેજો પર હુમલો કર્યો અને કિનારા પરના એક ટાપુના રક્ષણ માટે મૂકેલાં કેટલાક માણસોને મારી નાખ્યાં. ગવર્નર-જનરલે

તેની પાસે આ કૃત્યનો જવાબ માગ્યો, પણ જવાબમાં તેણે બંગાળાના ઈશાન કોણમાં આવેલા કાચારના મુલકમાં લશ્કર મોકલ્યું. અંગ્રેજોએ તેને હરાવી પાછું કાઢ્યું અને રંગુન પર હુમલો કરવાને દરિયામાર્ગે વહાણોમાં એક સેના મોકલી તેણે રંગુન શહેર કબજે કર્યું.

૨. અંગ્રેજોના બળ વિષે બ્રહ્મદેશના રાજાને માહિતી નહોતી. તેણે અંગ્રેજ સરદાર સર એ. કૅમ્બેલને હાંકી કાઢવા માટે પોતાના બંદુલા નામના સરદારને મોટું લશ્કર આપી મોકલ્યો. ગવર્નર-જનરલને બાંધી રાજધાનીના શહેર આવામાં લઈ જવા માટે બંદુલા સોનાની સાંકળો લઈ આવ્યો, પણ તેનું લશ્કર સહેજ-માં હાર્યું. અને તે પાછો ચાલ્યો ગયો, પછી અંગ્રેજ સરદારે આસામ અને આરાકાન પ્રાન્તો આખા જીતી લીધા અને ઈરાવતી નદીના મૂળ ભણી વહાણો હંકારી તે આવા તરફ ચાલ્યો. તે શહેર નજીક આવી પહોંચ્યો, એટલે બ્રહ્મદેશનો રાજા શરણે આવ્યો અને તેણે ઇ. સ. ૧૮૨૬માં યાંદાબુના કરાર કર્યા.

૩. આ કરારથી અંગ્રેજોને બ્રહ્મદેશના કાંઠા પરના આસામ, આરાકાન, અને તેનાસરીમ પ્રાંતો મળ્યા.

૪. ભરતપુરનો કિલ્લો એ હિંદમાં એક ઘણો મજબૂત ગઢ ગણાતો. આ કિલ્લાને અંગ્રેજોએ બે વખત ઘેરો ઘાલ્યો હતો પણ લઈ શકયા નહોતા અને ભરતપુરનો રાજા તથા હિંદના ઘણા રાજાઓ એમ માનતા કે તે અજીત છે. ઇ. સ. ૧૮૨૬માં ત્યાંનો રાજા મરી ગયો અને બિલકુલ હક નહિ ધરાવનાર એક સરદારે રાજ્યનો કબજો કર્યો. લૉર્ડ આમ્હર્સ્ટે માજી રાજાના છોકરાને ગાદીએ બેસાડવા માટે લૉર્ડ કૉમ્બરમીઅરની સરદારી નીચે એક લશ્કર



ભરતપુરનો કિલ્લો

મોકલ્યું. તેણે તોપોના મારથી કોટ તોડી પાડી કિલ્લાનો કબજો કર્યો અને હકદાર વારસને ગાદીએ બેસાડ્યો.

---

## ૭૯. લૉર્ડ વિલિઅમ બેન્ટિક

### ૯મો ગવર્નર-જનરલ

### ઈ૦ સ૦ ૧૮૨૮થી ૧૮૩૫ સુધી

૧. લૉર્ડ વિલિઅમ બેન્ટિક ડાહ્યો, દયાળુ, અને ભલો હાકેમ હતો. તેણે પોતાના અમલનાં સાત વર્ષમાં પહેલાના કોઈ પણ હાકેમ કરતાં હિંદના લોકોને કેટલીક રીતે વધારે લાભ કર્યો. દેશમાં સલાહશાન્તિ હતી તેથી તે આ કામ કરી શક્યો.

૨. પહેલવેહેલાં તેણે મુસાફરોને જવા આવવા માટે રસ્તા નિર્ભય બનાવ્યા. આ વખતે દેશમાં મરાઠા લોક લૂટફાટ કરતા બંધ પડ્યા હતા અને પિંઢારાને વશ કર્યા હતા, પણ ધાડપાડુઓ તથા ઠગ કે ફાંસીઆની સંખ્યા બહુ વધી હતી. જે લોકો મુસાફરીએ જતા તેમાંના ઘણાં કદી પાછા આવતા નહિ. ઘણાની ઘર છોડીને ગયા પછી વધુ ખબર મળતી નહિ. તેમને લૂટારા કે ઠગ લોક મારી નાખતા.

૩. ધાડપાડુઓ મુસાફરના સાધારણ વેષમાં ત્રીસ કે ચાળીસની ટોળીમાં આમ તેમ ફરતા અને કોઈ દ્રવ્યવાન્ માણસની ભાળ કાઢી રાત્રે મશાલો લઈ તેના ઘરમાં ઘૂસતા, ઘરનાં માણસોને લૂટતા, તેમના પર ઘણો જુલમ કરતા, અને ઘણી વખત તો તેમનો જીવ લેતા.

૪. ઠગ લોકો કાળી દેવીને આરાધતા અને દસ, બાર, કે વધારે માણસોની નાની ટોળીઓમાં આમ તેમ ફરતા. તેઓ સાલસ ગામડીઆનો વેષ રાખતા, અને રસ્તે જતા કોઈ મુસાફર જોડે દોસ્તી કરી એકાંત જગાએ અથવા ઝાડી ઝાડીમાં તેના ગળાની આસપાસ રૂમાલ વતી ફાંસો દઈ મારી નાખતા; પછી તેની પાસે જે કંઈ હોય તે લઈ લેઈ તેને દાટતા. પોતાની દેવી આવાં ખુનથી રાજી થાય છે એમ તેઓ માનતા. આ ઘોર કામ કરવાનું ન હોય તે વખતે તેઓ બીજા માણસની પેઠે ખેતરમાં કે દુકાને કામે લાગતા અને તેમના આ ધંધાની કોઈને ખબર પડતી નહિ. ઠગ લોકોની પોતાની અલાહિદી ભાષા અને અલાહિદી નિશાનીઓ હતી, તે તેમના સિવાય બીજા કોઈ જાણતા કે સમજતા નહિ.


લૉર્ડ વિલિઅમ બેન્ટિક



ઠગ

૫. બેન્ટિંકે આ ઠગ અને ધાડપાડુઓને ઢૂંઢી કાઢવા અંગ્રેજ અમલદારોને હુકમ કર્યો. સાત કે આઠ વર્ષમાં ૧,૫૦૦થી વધારે ઠગ પકડાયા. થોડાં વર્ષ પછી તેમાંનો એક પણ રહ્યો નહિ અને મુસાફરો માટે પ્હેલીજ વખત સેંકડો વર્ષ માટે રસ્તા નિર્ભય થયા.

૬. કેટલાક હિંદુઓમાં ઘણા જમાનાથી સતી થવાનો ઘાતકી રિવાજ ચાલતો. કોઈ પુરુષ મરી જાય ત્યારે તેની વિધવા સ્ત્રીને તેની સાથે જીવતી બાળતા. આ રીતે બિચારી હજારો સ્ત્રીઓને બાળી મૂકવામાં આવતી. છોકરાઓ પોતાની માને જીવતી બાળે એ કૃત્ય એવું ઘોર લાગે છે કે આપણે તે ખરૂં માનીએ નહિ. પણ ઇ. સ. ૧૮૧૭ની એકજ સાલમાં એકલા બંગાળામાં ૭૦૦થી વધારે વિધવાઓને જીવતી બાળી મૂકવામાં આવી હતી. અકબરે આ ઘાતકી રિવાજ બંધ પાડવાનો પ્રયત્ન કર્યો હતો, પણ તે બંધ થઈ શક્યો નહોતો. બેન્ટિંકે તે રિવાજ હંમેશને માટે બંધ કર્યો, તેથી બધા હિંદુ તેનો ઘણો આભાર માને છે.



સતી

૭. ઇ. સ. ૧૮૩૩ની સાલ પહેલાં ઇસ્ટ ઇંડિઆ કંપનિ દેશીઓને ભારે હોદ્દાની કે સારા પગારની જગા આપતી નહિ. પણ તે વર્ષમાં એવો કાયદો પસાર કરવામાં આવ્યો કે હિંદની સાધારણ કે હોદ્દાની જગાને માટે કોઈ દેશી હરેક રીતે લાયક હોય તો તેને તે જગા આપવી. નોકરીને માટે લાયક હોય એવા ઘણા દેશીઓ પ્રથમ મળી આવ્યા નહિ, પણ વર્ષોવર્ષ દેશી નોકરોની સંખ્યા વધતી ગઈ. હાલમાં સરકારી નોકરીમાં ઘણીખરી જગા પર દેશીઓ જોવામાં આવે છે. સરકારી નોકરીમાં દાખલ થવાનો રસ્તો દેશીઓ માટે બેન્ટિકે ખુલ્લો મૂક્યો અને તે દિવસથી આજ સુધી તે સદા ખુલ્લો રાખવામાં આવ્યો છે. આ ઠરાવની રૂઈએ ઘણા દેશીઓને ડેપ્યુટિ કલેકટર તથા મુનસફ બનાવવામાં આવ્યા.

૮. ઘણા દેશીઓને અંગ્રેજ સરકારની નોકરીમાં દાખલ કરવામાં આવ્યા અને તેમને હવે અંગ્રેજ અમલદારો સાથે ઘણું કામ કરવાનું હતું, તેથી તેમને અંગ્રેજી ભાષા બરાબર જાણવાની એટલે તે લખતાં, વાંચતાં, ને બોલતાં આવડવાની જરૂર જણાઈ. વળી હિંદની ભાષાઓનાં પુસ્તકોમાંથી ન મળી આવે એવા દરેક પ્રકારના, એટલે

સઘળી કળા અને શાસ્ત્રોના ઉપયોગી જ્ઞાનનો મોટો ભંડાર અંગ્રેજી પુસ્તકોમાં છે; તો હિંદના લોકો અંગ્રેજી ભણ્યા સિવાય આ જ્ઞાન કેવી રીતે મેળવી શકે? હરકોઈ દેશના પુસ્તકોમાંની સારી કે ઉપયોગી હકીકત અંગ્રેજી પુસ્તકમાંથી મળી આવે છે; કારણ કે અંગ્રેજો દુનિયા પર બધે ફરે છે, દરેક દેશની ભાષા શીખે છે, અને તે દેશના પુસ્તકોમાં જે જે ઉપયોગી લાગે તે બધાનું અંગ્રેજીમાં ભાષાન્તર કરે છે. અંગ્રેજી ભાષા આખી દુનિયાની વિદ્વત્તા અને ડહાપણનો ખજાનો છે. તે ભાષાનું જ્ઞાન એક કુંચી રૂપે અને આ કુંચીની મદદથી હરકોઈ માણસ તે ખજાનાનું તાળું ઉઘાડીને પોતાની નજરમાં આવે તે લઈ શકે છે.

બેન્ટિકે દેશીઓને અંગ્રેજી ભાષાનો અભ્યાસ કરવા માટે અંગ્રેજી નિશાળો કાઢવાનો ઠરાવ કર્યો. ત્યારપછી અંગ્રેજી નિશાળોની સંખ્યા વધતી ચાલી છે અને હાલમાં હજારો નિશાળોમાં અંગ્રેજી શિખવાય છે.

૯. હિંદના લોકોની ઘણી પ્રજા તથા જાતોમાં ભાગ પડેલા છે. આ દરેક પ્રજા અને જાતની પોતાની ખાસ બોલી હોય છે અને તે બીજી કોઈ પણ બોલીથી જુદી હોય છે. એક વખત એવો હતો કે જ્યારે પંજાબનો વતની મદ્રાસના વતનીનું બોલવું સમજી શકતો નહિ; કારણ કે તે દરેક જુદી ભાષા બોલતો. પણ હાલ પંજાબી મદ્રાસી સાથે અંગ્રેજીમાં વાતચીત કરે છે; કારણ કે અંગ્રેજી ભાષા પંજાબમાં તેમજ મદ્રાસમાં શિખવાય છે. પંજાબ અને મદ્રાસના લોકો એકજ ભાષામાં વાતચીત કરી શકે છે, એ ઘણું સારૂં છે; કારણ કે તેઓ એક મહાન્ રાજાની અને એકજ હિંદી સામ્રાજ્યની પ્રજા છે.

૧૦. જ્યારે મોગલો અને અફગાનો હિંદમાં રાજ્ય કરતા ત્યારે કચેરીઓમાં અને ન્યાયની અદાલતોમાં ફારસી ભાષામાં કામ ચાલતું. હવે હિંદનું રાજ્ય અંગ્રેજોના હાથમાં આવ્યું તેથી બેન્ટિકે ફારસીને બદલે અંગ્રેજી ભાષા દાખલ કરી.

# ૭૬. લૉર્ડ વિલિઅમ બેન્ટિક (ચાલુ) અને સર ચાર્લ્સ મેટ્કાફ કામચલાઉ ગવર્નર–જનરલ

---

## ઇ. સ. ૧૮૩૫થી ૧૮૩૬ સુધી

---

૧ હિંદના સર્વોપરિ અધિકારી તરીકે, ગવર્નર–જનરલને માત્ર હિંદના રાજાઓને માંહોમાંહે લડી મરતાં અટકાવાનું કામ હતું એટલુંજ નહિ, પરંતુ તેઓ પોતાની પ્રજા પર સારી રીતે અમલ ચલાવે છે અને તેમને હેરાન કરતા નથી તે પણ તપાસ રાખવાની હતી.

ગ્વાલિઅરમાં દોલતરાવ સિંધિઆ મરણ પામ્યો. તેને પુત્ર નહોતો તેથી તેની રાણી અને અમીરો માંહોમાંહે લડવા લાગ્યા. બેન્ટિકે રાણી પાસે જનકોજી નામના એક છોકરાને દત્તક લેવડાવ્યો અને તે મોટો થયો ત્યારે સિંધિઆના મુલક પર અમલ કરવાને ગાદીએ બેસાડ્યો.

વળી મલ્હારાવ હોલ્કર પુત્ર વિના મરણ પામ્યો અને તેની રાણીએ પણ રાજ્યની લગામ હાથમાં લેવાનો પ્રયત્ન કર્યો, તેથી માંહોમાંહે લડાઈ જાગી. બેન્ટિકે માજી રાજાનો એક સગો જેના પર લોકોની ચાહના હતી તેને ગાદીએ બેસાડ્યો. તેથી રાજ્યમાં શાંતિ થઈ.

રજપુતાનાનાં કેટલાંક રાજ્યોમાં બેન્ટિક તેજ પ્રમાણે વર્ત્યો. જે લોકો હકદાર રાજાની સામા થયા તેમને તેણે પોતાની સત્તાના બળે વશ કર્યા. લડાઈ થવાથી હજારો લોકો માર્યા ગયા હોત તે આ પ્રમાણે બચ્યા.

૨. આપણે પહેલાં જણાવી ગયા છીએ કે ટીપુ ઇ. સ. ૧૭૯૯માં મરાયો, ત્યારે લૉર્ડ વેલેસ્લિએ કૃષ્ણરાજ નામના બાળકને મ્હૈસુરનો

રાજા બનાવ્યો હતો. કૃષ્ણરાજા ૧૬ વર્ષનો થયો ત્યારે રાજ્યની લગામ તેના હાથમાં આપવામાં આવી, પણ તે રાજ્યકર્તા તરીકે સારો નીવડ્યો નહિ. તેણે સઘળો ખજાનો મોજમઝામાં ગુમાવ્યો. પોતાના રાજ્યમાં લાયક માણસોને નોકરીમાં નહિ રાખતાં જે કોઈ સૌથી વધારે રકમ આપે તેને રાખ્યા અને લશ્કરનો પગાર આપ્યો નહિ તથા લોકોને ઘણું દુઃખ દીધું. આખરે ઇ. સ. ૧૮૩૦માં મ્હૈસૂરના લોકોએ તેના જુલમથી કંટાળી બળવો કર્યો. બેન્ટિકે રાજ્યમાં



મ્હૈસૂરનો કૃષ્ણરાજા

વ્યવસ્થા કરવાને એક અંગ્રેજ લશ્કર મોકલ્યું. રાજાને વર્ષાસન બાંધી આપવામાં આવ્યું અને ત્યારપછીનાં ૫૦ વર્ષ સુધી મ્હૈસૂર

કમિશનના નામથી અંગ્રેજ અમલદારોએ રાજ્યવહિવટ ચલાવ્યો. આ દર્મિયાન મ્હેસૂર દેશ દ્રવ્યવાન્ તથા આબાદ બન્યો અને લોકો સુખી થયા. રાજાને દત્તક લેવાની પરવાનગી મળી હતી તે મુજબ તેણે જે છોકરાને દત્તક લીધો હતો તે મોટો થયો ત્યારે તેને મ્હેસૂરની ગાદીએ બેસાડ્યો અને ત્યારથી મ્હેસૂર કમિશનનો વહિવટ બંધ પડ્યો.

૩. ઇ. સ. ૧૮૧૩ની સાલ સુધી ઇંગ્લિશ ઇસ્ટ ઇન્ડિઆ કંપનિને હિંદ તથા ચીન સાથે વેપાર કરવાનો કુલ હક આપેલો હતો. ઇ. સ. ૧૮૧૩માં, એટલે લૉર્ડ હેસ્ટિંગ્સના વખતમાં, જે લોકોની હિંદ સાથે વેપાર કરવાની ઇચ્છા હોય તે બધાને છૂટ આપવામાં આવી હતી; પણ આપણે જણાવી ગયા છીએ તેમ આ છૂટનો કોઇથી ઉપયોગ થઈ શક્યો નહિ; કારણ કે કંપનિની પરવાનગી સિવાય કોઈથી હિંદમાં રહી શકાતું નહિ. ત્યારપછી ૨૦ વર્ષ, એટલે ઇ. સ. ૧૮૩૩માં, ઇંગ્લિશ પાર્લમેન્ટે કંપનિને ૨૦ વર્ષની નવી સનદ આપી, પણ એવો ઠરાવ કર્યો કે કંપનિએ હિંદમાં બિલકુલ વેપાર કરવો નહિ. આ સનદથી તેને માત્ર હિંદના મુલકમાં રાજ્ય કરવાની પરવાનગી મળી. આ વખતથી કોઈ પણ અંગ્રેજ હિંદમાં આવી ગમે ત્યાં કોઈની રજા સિવાય રહી શકે છે. હવે ઘણા અંગ્રેજો હિંદનો મુલક જોવા તથા ત્યાં વેપાર કરવાને આવ્યા. વેપાર ઘણો વધ્યો અને હિંદના લોકો વધારે દ્રવ્યવાન્ થયા. વળી આજ વખતે ચીન સાથે વેપાર કરવાની બધાને છૂટ મળી.

૪. અયોધ્યાના નવાબે ઇ. સ. ૧૮૦૧માં અંગ્રેજોને જે મુલક આપ્યો હતો તે અને સિંધિઆ પાસેથી મળેલો મુલક એ બેનો "વાયવ્ય પ્રાંતો" એ નામનો નવો ઇલાકો બનાવ્યો અને તેનો વહિવટ લેફ્ટેનન્ટ ગવર્નરને સોંપ્યો. આ વાયવ્ય પ્રાંતો હાલ "આગ્રા અને અયોધ્યાના સંયુક્ત પ્રાંતો" કહેવાય છે.

૫. કુર્ગ એ મ્હેસૂરની પશ્ચિમે પશ્ચિમ ઘાટમાં આવેલો નાનો પહાડી મુલક છે. હૈદરે અને ટીપુએ તે મુલક જીત્યો હતો, પણ કુર્ગ લોકોના વખતોવખતના બળવાથી તે રાખી શક્યા નહોતા. ટીપુના મરણથી

ત્યાંનો તે વખતનો રાજા નિરાંતે રાજ્ય કરી શકયો. તેની પછીના બે રાજાઓનો અમલ ઘણો જુલમી હતો. પણ બેન્ટિકના વખતમાં જે રાજા હતો તેનો અમલ આ પહેલાના રાજાઓ કરતાં પણ વધારે જુલમી હતો. તેણે હજારો કુર્ગોનાં ખૂન કર્યાં અને પોતાના સઘળા ભાઈઓને તથા બેનોને મારી નાખ્યાં. કોઈ માણસની જિંદગી સહી-સલામત નહોતી, તેથી જેનાથી બન્યું તે ત્યાંથી નીકળી નાઠા. તેને તાકીદ આપવાને ઘણા અંગ્રેજ અમલદાર મોકલવામાં આવ્યા, પણ કોઈનું કહેવું તેણે સાંભળ્યું નહિ. ઇ. સ. ૧૮૩૪માં બેન્ટિકે કુર્ગમાં એક લશ્કર મોકલ્યું.



કુર્ગ સરદાર

રાજાના સિપાઈઓ બહાદુરીથી લડ્યા, પણ રાજા પોતે નાસી જંગલમાં ભરાયો. તે તરતજ પકડાયો અને ગવર્નર-જનરલે પછી કુર્ગ સરદારોને બીજો રાજા પસંદ કરવાનું કહ્યું. તેઓએ એકમતે કુર્ગમાં અંગ્રેજી અમલની માગણી કરી અને જણાવ્યું કે અમારે રાજા જોઈતો નથી. ગવર્નર-જનરલે તે માગણી કબૂલ રાખી કુર્ગનો મુલક ખાલસા કર્યો. તે વખતથી કુર્ગના લોકોને પરવાના સિવાય હથિયાર રાખવાની છૂટ મળેલી છે.

૬. વાયવ્ય પ્રાંતોના ગવર્નર સર ચાર્લ્સ મેટ્કાફે બેન્ટિકના ગયા પછી એક વર્ષ ગવર્નર-જનરલના



સર ચાર્લ્સ મેટ્કાફ

હોદ્દાનું કામ કર્યું. તેણે હિંદના લોકોને વર્તમાનપત્રોની છૂટ આપી. આ પત્રોમાં કોઈ પણ માણસને બીજાની લાગણી ન દુઃખવે એવું લખાણ કોઈની રજા સિવાય કરવાની છૂટ છે. ઇ. સ. ૧૮૩૫ પહેલાં ફક્ત ૬ દેશી વર્તમાનપત્રો નીકળતાં, પણ હાલમાં ૬૦૦થી વધારે નીકળે- છે.

---

## ૭૭. લૉર્ડ ઑકલૅન્ડ

### ૧૦મો ગવર્નર-જનરલ

### ઇ૦ સ૦ ૧૮૩૬થી ૧૮૪૨ સુધી

૧. લૉર્ડ ઑકલૅન્ડ આવ્યો તે વેળા અફગાનિસ્તાનની ગાદીને માટે બે દાવાદાર હતા. તેમાંનો એક શાહશુજા અહમદશાહના વંશનો હતો અને બીજો દોસ્ત-મહમદ અહમદશાહના મુખ્ય પ્રધાનના વંશનો હતો. એ બેમાંથી દોસ્તમહમદનું જોર વિશેષ હતું. તેણે શાહશુજાને કાબુલમાંથી કાઢી મૂક્યો. શાહશુજા નાસીને હિંદમાં આવ્યો અને અંગ્રેજોએ તેને ગુજરાન પેટે વર્ષાસન આપ્યું.



લૉર્ડ ઑકલૅન્ડ

૨. ગવર્નર-જનરલે વિચાર્યું કે આ વખતે અફગાનિસ્તાનમાં


શાહશુજા

અંગ્રેજના પક્ષનો અમીર હોય તો ઠીક પડે. રશિયનો હિંદ પર ચડી આવે તો તે અંગ્રેજોને મદદ કરી રશિયનો સાથે લડે. તેણે શાહશુજાને ફરીથી અફગાનિસ્તાનની ગાદીએ બેસાડવાનો નિશ્ચય કર્યો. તે હકદાર વારસ હતો અને અંગ્રેજોનો મિત્ર હતો.

૩. ઇ. સ. ૧૮૩૯માં એક અંગ્રેજ લશ્કર સિંધુ નદી ઓળંગીને બોલનઘાટને માર્ગે બલુચિસ્તાનમાં થઈ કંદહાર ભણી ચાલ્યું. તેણે કંદહાર લીધું, તથા ગિઝની તરફ કૂચ કરી અને રી રસાકસી પછી તે શહેર પણ લીધું. દોસ્તમહમદ નાસીને ઉત્તરમાં બોખારામાં જઈ રહ્યો. શાહશુજાને અફગાનિસ્તાનની ગાદીએ બેસાડવામાં આવ્યો. તેને મદદ કરવાને સર ડબલ્યુ. મૅકનૉટન નામના એક અંગ્રેજ અમલદારને મૂક્યો.


દોસ્તમહમદ

૪. બીજે વર્ષે દોસ્તમહમદ અંગ્રેજને શરણે આવ્યો. તેને કલકત્તામાં તેનો મરતબો જળવાય એવી રીતે રાખ્યો; પણ અકબરખાન નામનો તેનો જુવાન અને ઝનુની છોકરો તાબે થયો નહિ અને ઘણા અફગાનો તેના પક્ષમાં ભળ્યા. શાહશુજા રાજ્ય


અકબરખાન

કરવાને લાયક નહોતો અને લોકો તેને ધિક્કારતા. તેને ગાદીએ બેસાડ્યા પછી ત્યાં જે અંગ્રેજ અમલદારો રાખવામાં આવ્યા હતા, તેમના રક્ષણને માટે થોડાં માણસ મૂકી બાકીનું અંગ્રેજ લશ્કર હિંદ પાછું આવ્યું હતું.

૫. ઇ. સ. ૧૮૪૨માં એટલે શાહશુજાએ બે વર્ષ રાજ્ય કર્યું ત્યારપછી અફગાનો તેની સામે ઊઠ્યા. તેમનો આગેવાન અકબરખાન હતો. સર ડબલ્યુ. મૅક્નૉટને સલાહ કરવાનો પ્રયત્ન કર્યો, પણ તે હથિયાર સિવાય ખાનગી રીતે અકબરખાન સાથે વાત કરતો હતો તે વખતે સરદારે તેના પર બંદુકનો બાર કર્યો અને અફગાનોએ તેના કડકે કડકા કરી નાખ્યા.

૬. પછી અફગાનોએ કાબુલ પર હુમલો કર્યો. જે અંગ્રેજ સરદારના હવાલામાં લશ્કર હતું તેને લાગ્યું કે હું આટલાં બધાં માણસો સામે ટકી શકીશ નહિ. વળી કિલ્લામાં ખોરાક પણ નહોતો, તેથી તેણે હિંદમાં પાછા જવાનું કબૂલ કર્યું. આમાં તેણે ભારે ભૂલ કરી. જેમ કલાઇવ મદદ આવતાં સુધી આર્કટમાં ટકી રહ્યો હતો, તેમ અંગ્રેજ સરદારે અહિં પણ ટકવું જોઇતું હતું. અફગાનોએ અંગ્રેજના લશ્કર પર પાછા જતી વખતે હુમલો નહિ કરવાનું કબૂલ કર્યું હતું, પણ તેમણે પોતાનું વચન પાળ્યું નહિ અને જે વખતે લશ્કર સાંકડા ખુર્દ કાબુલ ઘાટમાં થઈને ધીમે ધીમે નીકળતું હતું તે વખતે ઊંચેથી અંગ્રેજ યોદ્ધાઓ અને દેશી સિપાઈઓ પર બંદુકના બાર કર્યા. આથી ફકત ડૉક્ટર બ્રાઇડન સિવાય બાકીનાં બધાં માર્યા ગયાં.

# ૭૮. લૉર્ડ એલનૂબરો

---

## ૧૧મો ગવર્નર–જનરલ

---

## ઇ૦ સ૦ ૧૮૪૨થી ૧૮૪૪ સુધી

---

૧. કાબુલથી અંગ્રેજ સેના પાછી ફરી ત્યારપછી લૉર્ડ ઑક્લૅન્ડ પાછો ગયો, અને લૉર્ડ એલનબરો ગવર્નર–જનરલના હોદ્દા પર આવ્યો.



લૉર્ડ એલનબરો

૨. અફગાનિસ્તાનમાં બે નાની લશ્કરી ટૂકડીઓ રહી હતી. એક કંદહારમાં જનરલ નૉટની સરદારી નીચે અને બીજી જલાલાબાદમાં જનરલ સેલની સરદારી નીચે. આ ટૂકડીઓ ત્યાં બહાદુરીથી લડી અને તેમણે કિલ્લા ટકાવી રાખ્યા. આજ પ્રમાણે કાબુલના અંગ્રેજ લશ્કરે કરવું જોઈતું હતું. હિંદમાંથી જનરલ પોલૉકની સરદારી નીચે એક જબરૂં લશ્કર મોકલવામાં આવ્યું. આ

સરદાર ખૈબરઘાટમાં થઈ જલાલાબાદમાં ગયો અને તેણે જનરલ સેલને છૂટો કર્યો. અકબરખાન અને તેના અફગાનો સાથે ભારે લડાઈ થઈ.



ખૈબરઘાટના અફગાનો

તેમાં તેમને હારીને નાસવું પડ્યું. ત્યારપછી પોલૉક કાબુલ ગયો અને તે શહેર પણ લીધું. અહિં તેને માલમ પડ્યું કે અંગ્રેજો દૂર હતા તે વખતે અકબરખાનના સિપાઈઓએ શાહશુજાને મારી નાખ્યો હતો. કાબુલના કિલ્લાનો નાશ કરવામાં આવ્યો અને બ્રિટિશ લશ્કર હિંદ પાછું આવ્યું. કલકત્તેથી દોસ્તમહમદને છૂટો કરી અંગ્રેજના મિત્ર તરીકે અફગાનિસ્તાનના મુલકમાં રાજ્ય કરવાને કાબુલ પાછો મોકલવામાં આવ્યો.

૩. અફગાનોએ એક અંગ્રેજ સેનાના કડકે કડકા કરી નાખ્યાની ખબર સિંધના અમીરોએ સાંભળી ત્યારે તેમણે લડાઈ માટે તૈયારી

કરી અને અંગ્રેજ રેસિડંટ મિ૦ ઔટ્રામ ઉપર હુમલો કર્યો, પણ તે નાસી છૂટ્યો. સર ચાર્લ્સ નેપીઅરે ૩,૦૦૦ માણસનું લશ્કર લઈ તેમની સામે કૂચ કરી. અમીરો પાસે ૩૦,૦૦૦ બલુચી લડવૈયા હતા. ઇ. સ. ૧૮૪૩માં સિંધમાં મિયાની અને હૈદ્રાબાદ આગળ બે મોટી લડાઈઓ થઈ, તેમાં સર ચાર્લ્સ નેપીઅરને જય મળ્યો. પછી ગવર્નર-જનરલે સિંધને બ્રિટિશ પ્રાંત બનાવ્યો.



સર ચાર્લ્સ નેપીઅર

૪. ગ્વાલિઅરના રાજા જનકોજી સિંધિઆને લૉર્ડ બેન્ટિંકે ગાદીએ બેસાડ્યો હતો. તે આ વખતે પુત્ર વિના મરણ પામ્યો. તે રાજ્યકર્ત્તા તરીકે નબળો અને માલ વિનાનો નીવડ્યો હતો. પોતાના સરદારો પર તે અંકુશ રાખી શક્યો નહોતો. તેમણે રાખેલું લશ્કર ઘણું વધી ગયું હતું અને તેના ખર્ચમાં રાજ્યની ઉપજનો ⅔ ભાગ જતો. આમ છતાં સિંધિઆની બાર વર્ષની વિધવાને દત્તક લેવાની રજા આપી, પણ તેણે થોડા વખત પછી પોતાના ધણીના વખતના ડાહ્યા વૃદ્ધ પ્રધાનને રજા આપી અને અંગ્રેજ સાથે લડાઈ માંડી.

૫. સર હ્યૂ ગૉફ એક લશ્કર લઈ આગ્રેથી ગયો અને ઇ. સ. ૧૮૪૩માં ગ્વાલિઅરના સરદારોને મહારાજપુર અને પનિયારની બે મોટી લડાઈઓમાં હરાવ્યા. પછી ગવર્નર-જનરલે છ મરાઠા અમીરોની એક કૌન્સિલ નીમી. તેણે દત્તક લીધેલો બાળક જયાજી મોટો થતાં સુધી રાજ્યનો વહિવટ કર્યો. રાજ્યના લશ્કરમાં ૪૦,૦૦૦ માણસ હતાં, તે ઘટાડીને ૯,૦૦૦ રાખ્યાં અને ગ્વાલિઅરમાં સલાહશાન્તિ જાળવવાને એક અંગ્રેજ લશ્કર રાખવામાં આવ્યું.

# ૭૯. લૉર્ડ હાર્ડિંજ

## ૧૨મો ગવર્નર-જનરલ

### ઇ૦ સ૦ ૧૮૪૪થી ૧૮૪૮ સુધી

૧. રણજીતસિંગે પંજાબનું રાજ્ય ઘણું મજબૂત બનાવ્યું હતું. તે પંજાબનો સિંહ કહેવાતો. પોતે વાંચીલખી શકતો નહિ અને લાકડી પર આંકા કરી હિસાબ રાખતો. તે ઠીંગણો તથા કાણો હતો. બળીઆથી તેની એક આંખ ગઈ હતી અને આખા ચહેરા પર ચાઠાં પડયાં હતાં. તે અંગ્રેજનો દઢ મિત્ર હતો, અને ડાહ્યો તથા બહાદુર રાજ્યકર્ત્તા હોવાથી તેના બધા સરદારો તેના અંકુશમાં હતા તથા લોકની તેના પર પ્રીતિ હતી. તેની પાસે ફ્રેન્ચ અમલદારોએ કેળવેલું જબરૂં લશ્કર તથા ઘણી તોપો હતી, તે વડે તેણે કાશ્મીરનો મુલક જીતી લીધો હતો.


રણજીતસિંગ

૨. રણજીતસિંગ ૪૦ વર્ષ રાજ્ય કર્યા પછી ઇ. સ. ૧૮૩૯માં મરણ પામ્યો અને તેની પાંચ રાણીઓ

તેના શબ સાથે બળી મુઈ. તેના પાટવી કુંવરને ગાદી મળી, પણ તેને થોડા વખતમાં પદભ્રષ્ટ કરવામાં આવ્યો અને પછીનાં બે કે ત્રણ વર્ષ ઉપરાઉપરિ કાવતરાં ચાલ્યાં. ઘણા રાજકુંવરો માર્યા ગયા અને આખરે **તે**જસિંગ નામના **સી**ખ સેનાના સરદારના હાથમાં કુલ સત્તા આવી. **અંગ્રેજો અફ**ગાનિસ્તાનમાંથી પાછા ફર્યા તે વખતથી **સી**ખ લડવૈયા પોતાનામાં **અંગ્રેજો સાથે** લડવા જેટલું જોર છે એમ ધારતા અને દિલ્હી લૂટવાને ટમટમી રહ્યા હતા. તેમણે ઇ. સ. ૧૮૪૫માં **સતલજ** ઓળંગી **અંગ્રેજ**ના મુલક તરફ કૂચ કરી. **સી**ખ અને **અંગ્રેજો** વચ્ચે ત્રણ અઠવાડીઆમાં ચાર મોટી લડાઈઓ


લૉર્ડ હાર્ડિંજ

થઈ. **સી**ખ લોકોને સારી લશ્કરી કવાયત મળી હતી, તેથી તેઓ બહાદુરીથી લડ્યા. **અંગ્રેજો**ને જે જે દુશ્મનો સાથે **હિં**દમાં લડવું પડ્યું તેમાં **સી**ખ સૌથી વધારે બળવાન્ હતા. પણ તેઓને **અંગ્રેજ** સેનાપતિ ગૉફ અને ગવર્નર–જનરલ લૉર્ડ **હાર્ડિંજે** ઇ. સ. ૧૮૪૫ના **ડી**સેમ્બર માસમાં **મુદકી** તથા **ફિરોજપુર** આગળ હરાવ્યા અને ઇ. સ. ૧૮૪૬ના **જાન્યુઆરિ** મહીનામાં **સર એચ્. સ્મિથે અલિવાલ** આગળ તથા ગૉફે **સોબ્રાઅન** આગળ હરાવ્યા.

૩. ત્યારપછી પહેલા **સીખ** વિગ્રહનો **અં**ત આવ્યો. **સી**ખ લશ્કરમાં ઘટાડો કરી ૨૦,૦૦૦ માણસ રાખ્યાં અને **અંગ્રેજો**એ **પંજાબ**નો **સતલજ** તથા **રાવી** વચ્ચેનો પ્રદેશ લીધો. ગુલાબસિંગ નામનો એક રજપૂત **રણજીતસિંગ**ના હાથ તળે કાશ્મીરનો ગવર્નર **હ**તો તેને તે મુલકનો રાજા બનાવ્યો અને તેના બદલામાં **ગુલાબસિંગે** પહેલા **સી**ખ વિગ્રહનો ખર્ચ આપ્યો. **રણજીતસિંગ**ના દુલિપસિંગ



અલિવાલની લડાઈ

નામના બાળ કુંવરને પંજાબનો રાજા બનાવ્યો અને તે ઉમ્મર લાયક થાય ત્યાંસુધી તેની માને રાજ્યવહિવટ સોંપ્યો.

---

## ૮૦. લૉર્ડ દલહાઉસી

### ૧૩મો ગવર્નર-જનરલ

### ઇ૦ સ૦ ૧૮૪૮થી ૧૮૫૬ સુધી

૧. ઇ. સ. ૧૮૪૮માં લૉર્ડ દલહાઉસી હિંદમાં આવ્યો અને આઠ વર્ષ સુધી ગવર્નર-જનરલના હોદ્દા પર રહ્યો. હિંદમાં બ્રિટિશ રાજ્યની ઇમારત ચણનાર એ ચોથો મહાન્ પુરુષ હતો. લૉર્ડ ક્લાઇવ,

લૉર્ડ વેલેસ્લિ, અને લૉર્ડ હેસ્ટિંગ્સની પેઠે તેણે ઘણાં દેશી રાજ્યો ખાલસા કર્યાં. તેનાં ઘણાં કૃત્યોથી દેશ પહેલાં કરતાં વધારે દ્રવ્યવાન્ અને સુખી થયો.

૨. લૉર્ડ ડલહાઉસીને હિંદમાં આવ્યાને છ માસ થયા નહિ એટલામાં તો **સીખ** લોકો સાથે ફરીથી લડાઇ જાગી. મુલતાનના **સીખ** ગવર્નર મૂળરાજે બે જુવાન અંગ્રેજ અમલદારોને મારી નાખ્યા, અને અંગ્રેજો સાથે એક વખત ફરીથી લડવાને **સીખ** લોકોને બોલાવ્યા. **સીખ** સરદારોએ પોતાના જે સિપાઇઓને ત્રણ વર્ષ પર રજા આપી હતી તેમને એકઠા કર્યા. ઇ. સ. ૧૮૪૯માં એક મજબૂત **સીખ** લશ્કરે પોતાના સરદાર શેરસિંગની સરદારી નીચે અંગ્રેજ પર હુમલો કર્યો.

૩. ગૉફ તેમની સામે ગયો. ચિલિયનવાલા આગળ ભારે લડાઈ થઈ, તેમાં અંગ્રેજો જીત્યા તો ખરા, પણ તેમનાં ઘણાં માણસો માર્યાં ગયાં. પણ થોડા વખત પછી ગુજરાતની લડાઈમાં **સીખ** લોકો પૂરેપૂરા હાર્યા.



ગુજરાતની લડાઈ

૪. પંજાબમાં નિરંતર લડાઈટંટા ચાલતા તે અટકાવવાને અને


લૉર્ડ દલહાઉસી

હિંદનું અફગાનોથી રક્ષણ કરવાને લૉર્ડ દલહાઉસીએ ઇ. સ. ૧૮૪૯માં પંજાબ ખાલસા કર્યું. દુલિપસિંગને વર્ષાસન બાંધી આપી ઇંગ્લંડ મોકલ્યો, ત્યાં તેણે એક અંગ્રેજ અમીરની માફક જિંદગી ગાળી. મિ૦ જૉન લૉરેન્સ પાછળથી ગવર્નર-જનરલ થયો તેને ચીફ કમિશનરના હોદ્દાથી પંજાબ પ્રાંતનો કુલ વહિવટ સોંપ્યો. બહાદુર સીખ લડવૈયાને અંગ્રેજ લશ્કરમાં દાખલ કર્યા, તેમની અંગ્રેજ અમલદારોના હાથ નીચે દેશી પલટણો બની, આ તથા ગુરખાની પલટણો હાલ હિંદના દેશી લશ્કરમાં શ્રેષ્ઠ ગણાય છે. પંજાબની જમીનની માપણી કરવામાં આવી. રણજીતસિંગના વખતમાં જમીનમાં તથા પાકની કિમ્મતના અર્ધ જેટલી વિઘોટી લેવાતી તે ઘટાડીને ચોથા ભાગથી ઓછી રાખી. દેશમાં જતા-આવતા માલ પર લેવાતા બધી જાતના કર કાઢી નાખ્યા અને લૂટારાની ટોળીઓ નાબૂદ કરી. તેણે રસ્તા તથા નહેરો બનાવી, નિશાળો સ્થાપી, અને સારા ન્યાયી કાયદા અમલમાં મૂકયા. સીખ લોકો પર પહેલાં હતું તે કરતાં વધારે સારૂં રાજ્ય થયું.

૫. બ્રહ્મદેશના રાજાએ ઇ. સ. ૧૮૨૬માં થયલા યાન્દાબુના કરાર વારંવાર તોડ્યા હતા. થોડા વખત પર બ્રહ્મી લોકોએ અંગ્રેજી વહાણોના કપ્તાનોને કેદ કર્યા અને એક અમલદારને આમ કરવાનું કારણ પૂછવા મોકલ્યો ત્યારે તેને મારી નાખવાનો પ્રયત્ન કર્યો.

૬. તેથી ઇ. સ. ૧૮૫૨માં બ્રહ્મી લોકો સાથે બીજી વારનો વિગ્રહ ચાલ્યો. એક અંગ્રેજ ફોજે રંગુન લીધું. તે શહેરના મોટા



રંગુનનું મોટું દેવાલય

દેવળ આગળ ફકત એક લડાઈ થઈ. બ્રહ્મદેશના લોકોએ પોતાના બ્રહ્મી રાજ્ય કરતાં તેનાસરીમ અને આરાકાનમાં વધારે સારૂં રાજ્ય ચાલતાં જોયું હતું, તેથી પોતાના મુલકમાં પણ અંગ્રેજી રાજ્ય થાય એવી તેમની ઇચ્છા હતી. આ કારણથી તેમણે અંગ્રેજોને જથાબંધ ખોરાક અને બીજી જોઈતી વસ્તુઓ પૂરી પાડી.

૭. બ્રહ્મી રાજાની રાજધાની ઉપલા બ્રહ્મદેશના આવામાં હતી; તેણે કરાર કરવાની ના પાડી ત્યારે લૉર્ડ ડલહાઉસીએ ઇ. સ. ૧૮૫૩માં પેગુ પ્રાંત બીજા બે પ્રાંતોમાં ઉમેર્યો ને તે બધાને બ્રિટિશ બ્રહ્મદેશ નામ આપ્યું. બ્રિટિશ બ્રહ્મદેશમાં મુખ્ય શહેર રંગુન છે. તે અંગ્રેજોના હાથમાં આવ્યું ત્યારપછી તે મોટું બંદર બન્યું છે. બ્રહ્મી રાજાના વખતમાં ત્યાં જેટલી વસ્તી હતી તે કરતાં હાલ ૨૦ ગણી વધી છે અને આખો દેશ દ્રવ્યવાન્ તથા આબાદ બન્યો છે. દેશમાં નિરંતર લડાઈટંટા ચાલતા અને ઘાતકી રાજાઓ સ્વચ્છંદે હજારો લોકોને મારી નાખતા. તેને ઠેકાણે હાલમાં વ્યવસ્થિત રાજ્ય થયું છે અને આખા મુલકમાં બધે સલાહશાંતિ તથા આબાદાની પ્રસરી છે અને લોકોને કાયદેસર ઇનસાફ મળે છે.

૮. ઇ. સ. ૧૮૧૮માં પેશ્વા રાજ્યની પડતી વખતે સતારાનું નાનું રાજ્ય શિવાજીના એક વંશજને આપવામાં આવ્યું હતું. તે ઇ. સ. ૧૮૪૮માં પુત્ર વિના મરણ પામ્યો તેથી સતારા મુંબઈ ઇલાકામાં ભેળી દેવામાં આવ્યું.

૯. નાગપુરનો છેલ્લો ભોંસલે રાજા ૧૮૫૩માં વારસ વિના મરણ પામ્યો, તેથી તેના મુલકને બ્રિટિશ રાજ્યમાં જોડી દઈ 'મધ્ય પ્રાંતો' નામ આપ્યું અને ત્યાં વહીવટ કરવાને ચીફ કમિશનર નીમ્યો. ઇ. સ. ૧૮૦૩માં વેલેસ્લિએ હૈદ્રાબાદના નિઝામને વરાડ પ્રાંત આપ્યો હતો, તે નિઝામે પોતાના મુલકમાં શાન્તિ જાળવવા માટે રાખેલા અંગ્રેજ લશ્કરના ખર્ચને માટે અંગ્રજોને આજ વર્ષમાં પાછો આપ્યો.

૧૦. અયોધ્યાના નવાબે ઘણી ખરાબ રીતે અમલ ચલાવી રૈયત પર બહુજ જુલમ કર્યો હતો તેથી ત્યાંના લોકો અંગ્રેજ પાસે ફર્યાદ લઈ ગયા હતા. આ ઉપરથી બેન્ટિંકે અને લૉર્ડ હાર્ડિંજે નવાબને વારંવાર સારી રીતે રાજ્ય કરવા કહ્યું હતું અને તાકીદ આપી હતી કે તેમ નહિ કરો તો રાજ્ય લઈ લેવામાં આવશે; પણ

નવાબ તે પર લક્ષ ન આપતાં દિવસે દિવસે વધારે બગડતો ગયો. અયોધ્યા પાયમાલ થઈ જતું હતું તેને બચાવવાને ઇ. સ. ૧૮૫૪માં ઇંગ્લિશ રાજ્યે ગવર્નર-જનરલને તે પ્રાંત ખાલસા કરવાની સૂચના આપી. આ ઉપરથી નવાબને ૧૨ લાખ રૂપીઆનું પેન્શન બાંધી આપી કલકત્તે મોકલવામાં આવ્યો.

૧૧. લૉર્ડ ડલહાઉસીએ બ્રિટિશ હિંદમાં પહેલાં કરતાં વધારો કર્યો. એ વધારો ત્રીજા ભાગથી તે અર્ધની વચમાં ગયો. આજ સુધી બંગાળાનો ગવર્નર તેજ આખા હિંદનો ગવર્નર–જનરલ હતો; પણ હવે કામ એટલું બધું વધી પડયું કે એકજ માણસથી ગવર્નર અને ગવર્નર–જનરલ બન્ને હોદ્દાનું કામ થઈ શકયું નહિ. તેથી ઇ. સ. ૧૮૫૩માં બંગાળામાં લેફ્ટેનન્ટ–ગવર્નર નીમવામાં આવ્યો અને ગવર્નર–જનરલને આખા હિંદ પર અમલ કરવાને છૂટો રાખવામાં આવ્યો. તેજ વખતથી ગવર્નર–જનરલ અને તેની કૌન્સિલે પંજાબના એક પહાડી મથક સિમલામાં મુકામ રાખ્યો અને ત્યાં તેઓ વર્ષમાં આઠ મહીના રહે છે.

---

# ૮૧. લૉર્ડ ડલહાઉસી ( ચાલુ )

---

## બ્રિટિશ રાજ્યથી થયલા લાભ

---

૧. ઇ. સ. ૧૮૫૩માં એટલે આજથી પચાસ વર્ષ પર આ દેશમાં પહેલવહેલો ૨૦ માઇલ લાંબો આગગાડીનો રસ્તો બંધાયો. હાલમાં તે ૨૦,૦૦૦થી વધારે માઇલ લંબાયો છે. ઘણાખરા મોટા

કસ્બા અને બંદરો રેલ્વેથી જોડાયાં છે અને દર વર્ષે દસ કરોડથી વધારે માણસો આગગાડીને માર્ગે મુસાફરી કરે છે. દેશમાં બધે સહેલાઈથી માલ લઈ જવાય છે. કોઈ ભાગમાં દુકાળ પડે છે ત્યારે બીજા ભાગોમાંથી ત્યાં અનાજ લઈ જવાય છે અને ઘણા લોકોના જીવ બચે છે. લશ્કરનો ખરચ રેલ્વે થવાથી ઘણો કમી થયો છે; કારણ કે હિંદના દરેક ભાગમાં મોટી ટૂકડીઓ રાખવા કરતાં તે માત્ર તનદુરસ્ત જગાએ રાખવામાં આવે છે અને કોઈ સ્થળે જરૂર પડે તો આગગાડીને માર્ગે લઈ જવાય છે.

૨. લૉર્ડ દલહાઉસીના વખતમાં હિંદનો વેપાર ઘણો વધ્યો. હિંદના વેપારીઓએ પહેલાં કરતાં ત્રણ ગણું સુતર તથા અનાજ વેચ્યું અને ત્રણ ગણો માલ પણ ખરીદ્યો. ખેડુતોએ પોતાની નીપજ ભારે કિંમતે વેચી અને પહેલાં કરતાં તેઓ વધારે દ્રવ્યવાન્ બન્યા; કારણ કે રેલ્વે અને નહેરો થવાથી તેઓ દેશમાં ઉપરનીચે સહેલાઈથી માલ લઈ જઈ શકયા. અંગ્રેજ વેપારીઓ ઇંગ્લંડથી ઘણી ચીજો લાવ્યા, તેથી દેશના ઘણા ભાગમાં બિલકુલ મળી શકે નહિ અથવા મોંઘો મળે તેવો જુદી જુદી જાતનો માલ ગામડાંમાં પણ ઘણો સોંઘો મળવા લાગ્યો.

૩. નહેરો ખોદવા, રસ્તા ને પૂલ બાંધવા, અને તેમની જોઈએ તેવી મરામત કરવા લૉર્ડ દલહાઉસીએ બાંધકામ (ઇંજનેર) ખાતું કાઢ્યું. તેના વખતમાં બધા મળીને ૨,૦૦૦ કરતાં વધારે માઇલના પાકા રસ્તા તથા તે રસ્તા ઉપર આવતા પૂલો બંધાયા. દુનિયામાં લાંબામાં લાંબી, મોટી ગંગા નદીની નહેર ખુલ્લી મૂકવામાં આવી તથા બીજી ઘણી નહેરો બની. દેશના જે ભાગોમાં પહેલાં બિલકુલ પાક થતો નહિ તે આ નહેરમાર્ગે પુષ્કળ પાણી મળવાથી હાલ ફળદ્રુપ બન્યા છે. આ નહેરો ૩,૦૦૦ કરતાં વધારે માઇલના વિસ્તારમાં પાણી પૂરૂં પાડે છે.

૪. લૉર્ડ દલહાઉસીના વખત પહેલાં પત્રવ્યવહાર ઘણો થોડો ચાલતો; કારણ કે કાગળ લઈ જવાનો ખરચ વધારે

પડતો અને બાંધેલા રસ્તા તથા રેલ્વે નહિ હોવાથી કાસદો કાગળો લઈ જતા, તે ધીમે ધીમે ઘણે દહાડે પહોંચાડતા. તે વખતે પોસ્ટની ટિકિટો વપરાતી નહિ અને થોડા અંતરને માટે થોડો અને વધારેને માટે વધારે એમ અંતર પ્રમાણે કાગળ લઈ જવાનો ખર્ચ થતો. લૉર્ડ ડલહાઉસીએ અડધા આનાની પોસ્ટની ટિકિટો દાખલ કરી, તેથી હાલમાં હિંદને એક છેડેથી બીજા છેડા સુધી એટલે લગભગ ૨,૦૦૦ માઇલ અર્ધા આનામાં કાગળ જઈ શકે છે. આખું રાજ્ય એક બળવાન્ સત્તાના અમલ નીચે નહોત તો આ પ્રમાણે બની શકત નહિ. હાલમાં ૮૦,૦૦૦ માઇલના વિસ્તારમાં ટપાલ લઈ જવાય છે અને વર્ષ દહાડામાં ૪૦ કરોડ કાગળ લઈ જવામાં આવે છે.

૫. અર્ધા આનાની ટપાલ કરતાં વીજળીના તારનું કામ વધારે ચમત્કારી છે. હાલમાં થોડી મિનિટમાં થોડા આનાને ખર્ચે હજાર માઇલ તારમારફત સંદેશો મોકલી શકાય છે. હિંદમાં આ તારનાં દોરડાં પહેલવહેલાં લૉર્ડ ડલહાઉસીના વખતમાં નંખાયાં.

૬. લૉર્ડ બેન્ટિક અંગ્રેજી ભાષા શિખવવા માટે નિશાળો કાઢી હતી. લૉર્ડ ડલહાઉસીએ કેળવણીખાતું ઊભું કરી દેશમાં બધે દેશી ભાષાઓ શિખવવા માટે ઘણી નિશાળો કાઢી અને તેમાં સાધારણ લોકોને કેળવણી આપી. તેના વખતમાં ૨૫,૦૦૦ નિશાળો સ્થપાઈ. આ સંખ્યામાં દિવસે દિવસે વધારો થતાં હાલ હિંદમાં ૧,૫૦,૦૦૦ કરતાં વધારે નિશાળો છે. અને તેમાં ૪૦ લાખ કરતાં વધારે વિદ્યાર્થીઓ ભણે છે.

૭. ઇ. સ. ૧૮૫૩ સુધી હિંદની સિવિલ સર્વિસના અમલદારોની નીમણુક ઇસ્ટ ઇન્ડિઆ કંપનિના હાથમાં હોવાથી તે પોતાના લાગતાવળગતાને હિંદ ખાતે મોકલતી, હિંદનો કોઈ વતની સિવિલ સર્વિસમાં દાખલ થઈ શકતો નહિ; પણ તે વર્ષમાં દેશી કે યુરોપિયન બ્રિટિશ પ્રજાને સિવિલ સર્વિસનો લાભ આપવામાં આવ્યો. ઇંગ્લંડમાં તેને માટે એક પરીક્ષા રાખવામાં આવી, તેમાં ગમે તે જાતના અને

ગમે તે ધર્મના માણસો ઉપલે નંબરે પસાર થાય તેમને સિવિલ સર્વિસમાં દાખલ કરવાનો ઠરાવ કર્યો. હાલમાં હિંદની સિવિલ સર્વિસમાં બ્રાહ્મણો, રજપૂત, મુસલમાન, પારસી, અને શૂદ્ર દાખલ થયલા છે.

---

# ૮૨. લૉર્ડ કૅનિંગ

## ૧૪મો ગવર્નર-જનરલ

### ઇ૦ સ૦ ૧૮૫૬થી ૧૮૫૮ સુધી

૧. લૉર્ડ ક્લાઇવે પ્લાસીના યુદ્ધમાં જય મેળવ્યો તથા હિંદમાં બ્રિટિશ રાજ્યનો પાયો નાખ્યો, ત્યારપછી બરાબર સો વર્ષે, એટલે ઇ. સ. ૧૮૫૬માં, લૉર્ડ કૅનિંગ ગવર્નર-જનરલના હોદ્દા પર આવ્યો. તે વખતે દેશમાં બધે સલાહશાંતિ દેખાતી. કોઈ જાતની બીતિ જણાતી નહોતી. પરંતુ એકાએક બંગાળામાં ભારે તોફાન જાગ્યું. બંગાળાના દેશી લશ્કરે બળવો કરી આ તોફાન મચાવ્યું.


લૉર્ડ કૅનિંગ

૨. બ્રિટિશ અમલ દર્મિયાન આજ સુધી બંગાળામાં કદી કોઈ જાતનું તોફાન થયું નહોતું.

તેથી ત્યાં ઘણું થોડું અંગ્રેજ લશ્કર રાખવામાં આવ્યું હતું. જ્યારે પંજાબ જીતી લેવામાં આવ્યું ત્યારે ત્યાંના ઘણા અંગ્રેજોને હિંદના વાયવ્ય કોણના પ્રદેશમાં મોકલી દેવામાં આવ્યા હતા અને ઘણે ભાગે દેશી સિપાઈઓ ત્યાં રાખ્યા હતા.

૩. હાલની વખતમાં આપણે રેલ્વે, તાર, રસ્તા, સોંઘી ટપાલ, નિશાળો, તથા દવાશાળાઓની અગત્ય સમજીએ છીએ; પણ તે પહેલવહેલાં દાખલ થયાં ત્યારે ઘણા લોકો તે વિષે પહેલાં સાંભળેલું નહિ હોવાથી ત્રાસ પામ્યા અને અંગ્રેજો આપણને હેરાન કરવા માગે છે એમ માનવા લાગ્યા. કેટલાકે વાત ચલાવી કે પોલાદના લાંબા પાટા અને તારનાં દોરડાં રૂપી સાંકળોથી અંગ્રેજો પૃથ્વીને બાંધી લે છે તેમજ રેલવેનાં એન્જિન અને ગાડીઓ વગર ઘોડે ચાલતાં જોઈ કેટલાકે એવી વાત ચલાવી કે એ તો આસુરી કામ છે (ભૂતપિશાચની સાધનોથી કરેલાં કામ છે). વીજળીના ઝબકારાની પેઠે એક કે બે સેકન્ડમાં સંદેશો લઈ જતા જોઈને લોકો હબકી ગયા. ઘણા એમ માનવા લાગ્યા કે નિશાળો ને દવાખાનાં સ્થાપીને અંગ્રેજો આપણો જ્ઞાતિભેદ કાઢી નાખવા માંગે છે અને અંગ્રેજી ભણવાથી આપણે હિંદુ ધર્મમાં રહીશું નહિ.

૪. બંગાળા અને અયોધ્યાના દેશી સિપાઈઓમાં દુષ્ટ માણસોએ આવી વાતો ફેલાવી અને તે ખરેખર ગપ્પાં છે એમ જાણીનેજ ફેલાવી. આજ વખતે સિપાઈઓને નવી બંદુકો આપવામાં આવી હતી, તેમાં મીણ કે ચરબી લગાડેલાં કારતુસો વાપરવાનાં હતાં. તે સંબંધમાં કોઈએ સિપાઈઓને કહ્યું કે કારતુસો ઉપર ચરબી ચોપડવામાં તેમને વટલાવવાની મતલબ છે. તેમણે બંદુકો વાપરવાની નાખુશી બતાવી અને પોતાના ઉપરિ અમલદારોના હુકમ માન્યા નહિ. સિપાઈઓ માનવા લાગ્યા કે જેમ ઔરંગઝેબ અને ટીપુએ ઘણા હિંદુઓને મુસલમાન બનાવ્યા હતા તે મુજબ અંગ્રેજો આપણને ખ્રિસ્તિ બનાવવા માગે છે.

૫. અયોધ્યા અને વાયવ્ય પ્રાંતોમાં પહેલાં નવાબના તાબામાં ઘણા તાલુકદારો હતા. આ તાલુકદારો દક્ષિણ હિંદના પાળીગર કે નાયકોની પેઠે કિલ્લામાં રહેતા અને ગામડાના લોકો પર અધિકાર ચલાવી તેમની પાસેથી કરવેરા લેતા. જોરજુલમથી લેવામાં આવે ત્યારેજ તેઓ મુલકના અધિપતિને કંઈ રકમ આપતા અને ઘણી વેળા તો બિલકુલ આપતા નહિ. અંગ્રેજોએ નવાબનો મુલક જીતી લીધો ત્યારે આ તાલુકદારોની બધી સત્તા ગઈ હતી, તેથી તેઓ ઘણા ગુસ્સે હતા. તેમણે દેશી સિપાઈઓને અંગ્રેજ સામે ઉશ્કેરવાનો પ્રયત્ન કર્યો.

૬. આ વખતે વૃદ્ધ બાજીરાવ પેશ્વાને મરી ગયે એકબે વર્ષ થયાં હતાં. ઇ. સ. ૧૮૧૮માં મરાઠા વિગ્રહને અંતે તેને જિંદગીપર્યંત દર વર્ષે ભારે વર્ષાસન બાંધી આપ્યું હતું અને કાનપુરથી ૭ માઈલ દૂર બિથુરમાં તે રહેતો હતો. તેને પુત્ર નહોતો પણ નાનાસાહેબ નામના એક છોકરાને તેણે દત્તક લીધો હતો. મરતી વખતે નાનાસાહેબ માટે તે ૫ કરોડ રૂપીઆ મૂકી ગયો હતો; પણ આટલાથી નહિ ધરાતાં નાનાસાહેબે બાજીરાવને જે વર્ષાસન મળતું હતું તે અંગ્રેજ સરકાર પાસે માગ્યું. આ વર્ષાસન ઉપર તેનો હક નહોતો, તેથી અંગ્રેજ સરકારે તેને તે આપવાની ના પાડી, ત્યારે તે અંગ્રેજ સામે કાવતરાં કરવા તથા દેશી સિપાઈઓને બળવો કરવા ઉશ્કેરવા લાગ્યો.

૭. પ્રથમ એકબે પલટણોએ પોતાના ઉપરિઓના હુકમ માનવાની ના પાડી, તેથી તેમને તોડી નાખી માણસોને રજા આપવામાં આવી. તેમણે દેશમાં બધે ફરીને બનેલી હકીકત બીજા સિપાઈઓને કહી. દિલ્હી પાસે મીરતમાં જબરૂં દેશી લશ્કર હતું, ત્યાં ઇ. સ. ૧૮૫૭માં એકાએક બંડ જાગ્યું. સિપાઈઓએ પોતાના અમલદારોને બંદુકથી ઠાર કર્યા. પછી જાણે ઘેલા થયા હોય તેમ તેમણે યુરોપી મરદ, સ્ત્રીઓ, કે છોકરાં જે મળ્યાં તેમને મારી નાખ્યાં, ઘરો બાળી

મૂકયાં, કેદખાનાં ઉઘાડી કેદીઓને છોડી મૂક્યા, અને પછી દિલ્હી તરફ કૂચ કરી.

૮. દિલ્હીમાં છેલ્લા **મોગલ** પાદશાહ **શાહઆલમ**નો **બહાદુરશાહ** નામે વૃદ્ધ વંશજ હતો. અંગ્રેજોએ ભલાશથી વર્તીને તેને ભારે વર્ષાસન બાંધી આપ્યું હતું. તેણે વિચાર્યું કે હું પણ કદાચ પાદશાહ બની મહાન્ મોગલોની માફક રાજ્ય કરીશ. તે પોતાના છોકરાંઓને લઈ બળવાખોરોને મળ્યો અને તેણે હિંદુસ્તાનનું પાદશાહપદ ધારણ કર્યું. પચાસ અંગ્રેજ સ્ત્રીઓ અને છોકરાં સિપાઈઓથી બચવાને તેના મહેલમાં નાસી આવ્યાં હતાં તેમને તેણે મારી નંખાવ્યાં.

૯. **મીરત**ની પેઠે બીજી ઘણી જગાએ બંડ જાગ્યાં. પોતાનાં માણસો તેમની સાથે રહી આટલા બધા દુશ્મનો સામે લડ્યાં હતાં અને તેમના પ્રત્યે ઇમાનદારીથી વર્તવાને બંધાયાં હતાં, તેમના પર અંગ્રેજ અમલદારોએ ભરોસો રાખ્યો; પણ તેમાંના ઘણાએ દગો દીધો. તેમણે પોતાના અમલદારોને તથા જે કોઈ યુરોપીઅન મળ્યા તેમને ઠાર કર્યાં અને દિલ્હી તરફ કૂચ કરી.

૧૦. **કાનપુર**માં **નાનાસાહેબ** બળવાખોરીની જબરી ટોળીનો ઉપરિ બન્યો. તે શહેરમાં થોડાક અંગ્રેજો હતા અને ઘણી સ્ત્રીઓ તથા બાળકોને ત્યાં સહીસલામતી માટે મોકલવામાં આવ્યાં હતાં. મરદો સિપાઈઓની ફોજ સાથે ૧૯ દિવસ સુધી બહાદુરીથી લડ્યા અને પોતે દુશ્મનોની વચ્ચે થઈ નાસી છુટ્યા હોત; પણ સ્ત્રીઓ તથા છોકરાંને મૂકી તેમનાથી જઈ શકાયું નહિ. પછી તેમને **અલ્લાહાબાદ** સહીસલામત લઈ જવાનું **નાનાસાહેબે** વચન આપ્યું તે ઉપરથી તેઓ વગર વિચારે શરણ થવા કબૂલ થયા. તેઓ ગંગા નદીને કાંઠે જઈ હોડીઓમાં બેઠા; પણ હોડીઓ હંકારી કે તરતજ **નાનાસાહેબ**ના સિપાઈઓએ તેમના પર કિનારેથી ગોળીના બાર કર્યા અને ઘણાને મારી નાખ્યા તથા મછવા સળગાવી મૂક્યા. સિપાઈઓએ પુરુષોને

ગોળીબારથી ઠાર કર્યાં અને નિરાધાર સ્ત્રીઓ તથા છોકરાંને પહેલ-વહેલાં કેદ કર્યાં અને પછી નાનાસાહેબના હુકમથી તેમને કાપી નાખી શબને કુવામાં નાખી દીધાં. હિંદમાં બનેલા ભારેમાં ભારે ખુનરેજી બનાવોમાંનો આ એક હતો.

૧૧. બળવાખોર સિપાઈઓએ પાંચ મહીના સુધી દિલ્હીનો કબજો રાખ્યો, પણ તે દર્મિયાન કલકત્તા, મદ્રાસ, અને પંજાબથી લશ્કરો આવવા લાગ્યાં હતાં. ફક્ત આઠ વર્ષ પર અંગ્રેજોએ સીખ લોકોને વશ કર્યાં હતા; પરંતુ અંગ્રેજી રાજ્ય કેવું સારૂં હતું તે તેમણે જોયું હતું, અને પોતાના દેશી રાજાઓના અમલ કરતાં અંગ્રેજના અમલથી તેઓ વધારે સુખી થયા હતા. આ સીખ અને ગુરખા સિપાઇઓ અંગ્રેજને નિમકહલાલ રહ્યા અને એટલી બહાદુરીથી તેમના પક્ષમાં લડ્યા કે તેટલી બહાદુરી તેઓએ પહેલાં તેમની સામે લડવામાં પણ બતાવી ન હતી. જનરલ ( પાછળથી સર ) હેન્રિ હૅવલૉકે નાના-સાહેબને હરાવ્યો, એટલે તે જંગલમાં નાઠો અને ત્યારપછી તેના વિષે વિશેષ સાંભળવામાં આવ્યું નહિ. જનરલ નેલ જનરલ હૅવલૉકને મળ્યો. તે બન્નેએ કાનપુર લીધું અને લખનોરમાં સર હેન્રિ લૉરેન્સે ૫૦,૦૦૦ બળવાખોરો સામે ઘણા મહીનાથી ટક્કર લીધી હતી તેને છોડાવવાને તેઓ આગળ ચાલ્યા. જનરલ વિલ્સને ૭ દિવસની જબરી રસાકસી પછી દિલ્હી પર છાપો મારી તે લીધું.


જનરલ હૅવલૉક

સેનાધિપતિ **સર** કૅાલિન કૅમ્બેલ અને **સર** જેમ્સ **આઉટ્રામ**ની સરદારી નીચે બીજાં **અંગ્રેજ** લશ્કર જઈ પહોંચ્યાં. **લખનૌ** અને **કાનપુર**નો કબજો કરવામાં આવ્યો અને બળવાખોરોને **અયોધ્યા**ની બહાર હાંકી કાઢ્યા. **જનરલ નિકલસન દિલ્હી** આગળ લડતાં લડતાં મરાયો અને **જનરલ** હૅવલૉક થોડા વખત પછી મરણ પામ્યો.



સર જેમ્સ આઉટ્રામ

૧૨. **મદ્રાસ**થી એક સેના જનરલ હૅવલૉકની સરદારી નીચે અને મુંબઈથી એક સેના **સર** હ્યુ રોઝની સરદારી નીચે રસ્તામાં સિંધિઆ અને હોલ્કરનાં લશ્કરોને હરાવતી હરાવતી તથા કિલ્લાઓ સર કરતી ધીમે ધીમે ઉત્તર તરફ ગઈ હતી. હોલ્કર અને સિંધિઆ એ બે **મરાઠા** સરદારો **અંગ્રેજ**ને નિમકહલાલ રહ્યા હતા, પણ તેઓ પોતાની ફોજને સિપાઈઓ સાથે મળી જતાં અટકાવી શક્યા નહોતા. આ ફોજો **તાતિયા ટોપી** નામના સરદારની આગેવાની હેઠળ હતી. એ તો ઠામ ઠામ હારી ગયા અને **તાતિયા ટોપી** પકડાવાથી તેને ફાંસી દેવામાં આવી.

૧૩. દિલ્હી હાથમાંથી ગયા પછી સિપાઈઓ આમતેમ નાઠા અને ઇ. સ. ૧૮૫૮ની **આખરે** બધે પાછી સલાહશાંતિ **પ્રસરી.**

---

## ૮૩. ઇંગ્લંડની રાણીના સમયનું હિંદુસ્તાન

૧. **બળવો** સમાવી દીધા પછી શાન્તિ ફેલાઈ એટલે ઇંગ્લંડની પાર્લમેન્ટને લાગ્યું કે ઇસ્ટ ઇંડિઆ કંપનિ પાસે નામની પણ સત્તા રહેવા દેવાની હવે જરૂર રહી નથી. તેણે ઘણા લાંબા વખત સુધી તાજુબ પમાડે એવી રીતે અમલ ચલાવીને નામના મેળવી હતી; પણ તેનું કામ થઈ ચૂકયું હતું.

ઇંગ્લંડની વિકટોરિઆ રાણીએ પાર્લમેન્ટની સલાહ અને સંમતિથી હિંદુસ્તાનનો અમલ કરવાનું સ્વીકાર્યું અને ત્યારથી હિંદુસ્તાન દુનિયામાં સૌથી મહાન્ અને વિશાળ બ્રિટિશ રાજ્યનો ભાગ ગણાવા લાગ્યું. મહારાણીએ એક જાહેરનામું બહાર પાડ્યું ને તેના હિંદુસ્તાનમાં બોલાતી વીસ ભાષામાં તરજુમા કરવામાં આવ્યા. સને ૧૮૫૮ના નવેંબરની ૧લી તારીખે હિંદુસ્તાનના દરેક મોટા શહેરમાં તે જાહેર રીતે વાંચી બતાવવામાં આવ્યું. એ જાહેરનામું હિંદુસ્તાનના રાજાઓ તથા લોકોને ઉદ્દેશીને હતું અને તેને હિંદુસ્તાનનો **મેગ્ના કાર્ટા** એટલે આ વિશાળ દેશમાં વસતી પ્રજાના હક તથા સ્વતંત્રતાનો પાયો કહીએ તો ચાલે.


મહારાણી વિકટોરિઆ

૨. સને ૧૮૫૬થી લૉર્ડ કૅનિંગ ગવર્નર-જનરલ હતો. તેને હિંદુસ્તાનમાં વાઇસરૉય અને ગવર્નર-જનરલ તરીકે રાણી તરફથી રાજ્ય કરવાને નીમવામાં આવ્યો. ઇસ્ટ ઇંડિઆ કંપનિના તમામ દેશી અને અંગ્રેજ અમલદારોને રાણીના નોકર તરીકે પોતપોતાની જગાએ

ચાલુ રાખવામાં આવ્યા. વળી એ જાહેરનામામાં એમ જણાવેલું હતું કે "અમે (રાણી) દેશી રાજાઓના હક, માનમરતબો, અને આબરૂ અમારા પોતાની માફક જાળવીશું."

"અમે અમારા તાબાના તમામ નોકરોને સખત હુકમ કરીએ છીએ કે તેમણે અમારી પ્રજાના ધર્મસંબંધી આચારવિચારમાં કદી વચ્ચે પડવું નહિ." "હિંદના પ્રાચીન હક તથા રીતરિવાજ પર યોગ્ય રીતે લક્ષ આપવું, એવી અમારી ઇચ્છા છે."

"અમારી એવી મરજી છે કે અમારી પ્રજાપૈકી જે કોઈ જે જે કામ કરવાને લાયક હોય તેને ન્યાતજાત કે ધર્મના ભેદ વગર અમારી નોકરીમાં છૂટથી અને નિષ્પક્ષપાતપણે દાખલ કરવા."

"અમારી અંતઃકરણપૂર્વક એવી ઇચ્છા છે કે હિંદુસ્તાનમાં શાંતિના સમયમાં ચાલી શકે એવા ઉદ્યોગોને ઉત્તેજન આપવું, સુધારાના તથા લોકોપયોગી કામોમાં મદદ કરવી, તથા દેશમાં વસતી અમારી તમામ પ્રજાને લાભ થાય એવી રીતે રાજ્યનો વહીવટ ચલાવવો. એમની આબાદીમાંજ અમારૂં બળ અને એમના સંતોષમાં અમારી સહીસલામતી રહેલાં છે; એમનો આભાર એજ અમારો ઉત્તમ બદલો છે."

૩. હિંદુસ્તાનના રાજાઓ અને લોકોને હવે એમ લાગ્યું કે આવું દયાળુ અને જોરાવર રાજ્ય આપણે ઘણા વખતથી જોયું નથી અને એ સમયમાં તેમની જિંદગી તથા માલમિલ્કત સહીસલામત છે. ત્યારપછી સંપૂર્ણ સલાહશાંતિમાં સાઠ વરસ વીત્યાં છે. હિંદની સરહદની પેલી મેર થોડી ઘણી નાની લડાઈઓ થઈ હતી; પણ ખૂદ હિંદુસ્તાનની હદમાં તો એકે લડાઈ થવા પામી નથી. નવા જમાનાના સુધારાને લીધે એક પછી એક જે જે સુખચેનનાં સાધનો દેશમાં દાખલ થયાં, સઘળે સ્થળે સલાહશાંતિ તથા આબાદી ફેલાઈ, નવાનવા સુધારા થયા, દોલત વધી અને સગવડ મળતી ગઈ, તે સર્વ પરથી આખા દેશનો ઇતિહાસ સમજાશે.

૪. હિંદુસ્તાનના લોકો મમતાળુ હોવાથી તેઓ ભલાં રાણીને ચાહતા અને તેમનો પણ લોકો પર એટલોજ પ્રેમ હતો. તેઓ એમ સમજતાં કે જેટલી ઇંગ્લંડના સૌથી મોટા અમીરની તેટલીજ હિંદુસ્તાનના ગરીબમાં ગરીબ મજુરની પણ હું રાણી છું. તેઓ હિંદુસ્તાનમાં કદી આવ્યાં નહતાં તોપણ પોતે હિંદુસ્તાની બોલતાં અને લખીવાંચી જાણતાં; કેમકે એમણે એ ભાષા શીખવાને હિંદુસ્તાનથી એક મુનશી બોલાવી રાખ્યો હતો. વળી જ્યારે જ્યારે કોઈ નવો વાઇસરૉય કે મોટો સરકારી અમલદાર હિંદુસ્તાન જતાં પહેલાં તેમની મુલાકાતે જતો ત્યારે "હિંદુસ્તાનની મારી પ્રજા તરફ મમતા રાખજો," એટલું તેને કહ્યા વગર તેઓ રહેતાં નહિ. સને ૧૮૫૮થી ૧૯૦૧ સુધી એટલે ૪૩ વરસ સુધી એમણે વાઇસરૉયની મારફત હિંદ પર પોતાનો અમલ ચલાવ્યો; અને આ મહારાણીના વખતમાં આખા હિંદુસ્તાન પર જેવો સારો અમલ ચાલ્યો તેવો કોઈ પણ સમયમાં હિંદમાં કોઈ પણ ભાગમાં ચાલ્યો હોય એવું જાણમાં નથી.

---

## ૮૪. પહેલો વાઇસરૉય

### ડહાપણ ભરેલો અને ધીમે ધીમે થયલો સુધારો

### ઇ૦ સ૦ ૧૮૫૮થી ૧૮૬૨ સુધી

૧. પહેલો વાઇસરૉય લૉર્ડ કૅનિંગ સને ૧૮૫૬માં ગવર્નર-જનરલ તરીકે આવ્યો અને તેણે ૧૮૬૨ સુધી હિંદુસ્તાનમાં અમલ ચલાવ્યો. તે એટલો બધો માયાળુ હતો કે હિંદુસ્તાનમાં તે દયાળુ કૅનિંગ તરીકે ઓળખાયો; કેમકે તેણે સેંકડો બંડખોરો પર દયા બતાવી અને જેમણે ખૂન કરવાનો ગુનો કર્યો હતો તે સિવાયના તમામ લોકોને તેણે માફી આપી. દુષ્ટ હરામખોરોએ ખોટી ખોટી અફવાઓ ફેલાવીને જે લોકોને બંડ કરવાને ઉશ્કેર્યા હતા તેમને પોતે

કરેલાં નઠારાં કૃત્યોનો પસ્તાવો થતો હતો. વિક્ટોરિઆ રાણીની એવી ઇચ્છા હતી કે આ બધા માણસોને માફી આપવી, એટલે સૌ પોતપોતાને ઘેર જઈને નિર્ભયપણે રહે. લૉર્ડ કૅનિંગે રાણીની આ ઇચ્છાનો કાળજીપૂર્વક અમલ કર્યો.

૨. લૉર્ડ કૅનિંગના વખતમાં આખા હિંદુસ્તાનને માટે ઘણી સંભાળથી ઘડી કાઢેલા ત્રણ ધારાસંગ્રહ પ્રસિદ્ધ થયા. તે પીનલકોડ (૧૮૬૦), સિવિલ પ્રોસીજર કોડ અથવા મુલ્કીકાયદા (૧૮૫૯), અને ક્રિમિનલ પ્રોસીજર કોડ અથવા ફોજદારી કાયદો (૧૮૬૧), એ નામે જાણીતા છે. અત્યારસુધી દરેક પ્રાંતને માટે જુદા જુદા કાયદા હતા; પણ આ ત્રણે કાયદા આખા હિંદુસ્તાનને લાગુ પાડવામાં આવ્યા. આથી દરેક કોમ અને ધર્મને માટે એકજ પ્રકારના મુલ્કી અને ફોજદારી કાયદા થયા; એવું પૂર્વે કોઈ પણ વખતમાં હતું નહિ. એજ અરસામાં (૧૮૬૧) ત્રણે ઇલાકાના મુખ્ય શહેરોમાં ન્યાયની સદર અદાલતો સ્થાપવામાં આવી.

૩. વળી લૉર્ડ કૅનિંગના વખતમાં બીજો એ સુધારો કરવામાં આવ્યો કે ગવર્નર-જનરલની કાયદા રચનારી કૌન્સિલમાં, એટલે જે સભા આખા હિંદુસ્તાન માટે નવા કાયદા કરે છે અને જૂનામાં સુધારો કરે છે તેમાં, હિંદી સભાસદોની નીમણુક કરવી. હિંદના રાજ્યવહીવટમાં હિંદી સભાસદોને દાખલ કરવાની આવી રીતે શરૂઆત થઈ. આગળ જતાં આ સભાસદોને દેશીઓ તરફથી ચૂંટી કાઢવામાં આવ્યા અને હિંદુઓ હિંદુને અને મુસલમાનો મુસલમાનને પસંદ કરતા. ત્યારપછીનાં પચાસ વર્ષમાં બીજા વાઇસરૉયે પણ એજ પગલે પગલે ચાલવાનું જારી રાખ્યું. હવે દરેક પ્રાંતમાં જુદી જુદી ધારાસભા છે અને તેમાં ચૂંટી કાઢેલા હિંદી સભાસદો હોય છે; તેથી ગવર્નરો અને લેફ્ટેનન્ટ-ગવર્નરો ગુપ્ત રીતે કામ કરવાને બદલે બીજા સભાસદો જેવી માહીતી અને સલાહ આપે છે તે મુજબ વર્તે છે. કોઈ પણ નવો કાયદો લોકોને કેટલે દરજ્જે લાભ કે નુકસાનકર્તા થઈ પડશે, એ તેઓ કહી શકે છે. જો તે કાયદો લોકોને લાભકર્તા છે એવું

માલમ પડે છે તો કૌંસિલમાં તે મંજૂર થાય છે અને દેશના કાયદા તરીકે તે સ્વીકારવામાં આવે છે. પણ જો તે નુકસાનકારક અગર નકામો જણાય છે તો તે ઉપયોગી થઈ પડે એવી રીતે તેમાં સુધારો કરવામાં આવે છે અને તેમ ન બની શકે તો તે તદ્દન પડતો મૂકવામાં આવે છે.

૪. જ્યારથી રાજસત્તા કંપનિ પાસેથી રાજાના હાથમાં ગઈ ત્યારથી જૂના બોર્ડ ઑવ્ કન્ટ્રોલ ને તેના પ્રેસિડન્ટની જગાએ હિંદી કૌંસિલ નામની સભા અને રાજ તરફથી નીમેલા સેક્રેટરિ ઑવ્ સ્ટેટ આવ્યા. શરૂઆતમાં એ બધાએ સભાસદો અંગ્રેજ હતા, પણ હાલમાં એ કૌંસિલના બે સભાસદો દેશી, એટલે એક હિંદુ અને એક મુસલમાન છે. બાકીના સભાસદો અંગ્રેજ હોય છે અને તેમણે હિંદુસ્તાનમાં મોટા હોદ્દા પર રહી કામ કરેલું હોય છે.

૫. સને ૧૮૫૭માં એટલે બળવાના વરસમાં કલકત્તા, મદ્રાસ, અને મુંબઈ, એ ત્રણે ઇલાકાના મુખ્ય શહેરમાં યુનિવર્સિટિ સ્થાપવામાં આવી. ત્યારપછી બીજા ત્રણ પ્રાંતની રાજધાનીનાં શહેરમાં, એટલે અલ્લાહાબાદ, લાહોર, અને પટનામાં યુનિવર્સિટિ સ્થાપી છે. કેળવણીને અને અંગ્રેજીના અભ્યાસને આથી મોટી મદદ મળી; કારણ કે જુવાનીઆઓને પરીક્ષાને માટે તૈયાર કરવા સારૂ સ્થાપવામાં આવેલી આ કૉલેજો અને યુનિવર્સિટિમાં સંખ્યાબંધ વિદ્યાર્થીઓ એકઠા થયા. કેળવણીની બાબતમાં બધો સુધારો ધીમે ધીમે કરવામાં આવ્યો છે. પ્રથમ સ્થપાએલી યુનિવર્સિટિની યોજના સફળ થયલી જણાઈ એટલે ધીમે ધીમે સાવચેતીથી જુદે જુદે સ્થળે એક પછી એક યુનિવર્સિટિઓ ઉઘાડવામાં આવી. પ્રાથમિક અને માધ્યમિક શાળાની બાબતમાં પણ એજ નિયમ પાળવામાં આવેલો છે. જેમ જેમ લોકોને કેળવણી પર ભાવ ઉત્પન્ન થવા લાગ્યો અને તે તેની કદર પિછાનતા થયા અને સારા લાયક શિક્ષકોને શિક્ષણ આપવાની જોગવાઈ થતી ગઈ તેમ એકદમ નહિ પણ ધીમે ધીમે પ્રાથમિક અને માધ્યમિક શાળાઓ ઉઘાડવામાં આવી.

૬. બળવો શમાવીને શાંતિ સ્થાપવામાં તથા રાજ્યવહીવટમાં સુધારો કરવામાં લૉર્ડ કૅનિંગને જે ભારે મહેનત પડી તેથી તેનું શરીર જીર્ણ થઈ ગયું હતું. ઇંગ્લંડ ગયા પછી એક મહીનામાં પચાસ વરસની નાની ઉમરે સને ૧૮૬૨માં તેનો કાળ થયો. ત્યાર પહેલાં થોડાજ વખત પર એની સ્ત્રી તાવની બિમારીથી બંગાળામાં મરણ પામી હતી.

---

## ૮૫. હિંદુસ્તાનના રાજાઓ

૧. આપણે જોઈ ગયા કે સને ૧૮૫૮નું વિક્ટોરિઆ રાણીનું જાહેરનામું હિંદુસ્તાનના રાજાઓ તથા લોકોને ઉદ્દેશીને હતું.

### હિંદુસ્તાનના રાજાઓ તે કોણ?

બ્રિટિશ હિંદુસ્તાન બાદશાહની એટલે તેને નામે રાજ્ય કરનાર વાઇસરૉયની સીધી હુકુમત નીચે છે. પણ તેની હદની બહાર હિંદુસ્તાનમાંજ ઘણાં હિંદી રાજ્યો છે અને તેમને દેશી રાજ્યો અને કોઈ વાર રક્ષિત રાજ્યો પણ કહે છે. ઔરંગઝેબના મરણ પછી મોગલ રાજ્ય પડી ભાગ્યું ત્યારે આસરે બસેં વરસ પર એમાંનાં ઘણાંખરાં મોટાં રાજ્યો સ્થપાયાં હતાં. બીજાં રાજ્યો અને ખાસ કરીને રજપુતાનામાંનાં રાજ્યો ઓછામાં ઓછાં ૧,૦૦૦ વરસ પરનાં છે અને કેટલાંક તો એથી પણ પુરાતન છે. તેમના રાજા કે નવાબનો ત્યાં અધિકાર ચાલે છે. હિંદુસ્તાનના રાજાઓ તે એજ. બ્રિટિશ હિંદુસ્તાનની માફક એમનો મુલક પણ મહાન્ બ્રિટિશ રાજ્યનો ભાગ છે અને એ બધા રાજાઓ મહારાજાને પોતાના ઉપરિ તરીકે ગણે છે.

૨. આ દેશી રાજ્યો લગભગ ૭૦૦ છે અને હિંદુસ્તાનના નકશામાં આસરે એક તૃતીયાંશ જેટલી જગા તે રોકે છે. તેની વસ્તી ૭ કરોડની એટલે આખા હિંદુસ્તાનની કુલ વસ્તીના આસરે ચોથા ભાગ

જેટલી છે. એ રાજ્યો નાનાં મોટાં જુદા જુદા કદનાં છે; સૌથી નાનાંમાં નાનું રજપુતાનામાં લાવા છે, તેનું ક્ષેત્રફળ ફક્ત ૧૯ ચોરસ માઇલ છે, અને સૌથી મોટું હૈદ્રાબાદ છે. તે વિસ્તારમાં લગભગ બંગાળા જેટલો વિશાળ મુલક છે અને તેની વસ્તી ૧,૩૦,૦૦,૦૦૦ની છે. હૈદ્રાબાદ, મ્હૈસૂર, વડોદરા, અને કાશ્મીર, એ ચાર સૌથી મોટાં રાજ્યો છે.

૩. પોતાના જાહેરનામામાં રાણી વિક્ટોરિઆએ કહ્યું હતું કે "અમે હાલના અમારા તાબાના મુલકનો વિસ્તાર વધારવા માગતા નથી. અમે દેશી રાજાઓનાં હક, માનમરતબો, અને આબરૂ અમારાં પોતાનાંની માફક જાળવીશું અને અમારી એવી ઇચ્છા છે કે સલાહશાંતિ તથા સારા રાજ્યવહીવટ વડેજ જે આબાદી પ્રાપ્ત કરી શકાય છે, તે તેમણે તથા અમારી પોતાની પ્રજાએ ભોગવવી જોઈએ."

૪. સને ૧૮૫૯માં લૉર્ડ કૅનિંગે આખા ઉત્તર હિંદુસ્તાનમાં પ્રવાસ કર્યો. તેણે આગ્રામાં એક મોટો દરબાર ભર્યો ને તેમાં હાજર થયલા દેશી રાજાઓને કહ્યું કે કોઈ પણ રાજ્ય ગમે તેટલું નાનું હોય, તોપણ તેની સ્વતંત્રતા કદી પણ ધોકો નહિ પહોંચે અથવા તેને બ્રિટિશ હિંદુસ્તાન એટલે ખાલસા મુલક સાથે જોડી દેવામાં નહિ આવે. વારસને અભાવે કદી પણ મુલક ખાલસા કરવામાં આવશે નહિ. દરેક રાજાને સંતતિ ન હોય તેને વારસ દત્તક લેવાનો હક આપવામાં આવ્યો. તેમને દરેકને લૉર્ડ કૅનિંગે આ હકની સનદ મોકલી આપી, તે એવી શરતે કે તેમણે સરકાર તરફ વફાદાર રહેવું અને તેમની તથા અંગ્રેજ સરકાર વચ્ચે વખતોવખત થયલા કોલકરાર પાળવા.

૫. આ રાજ્યોને 'રક્ષિત રાજ્યો' કહે છે; કેમકે ખૂદ હિંદુસ્તાનમાંના કોઈ દેશી રાજાના અગર હિંદુસ્તાનની બહારના પરદેશી દુશ્મનના હુમલાના ભયમાંથી અંગ્રેજ સરકાર તેમનું રક્ષણ કરે છે. દરેક રાજ્યમાં રહેતા લોકો ત્યાંની પ્રજા ગણાય છે ને તે

રાજા તેમની સાથે વાજબી રીતે વર્તવાની શરતે કાયદા કરવાનો ને કર મૂકવા વગેરેનો ફૂલ અખત્યાર ભોગવે છે. તેની પ્રજાને હિંદુસ્તાનના ખાલસા મુલકમાં ગમે તે ઠેકાણે વેપાર કરવાની છૂટ છે, તેમજ દેશમાંનાં બંદરો, રેલ્વે, કે વેપારનાં મથકોનો તે મફત લાભ લઈ શકે છે. આગલા વખતમાં દેશી રાજાઓને દુશ્મન ચડી આવવાની હંમેશાં બીક રહેતી. દરેક રાજાને પોતાના તથા પોતાની પ્રજાના રક્ષણ માટે ઘણો ખરચ કરીને લશ્કર રાખવું પડતું. તે ભય હવે મટી જવાથી શાંતિ અને સહીસલામતીમાં રહીને પોતાની મહેસૂલનો તે પોતાના તેમજ પ્રજાના લાભ માટે ઉપયોગ કરી શકે છે. દેશી રાજ્યો જે જે સુખ ભોગવે છે, તેમાં સુલેહ સૌથી મોટું છે.

૬. બીજી બાજુએ દેશી રાજાઓના જેવા હક છે તેવી તેમને માથે ફરજો પણ છે. કોઈ પણ રાજાથી લડાઈ કે સલાહ કરી શકાતી નથી. તે કામ તો તેના ઉપરિ શહેનશાહ, જે તેમનું રક્ષણ કરે છે, તેમનું છે. પોતાના રાજ્યમાં બંદોબસ્ત રાખવાને અથવા ગેરબંદોબસ્ત મટાડવાને હથિયારબંધ પોલીસ રાખવાની તેમને છૂટ છે. જરૂર પડે તો સામ્રાજ્યના રક્ષણના કાર્યમાં મદદ કરવા સારૂ એક લશ્કરની ટૂકડી પણ તે રાખી શકે. આવા લશ્કરને 'ઈમ્પીરિઅલ સર્વિસ કોર' એટલે સામ્રાજ્યને માટે લડનારા સિપાઈઓના લશ્કરની ટૂકડી કહે છે.

૭. વળી દરેક રાજાની ફરજ છે કે તેણે પોતાની પ્રજા પર જુલમ ન કરવો, વિધવાને જીવતી બાળી મૂકવાના કે છોકરીઓની હત્યા કરવા વગેરેના દુષ્ટ રિવાજો બંધ કરવા, અને સારી રીતે ને ન્યાયથી રાજ્ય કરવું. કોઈ રાજાને અયોગ્ય રીતે વર્તવાથી રાજ્ય પરથી ઉઠાડી મૂકવો પડે તો અંગ્રેજ સરકાર તેની જગાએ તેના સૌથી નજીકના વારસને ગાદી પર બેસાડે છે.

# ૮૬. ઇંગ્લંડની રાણીના સમયનું હિંદુસ્તાન

## બીજા ચાર વાઇસરૉય

૧. લૉર્ડ એલ્જિન (૧૮૬૨–૧૮૬૩) બીજો વાઇસરૉય હતો. હિંદુસ્તાનમાં આવ્યા પછી બીજેજ વરસે સને ૧૮૬૩માં, તે ૫૧ વરસની ઉંમરે મરણ પામ્યો, તેથી લોકોના હિતને માટે તેણે જે જે કરવું ધાર્યું હતું તેનો તેને વખત મળ્યો નહિ. તેણે આગ્રામાં એક દરબાર ભરીને ત્યાં હાજર થયલા ઉત્તર હિંદુસ્તાનના રાજાઓને રાણીની ઇચ્છા મુજબ કહી બતાવ્યું કે તેઓ પોતે તેમને માટે ઘણી કાળજી અને લાગણી રાખે છે, તેમનું કલ્યાણ ઇચ્છે છે, અને પોતાની પ્રજા સુખી થાય એવી રીતે તેઓ રાજ્ય કરશે એમ તેઓ આશા રાખે છે.

૨. એ વરસમાં અફગાનિસ્તાનનો રાજા દોસ્તમહમદ મરણ પામ્યો. બળવા દર્મિયાન બધો વખત તે અંગ્રેજોનો મદદગાર અને વિશ્વાસુ મિત્ર રહ્યો હતો. તેના મરણ પછી તેના નાના દીકરા શેરઅલીએ પોતાના મોટા ભાઈ અને ખરા વારસ અફઝલખાનને કેદ કરીને ગાદી લઈ લીધી.

૩. સર જૉન લૉરેન્સ (૧૮૬૧–૧૮૬૯) ત્રીજો વાઇસરૉય થયો. બળવા વખતે પંજાબમાં મુખ્ય કમિશનર તરીકે તેણે સારી રીતે અને ડહાપણથી રાજ્ય ચલાવ્યું હતું. તે બહાદુર નર અને રાજ્યકર્ત્તા તરીકે દૃઢ અને પ્રામાણિક હતો. તેને ડોળદમામનો શોખ ન હતો, પણ કામ કરવું બહુ ગમતું. તે લોકો તરફ બહુ માયા બતાવતો અને તેમને માટે તેણે પોતાનાથી બન્યું તેટલું કર્યું.

૪. એના વખતમાં હિંદુસ્તાનની ઇશાને અને નેપાળની પૂર્વમાં આવેલા ભુતાન નામના એક નાના મુલકના રાજા સાથે એક નાનો

વિગ્રહ થયો. એ રાજા હિંદુસ્તાનના કેટલાક લોકોને ગુલામ કરીને લઈ ગયો હતો. તેને હરાવીને ગુલામોને છૂટા કર્યા ને તેની સાથે સલાહ કરી.

૫. અફગાનિસ્તાનમાં દોસ્તમહમદના મોટા દીકરા અફઝલખાનને તેના દીકરા અબદુલ્લ રહેમાને કેદખાનામાંથી છૂટો કર્યો ને ગાદીએ બેસાડ્યો. શેરઅલી નાસી ગયો, પણ ત્યારપછી થોડા વખતમાં અફઝલખાન મરણ પામ્યો એટલે તે પાછો આવ્યો અને ફરીથી અમીર તરીકે રાજ્ય કરવા લાગ્યો. સર જૉન લૉરેન્સે અફગાનિસ્તાનના કામમાં વચ્ચે ન પડવાનું ડહાપણ વાપર્યું અને અફગાનોને માંહોમાંહે લડવા દીધા.



લૉર્ડ લૉરેન્સ

૬. સને ૧૮૬૬માં ઓરિસામાં ભયંકર દુકાળ પડ્યો અને તેમાં ઘણા લોકો મરી ગયા. સરકારે ઘણા પૈસા ખરચીને હજારો જીવ ઉગાર્યા. આનું એક સારું પરિણામ એ આવ્યું કે ઓરિસામાં વધારે રસ્તા, નહેરો, અને રેલ્વે થઈ, તેથી ફરીથી કોઈ વાર દુકાળ પડશે ત્યારે દેશમાં અનાજ લાવવાનું સહેલું થશે. વળી વાઇસરૉયે દુકાળ નિવારણ ફંડ એ નામે એક મોટી રકમ અલાયદી રાખી. તેમાં દર વરસે ઉમેરો કરતા જવું અને દુકાળ અટકાવવા રસ્તા, રેલ્વે, નહેર, વગેરે લોકોપયોગી કામોમાં તે પૈસા વાપરવા એમ નક્કી કરવામાં આવ્યું.

૭. લૉર્ડ ડલહાઉસીએ શરૂ કરેલા સુધારા ચાલુ રાખીને તેમાં ઘણા વધારા કરવામાં આવ્યા. તેણે ઘણી શાળાઓ અને પાઠશાળાઓ કાઢી અને તારનાં દોરડાં નંખાવ્યાં. અર્ધા આનાની ટિકિટમાં પહેલાં

કરતાં બમણા વજનાના કાગળો મોકલવાની છૂટ મળી. જંગલખાતુ વધારીને સુધારવામાં આવ્યું અને સંખ્યાબંધ ઝાડ રોપાયાં.

૮. ચોથો વાઇસરૉય લૉર્ડ મેયો ઇ. સ. ૧૮૬૯માં આવ્યો. તેણે ત્રણ વરસ અમલ કર્યો, તે દર્મિયાન એક વખત તે આન્દમાન ટાપુની મુલાકાતે ગયો ત્યારે ત્યાંના એક કેદીએ તેને મારી નાખ્યો.

૯. તેણે પણ સુધારાનું કામ ચાલુ રાખ્યું; લોકોપયોગી કામોમાં વધારો કર્યો, ઘણી રેલ્વે સડકો નંખાવી, રસ્તા બંધાવ્યા, અને નહેરો ખોદાવી. ખાસ મુસલમાનો માટે તેણે ઘણી નવી નિશાળો ઉઘાડી, અને ખેતીવાડીનું એક નવું ને ઉપયોગી ખાતું કાઢ્યું. આ ખાતાના અમલદારો બીજા દેશના ખેડુતો શું શું કામ કરે છે, તેઓ કઈ કઈ જાતના પાક ઉત્પન્ન કરે છે, કઈ જાતનાં અનાજ વાવે છે, કેવાં હળ વાપરે છે, કેવાં ફળનાં ઝાડ વાડીઓમાં ઉછેરે છે, કેવું ખાતર ઉપયોગમાં લે છે, અને કેવી રીતે જમીન ખેડે છે, તેની માહીતી મેળવે છે. અંગ્રેજો દેશેદેશે ફરીને દુનિયાના જુદા જુદા ભાગમાં શું બને છે તેની તજવીજ કરે છે તેથી તેઓ આ જાતની માહીતી મેળવી શકે છે; અને હિંદુઓ તો થોડા વખત પહેલાં હિંદુસ્તાનની બહારજ જતા નહિ. પછી જે જે બાબતો પોતે જોઈ હોય છે તે તેઓ હિંદના ખેડુતોને જણાવે છે અને તેમને પાક ઉત્પન્ન કરવાનો શ્રેષ્ઠ માર્ગ બતાવે છે.

લૉર્ડ મેયો વાઇસરૉય હતો ત્યારે વિક્ટોરિઆ રાણીનો બીજો પુત્ર મરહુમ ડ્યૂક ઑવ્ એડિનબરો હિંદુસ્તાનમાં આવ્યો હતો. આ દેશની મુલાકાતે આવનાર રાજકુટુંબમાંનો એ પહેલોજ પુરુષ હતો. તેણે હિંદના ઘણાખરા રાજાઓની મુલાકાત લીધી અને તે સૌ પોતાની મહારાણીના પુત્રને જોઈને ઘણા રાજી થયા.

૧૧. લૉર્ડ મેયોએ બીજો એવો સુધારો કર્યો કે જેલ, પોલીસ, રજિસ્ટર કરવાનું કામ, કેળવણી, રસ્તા તથા મકાનો વગેરે બાંધવાનાં

કામ અને એવી બાબતોમાં બ્રિટિશ હિંદુસ્તાનમાંનો દરેક પ્રાંત પોતાનો વહીવટ કરે. આથી દરેક પ્રાંતને લોકો પાસથી ઉઘરાવેલા કરના પૈસા તથા 'ઇમ્પીરિઅલ રેવેન્યુ' એટલે આખા રાજ્યની સામાન્ય મહેસૂલમાંથી આપેલી અમુક રકમ એવાં કામમાં ખરચવાની છૂટ મળી. આ પ્રમાણે દરેક પ્રાંતમાં લેવાતા કરના પૈસા ત્યાંના લોકોની જરૂર પ્રમાણે તેમની મરજી મુજબ ખરચાતા; અને વડી સરકારને એટલે ગવર્નર-જનરલ અને કૌન્સિલને લશ્કર, ટપાલખાતું, તાર, વગેરે જેવી આખા હિંદુસ્તાનના રાજ્યને લગતી બાબતો પર ધ્યાન આપવાનો વખત મળ્યો.


લૉર્ડ મેયો

૧૨. મીઠાના કરમાં ઘટાડો કરવાનો તેણે બીજો સુધારો કર્યો. આથી ગરીબ લોકોને ઘણી રાહત મળી. સસ્તે દરે અને ઝડપથી આખા મુલકમાં મીઠું લઈ જવાય માટે રજપુતાનામાંના મોટા ખારા સરોવર સુધી એક નવી નાની રેલ્વે સડક નાખીને તેનો મુખ્ય રેલ્વેની સડકો સાથે સંબંધ જોડી દીધો.

૧૩. **લૉર્ડ નૉર્થબ્રૂક પાંચમો વાઇસરૉય હતો** (ઇ. સ. ૧૮૭૨–૧૮૭૬). એના વખતમાં બંગાળામાં સખત દુકાળ પડ્યો, પણ તે ઓરિસાના જેટલો નુકસાનકારક નીવડ્યો નહિ. વાઇસરૉય અને તેની કૌન્સિલે વખતસર ડહાપણ ભરેલાં પગલાં ભરીને દુકાળનું સંકટ નિવારણ કર્યું. તે કામ માટે સંખ્યાબંધ અમલદારોની નીમણૂક કરવામાં આવી. જે જે ગરીબ લોકોનો પાક નિષ્ફળ નીવડ્યો હતો તેમને તેઓ કામ, મજુરી, અને ખોરાક આપતા ને તેથી ભાગ્યેજ મોત થવા પામ્યાં હશે.

**લૉર્ડ નૉર્થબ્રુક** વાઇસરૉય હતો ત્યારે વડોદરાના ગાયકવાડને ત્યાં ઘણા વખતથી ચાલતી અવ્યવસ્થાને લીધે પદભ્રષ્ટ કરવામાં આવ્યો. પહેલાંનો વખત હોત તો તેનું રાજ્ય ખાલસા કરી દીધું હોત, પણ સને ૧૮૫૮ના મહારાણીના ઢંઢેરા પ્રમાણે તેમ કરવું અશક્ય હતું. તેની જગાએ તેના એક નાની ઉંમરના સગાને ગાદીએ બેસાડ્યો અને **સર ટી. માધવરાવ** નામના એક પ્રસિદ્ધ હિંદી રાજદ્વારી પુરુષને તેનો દીવાન નીમ્યો.

૧૫. આ અરસામાં હિંદુસ્તાનના રાજાઓ અને અમીરોના કુમારો માટે અજમેરમાં એક પાઠશાળા કાઢવામાં આવી. આ યોજના **લૉર્ડ મેયો**ની હતી. પણ તેનો અમલ કરવાને તે જીવતો રહ્યો નહિ. તેનું નામ મેયો કૉલેજ રાખવામાં આવ્યું. ત્યારપછી લાહોર અને બીજે સ્થળે બીજી રાજકુમારોની કૉલેજો સ્થાપવામાં આવી છે. ત્યાં તે રાજકુમારોને પોતાના તાબાની રૈયત પર તેઓ યોગ્ય રીતે રાજ્ય કરી શકે એવી કેળવણી આપવામાં આવે છે. પુસ્તકોમાંથી શીખવા ઉપરાંત ત્યાં તેમને ઘોડે બેસતાં અને ક્રિકેટ ને પોલો, અને ટેનિસ ને હૉકિ જેવી મરદાની રમતો શીખવાય છે, તેથી તેમનાં શરીર અને મન મજબૂત અને તનદુરસ્ત બને છે.

૧૬. **લૉર્ડ નૉર્થબ્રૂક**ના વખતમાં એક અગત્યનો બનાવ એ બન્યો કે ઇ. સ. ૧૮૭૫માં પાટવી કુંવર પ્રિન્સ ઑાવ્ વેલ્સ, જે પાછળથી સાતમા એડ્વર્ડના નામથી ગાદી પર આવ્યા, તે હિંદની મુલાકાતે આવ્યા. તેમણે હિંદુસ્તાનની તે વખતની રાજધાની કલકત્તામાં એક મોટો દરબાર ભર્યો. તે વખતે હિંદુસ્તાનના સઘળા ભાગમાંથી મોટા મોટા માણસો તથા રાજારાણીઓ પોતાના ભવિષ્યના મહારાજાને મળવાને તથા ઉપરિ તરીકે માન આપવાને ત્યાં એકઠાં થયાં હતાં.

---

# ૮૭. હિંદમાં એમ્પ્રેસ વિકટોરિઆનો અમલ

---

## બીજા પાંચ વાઇસરૉય

---

### ઇ૦ સ૦ ૧૮૭૭થી ૧૯૦૧ સુધી

---

૧. લૉર્ડ લિટને (ઇ. સ. ૧૮૭૬—૧૮૮૦) દિલ્હીમાં મોટો દરબાર ભરીને વિકટોરિઆ રાણીને હિંદના **મહારાણી** (કયસર-એ-હિંદ) જાહેર કર્યાં.

**એમ્પરર** એટલે **મહારાજા** એ શબ્દ રાજાઓના રાજાને લગાડવામાં આવે છે. કોઈ રાજા કે રાણી એકાદ મુલક પર રાજ્ય કરે છે અને **મહારાજા** ઘણા દેશના રાજાઓનો ઉપરિ ગણાય છે. આ કારણથી મોગલોને વિષે બોલતાં આપણે **મહારાજા** શબ્દ વાપરીએ છીએ; કેમકે હિંદુસ્તાનમાંના ઘણા દેશ પર તેમનો અમલ ચાલતો અને ઘણા રાજારાણા અને નવાબોના તે ઉપરિ ગણાતા. તેથી બ્રિટિશ સામ્રાજ્યના રાજ્યકર્ત્તાને આ ઇલ્કાબ ઘણો યોગ્ય રીતે લાગુ પડે છે. દાખલા તરીકે, આપણા રાજા **પાંચમા જ્યોર્જ** ઇંગ્લંડના રાજા છે, પણ હિંદુસ્તાનના તેમજ બ્રિટિશ સામ્રાજ્યમાંના ઘણા દેશના **મહારાજા** છે.

૨. ઇ. સ. ૧૮૭૭ના જાનેવારી માસની ૧લી તારીખે દિલ્હીમાં એક મોટી સભા ભરવામાં આવી હતી, તેમાં **મહારાણી** તરફથી તેમના વાઇસરૉયને મજરો કરવાને આખા હિંદુસ્તાનના રાજા એકઠા થયા હતા. તેમણે સઘળાએ પોતાના પહેલાંના કજીઆટંટા ભૂલી જવાનું કબૂલ કર્યું અને બ્રિટિશ સામ્રાજ્યના તાબાના રાજા અને **મહારાણી**ની વફાદાર રૈયત તરીકે દરબારમાં પોતાની બેઠક લીધી.

૩. ઇ. સ. ૧૮૭૬, ૧૮૭૭, અને ૧૮૭૮માં દક્ષિણ અને દક્ષિણ હિંદમાં ચોમાસું નિષ્ફળ નીવડ્યું. લાગલાગટ બે વરસ સુધી મોસમનો વરસાદ ન આવવાથી ભારે દુકાળ પડ્યો ને પાંચ કરોડ માણસ મરણ પામ્યાં. ભૂખે મરતા લોકોને બચાવવાને સરકારે બનતો પ્રયત્ન કર્યો અને પરદેશથી દરિયામાર્ગે તથા હિંદુસ્તાનના જે ભાગમાં દુકાળ ન હતો ત્યાંથી રેલ્વે મારફતે જથાબંધ અનાજ આણીને દક્ષિણ હિંદુસ્તાનમાં મોકલવામાં આવ્યું. સંખ્યાબંધ લોકોને ખોરાક પૂરો પાડવાને સરકારે ૧૦ કરોડથી વધારે રૂપીઆ ખરચ્યા ને લાખો જીવ ઉગાર્યા. આ સખત દુકાળ પછી આખા દક્ષિણ હિંદુસ્તાનમાં રેલ્વેનો વધારે ફેલાવો કરવામાં આવ્યો, તે એવા હેતુથી કે દેશના કોઈ પણ ભાગમાં ફરીથી દુકાળ પડે તો ત્યાં અનાજ પૂરૂં પાડી શકાય.



લૉર્ડ લિટન

૪. આ અરસામાં અફગાનિસ્તાનના અમીર શેરઅલીએ રશિઆના એક અમલદારને કાબુલમાં દાખલ થવા દીધો અને ગવર્નર-જનરલ તરફથી મોકલવામાં આવેલા એક અંગ્રેજ અમલદારની મુલાકાત લેવાની ના પાડી. આથી તેણે એવું બતાવી આપ્યું કે હું અંગ્રેજોનો દોસ્ત નહિ પણ દુશ્મન છું અને જો રશિઅનો હિંદ પર ચડી આવશે તો હું તેમને મદદ કરીશ. તેની સાથે લડાઈ જાહેર કરવામાં આવી અને અંગ્રેજ લશ્કરે અફગાનિસ્તાન પર હુમલો કર્યો. શેરઅલી રશિઅન તુર્કસ્તાનમાં નાસી ગયો ને ત્યાં મરણ પામ્યો અને તેના દીકરા યાકુબખાનને અમીર બનાવવામાં આવ્યો. તેણે અંગ્રેજો સાથે સલાહ કરી, પણ સર એલ. કાવગ્નારિ નામના સરદારને

તેની મુલાકાતે મોકલવામાં આવ્યો ત્યારે તેના સિપાઈઓએ હુલ્લડ કરીને આ અમલદાર તથા તેના રક્ષકને મારી નાખ્યા.

૫. સાતમા **વાઇસરૉય, લૉર્ડ રિપને અફગાન** વિગ્રહનો **અંત** આણ્યો. **યાકુબખાનના** નાના ભાઈ **અયુબખાને** ગાદી પચાવી પાડવાની કોશીશ કરી, પણ **જનરલ** રૉબર્ટ્સ (પાછળથી લૉર્ડ રૉબર્ટ્સ) **કાબુલથી કંદહાર** કૂચ કરી ગયો ને તેણે તેને નસાડી મૂક્યો. **અફઝલખાનનો** મોટો દીકરો **અબદુલ રહેમાન** હકદાર વારસ હતો, તેને **અફગાનિસ્તાનનો** અમીર બનાવ્યો. ઇ. સ. ૧૯૦૨માં તે મરણ પામ્યો ને તેની પછી તેનો દીકરા **હુબીબ**-ઉલ-લા (હાલનો અમીર, સને ૧૯૧૮) ગાદી પર આવ્યો.

૬. **લૉર્ડ રિપનને હિંદુસ્તાનના** લોકો ઘણું ચાહતા; કેમકે એ તેમના પર બહુ ભાવ રાખતો. આપણે આગળ જોઈ ગયા છીએ (પ્રકરણ ૭૬) કે **લૉર્ડ મેટ્કાફે** દેશી છાપાને લગતો કાયદો રચીને કોઈને ઈજા ન કરવાની શરતે તેમને ગમે તે લખવાની હિંદી છાપાને પૂરેપૂરી છૂટ આપી હતી. **લૉર્ડ લિટનના** વખતમાં આ સ્વતંત્રતા પર કંઈક અંકુશ મૂકવામાં આવ્યો હતો, કેમકે કેટલાંક વર્તમાનપત્રોએ તેનો ગેરલાભ લીધો હતો. **લૉર્ડ રિપને લૉર્ડ લિટનનો** કાયદો રદ કરીને વર્તમાનપત્રને પાછી પૂરેપૂરી છૂટ આપી. તે કહેતો કે જો કોઈ વર્તમાનપત્ર કાયદાનો ભંગ કરે તો તેના પર કોર્ટમાં કાયદેસર કામ ચલાવવું અને તે ગુનેગાર ઠરે તો તેને સજા કરવી.

૭. **લૉર્ડ રિપને** દેશીઓને કેટલેક **અંશે હોમરૂલ** અથવા સ્વરાજ્ય આપવાનો પ્રયત્ન કર્યો. તેણે જે ધારા રચ્યા તે મ્યુનિસિપાલિટિ અને **લોકલ** ફંડના ધારા તરીકે પ્રસિદ્ધ છે. પહેલા ધારાને આધારે મ્યુનિસિપલ બોર્ડ અને બીજા વડે ડિસ્ટ્રિક્ટ **બોર્ડનું** બંધારણ થયું. આ

ધારાની રૂઈએ ઘણાં મોટાં શહેરો પોતાનાં કામનો વહીવટ કરવાને માણસો ચૂંટી કાઢે છે અને પોતે જે વેરો સરકારને ભરે છે તે રસ્તાની મરામત, મકાનો, હૉસ્પિટલો, નિશાળો, ઇત્યાદિ કામોમાં ખરચે છે. આપણે જોઈ ગયા છીએ કે લૉર્ડ મેયોએ આ સત્તા દરેક પ્રાંતને આપી હતી. લૉર્ડ રિપને એથી પણ આગળ વધીને તે દરેક મોટા શહેર અને ગામના સમૂહને આપી.


લૉર્ડ રિપન

૮. હાલમાં (ઇ. સ. ૧૯૧૮) ૭૦૦ કરતાં વધારે મ્યુનિસિપાલિટિ છે, તેમાં આસરે ૧૦,૦૦૦ સભાસદો છે, જે પોતે પોતાના કર મૂકે છે, પેટાકાનુનો રચે છે, અને પોતાના પૈસા ખરચે છે. વળી ૭૦૦ કરતાં વધારે લોકલ અને ડિસ્ટ્રિક્ટ બોર્ડ છે, ને મદ્રાસમાં ૪૦૦થી વધારે યુનિયન પંચાયત છે, તેમાં ૧૭,૦૦૦ ઉપરાંત સભાસદો છે ને તે પણ તેટલીજ સ્વરાજ્યની સત્તા ભોગવે છે.

૯. વળી લૉર્ડ રિપને ખાનગી નિશાળોને તેમના ખરચના હિસ્સાને પેટે ગ્રાંટ આપીને મદદ કરી. આમ થવાથી ઠામ ઠામ સંખ્યાબંધ નિશાળો નીકળી. હિંદુસ્તાનમાં આવતા માલ પરની ઘણીખરી જકાત તેણે કાઢી નાખી. આથી આવો માલ બહુ સસ્તો થયો અને વેપાર ઘણો વધ્યો.

૧૦. ઇ. સ. ૧૮૮૧માં મ્હૈસૂર, જે પચાસ વરસથી મ્હૈસૂરના કમિશન તરીકે ઓળખાતા અંગ્રેજ અમલદારોના તાબામાં હતું, તે છેલ્લા રાજાના દત્તક ચામરાજેન્દ્રને તે લાયક ઉમરનો થવાથી સોંપવામાં આવ્યું. કોઈ દેશી રાજાને વારસ ન હોય તો તે દત્તક લઈ

શકે એમ ઈ. સ. ૧૮૫૮ના વિકટોરિઆ રાણીના જાહેરનામામાં જણાવવામાં આવ્યું હતું તે મુજબ આ પ્રમાણે કરવામાં આવ્યું હતું.

૧૧. લૉર્ડ ડફરિન આઠમો વાઇસરૉય હતો (ઈ. સ. ૧૮૮૪-૧૮૮૮). એના આવ્યા પછી થોડા વખતમાં બ્રહ્મદેશનો રાજા થીબો, જે પોતાના રાજ્યમાં જુલમ કરતો હતો, તેણે અંગ્રેજો સાથે લડાઈ કરી. તેની સામે એક નાનું લશ્કર મોકલવામાં આવ્યું ને તે નાઠો. ઈ. સ. ૧૮૮૬માં ઉપલો બ્રહ્મદેશ બ્રિટિશ બ્રહ્મદેશ સાથે જોડી દેવામાં આવ્યો અને થીબોને વર્ષાસન બાંધી આપી હિંદમાં લાવી રાખ્યો. ઘણા બ્રહ્મી ધાડપાડુઓને વશ કરવામાં આવ્યા અને ઉપલા બ્રહ્મદેશમાં નીચલા બ્રહ્મદેશ તથા હિંદના બાકીના ભાગ જેવો અમલ ચાલ્યો.


લૉર્ડ ડફરિન

૧૨. વાઇસરૉયનાં પત્ની લેડિ ડફરિનની મદદથી હિંદની સ્ત્રીઓની સુખાકારી જાળવવા માટે ઇંગ્લંડથી સ્ત્રી ડાકટરો બોલાવી. આ કામને માટે હિંદુસ્તાન તથા ઇંગ્લંડમાં ઘણાં નાણાં એકઠાં કરી એક ફંડ ઊભું કરવામાં આવ્યું, તેને લેડિ ડફરિન ફંડ કહે છે. આ સઘળું વિકટોરિઆ રાણીની સલાહ તથા મદદ વડે કરવામાં આવ્યું હતું.

૧૩. ઈ. સ. ૧૭૮૦માં ગ્વાલિઅરનો જે પ્રસિદ્ધ કિલ્લો કૅપ્ટન પૉપ્હૅમની સરદારી નીચે અંગ્રેજ લશ્કરે જીતી લીધો હતો, તે સને ૧૮૮૬માં ત્યાંના રાજા સિંધિઆને લૉર્ડ ડફરિને પાછો સોંપી દીધો. એ વાઇસરૉયનો તે રાજા પર કેવો ભરોસો હતો તે આ પરથી જણાય છે.

૧૪. ઇ. સ. ૧૮૮૫માં નૅશનલ ઇંડિઅન કૉન્ગ્રેસ એટલે હિંદી રાષ્ટ્રીય સભા પહેલવહેલી ભરાઈ. ઇ. સ. ૧૮૮૩માં એ. ઓ. હ્યૂમ નામના એક અંગ્રેજ સિવિલિઅન અમલદારે આ સભા સ્થાપી. તે એવા હેતુથી કે દેશના હિતને ખાતર અંગ્રેજ સરકારે બીજા શા શા સુધારા કરવા જોઈએ તે વિષે કેળવાએલા હિંદીઓ પોતાના વિચાર દર્શાવી શકે. ત્યારથી હિંદુસ્તાનના ગમે તે મુખ્ય શહેરમાં એ સભા વરસમાં એક વાર ભરાય છે.

૧૫. ઇ. સ. ૧૮૮૨માં અંગ્રેજી રાજ્યના લશ્કરના એક ભાગ તરીકે હિંદના લશ્કરની એક ટૂકડી કેરો મોકલવામાં આવી. કેરો જીતી લીધું અને તેજ વરસે લશ્કર હિંદુસ્તાન પાછું ફર્યું. બ્રહ્મદેશનો વિગ્રહ બાતલ કરીએ તો સામ્રાજ્યની ખાતરની લડાઈમાં ભાગ લેવા સારૂ હિંદુસ્તાનનું લશ્કર દેશની બહાર પહેલી વાર આ વખતેજ મોકલવામાં આવ્યું હતું.

૧૬. લૉર્ડ લૅન્સડાઉન (ઇ. સ. ૧૮૮૮—૧૮૯૪) નવમો વાઇસરૉય થયો. સને ૧૮૯૦માં આસામમાંના મણિપુરના નાના રાજ્યના સરદારોએ ત્યાંના રાજાને ઉઠાડી નસાડી મૂકયો અને રાજધાનીમાંના અંગ્રેજ અમલદારો પર હુમલો કરીને તેમને મારી નાખ્યા. જેઓ ગુનેગાર માલમ પડ્યા તેમને ફાંસી દેવામાં આવી અને રાજાના કુટુંબના એક નાના છોકરાને ગાદી પર બેસાડ્યો.


લૉર્ડ લૅન્સડાઉન

૧૭. હિંદુસ્તાનની વાયવ્ય સરહદ પરથી હુમલા કરી ન શકાય તે માટે લૉર્ડ લૅન્સડાઉને સારી સાવચેતી

લીધી. બલુચિસ્તાનને રક્ષિત રાજ્ય બનાવીને ખિલાતના ખાનને હિંદના રાજાઓમાં સ્થાન આપવામાં આવ્યું. ડુંગરામાંના વિકટ માર્ગો કોટકિલ્લા બાંધી મજબૂત કર્યા; તથા જરૂર પડે ત્યારે ત્યાં એકદમ લશ્કર લઈ જવાય માટે ત્યાંસુધી રસ્તાઓ બાંધ્યા તથા રેલ્વેની સડકો નાખી.[૧]

૧૮. આ વાઇસરૉયના વખતમાં સને ૧૮૯૨ના હિંદના કૌંસિલ ઍકટની રૂઇએ એક અગત્યનો સુધારો કરવામાં આવ્યો. પ્રાંતિક, મ્યુનિસિપલ, તથા ડિસ્ટ્રિકટ કૌંસિલ જેવી જાહેર સંસ્થા તરફથી ચૂંટી કાઢવામાં આવેલા સભાસદો ઉમેરીને ગવર્નર-જનરલ, ગવર્નર, તથા કેટલાક લેફ્ટેનન્ટ-ગવર્નરની કૌંસિલમાં વધારો કરવામાં આવ્યો. આવી પહેલી ચૂંટણી સને ૧૮૯૩માં થઈ.

૧૯. દસમો વાઇસરૉય એલ્જિન બીજો (ઇ. સ. ૧૮૯૪-૧૮૯૯) બીજા વાઇસરૉયનો પુત્ર હતો. તેણે પણ સરહદ પરના મુલકને મજબૂત કરવાનું જારી રાખ્યું. સરહદ પર વસનારી કેટલીક પહાડી જાતોએ હુમલા કર્યા તેમને હરાવી પાછા હઠાવ્યા. મુખ્યત્વે, ચિત્રાલ અને ટિરાહની ખીણમાં રહેનારા લોકો સાથે લડાઈ થઈ હતી.



લૉર્ડ એલ્જિન

૨૦. ઇ. સ. ૧૮૯૬માં મુંબઈમાં પ્લેગ ફાટી નીકળ્યો ને ત્યારપછી તે દર વરસે હિંદુસ્તાનના એક નહિ તો બીજા ભાગમાં થયા કરે છે. શરૂઆતમાં ખાસ કરીને મુંબઈમાં ઘણાં માણસો પ્લેગમાં મરી ગયાં; પણ થોડા વખત પછી ડાક્ટરોએ તેનો ઉપાય શોધી કાઢયો, તેથી આ ભયંકર રોગથી થતાં

મોતની સંખ્યામાં ઘટાડો થતો જાય છે. અસલના વખતમાં યુરોપમાં એ રોગથી હજારો માણસોનો ઘાણ નીકળી જતો, પણ પૃથ્વીના એ ભાગમાં તે હવે કવચિતજ થતો જણાય છે.

લૉર્ડ એલ્જિનના વખતમાં સરકારી નોકરીના દરેક ખાતામાં ઘણા દેશીઓને જગા આપવામાં આવી.

---

## ૮૮. મહારાજા સાતમા એડ્વર્ડનો હિંદનો અમલ

### ઇ૦ સ૦ ૧૯૦૧-૧૯૧૦

### આગિઆરમા અને બારમા વાઇસરૉય

૧. ઇ. સ. ૧૯૦૧ના જાન્યુઆરિ માસની ૨૨મી તારીખે "લોકોની માતા" વિક્ટોરિઆ રાણી, જેઓ પૃથ્વી પરની રાણીઓમાં શ્રેષ્ઠ ગણાતાં હતાં, તે સ્વર્ગવાસી થયાં. તેઓ બ્યાસી વરસ સુધી જીવ્યાં હતાં અને તેમણે ચોસઠ વરસ સુધી રાજ્ય કર્યું હતું. તેમના પછી તેમનો વડો પુત્ર પ્રિન્સ ઑવ્ વેલ્સ ઇંગ્લંડના રાજા અને હિંદના મહારાજાનું પદ ધારણ કરીને સાતમા એડ્વર્ડ તરીકે ગાદી પર આવ્યો.

૨. સાતમા એડ્વર્ડે નવ વરસ સુધી રાજ્ય કરીને ઘણી નામના મેળવી. ઇ. સ. ૧૮૭૫માં લૉર્ડ નૉર્થબ્રૂકના વખતમાં પાટવી કુમાર તરીકે એ હિંદમાં આવ્યો ત્યારે એણે અહિંના રાજારજવાડાની મુલાકાત



સાતમા એડ્વર્ડ

લીધી હતી, તે આપણે આગળ જોઈ ગયા છીએ. એની સઘળી પ્રજા એને ચાહતી હતી; કેમકે એ ડાહ્યો અને જોરાવર રાજા હતો એટલુંજ નહિ પણ ભલો ને દયાળુ હતો. યુરોપની બધી પ્રજા એના તરફ માનની દૃષ્ટિથી જોતી. તેઓ એને સારી રીતે પિછાનતા હતા; કેમકે એ વારંવાર તેમની મુલાકાતે જતો અને ત્યાંના ઘણાં રાજારાણી

સાથે સગપણનો સંબંધ ધરાવતો. જર્મનિનો શહનશાહ એનો ભાણેજ અને રશિઆની રાણી એની ભાણજી થાય. યુરોપમાં શાંતિ જાળવવાને તેણે બનતો પ્રયત્ન કર્યો હતો, તેથી એનું નામ 'શાંતિદાતા એડ્વર્ડ' તરીખે ઈતિહાસમાં પ્રસિદ્ધ રહેશે. એની દફનક્રિયા વખતે યુરોપના સાત રાજાએ સરઘસમાં હાજરી આપી એના' પ્રત્યે પોતાની માનની લાગણી તથા પ્રીતિ દર્શાવી હતી.

૩. પહેલાં રાણી અને પછી મહારાણી તરીકેના વિક્ટોરિઆના અમલમાં દસ વાઇસરૉય થઈ ગયા. એડ્વર્ડ રાજાના વખતમાં લૉર્ડ કર્ઝન તથા લૉર્ડ મિન્ટો એ બે થયા. લૉર્ડ કર્ઝન અગિઆરમો વાઇસરૉય હતો અને એનો અમલ ઇ. સ. ૧૮૯૯થી ૧૯૦૫ સુધી ચાલ્યો. એના વખતમાં બે પ્રાંત બન્યા. જૂના પ્રાંતોમાંના બંગાળા અને પંજાબના બે પ્રાંતમાં વહીવટ કરવાનું કામ એક ગવર્નરને માટે ઘણું ભારે હતું. તેથી પંજાબના વાયવ્ય ભાગનો વાયવ્ય સરહદ પરનો પ્રાંત નામે નવો પ્રાંત બનાવ્યો અને બંગાળાના પૂર્વ ભાગને આસામ સાથે જોડી પૂર્વ બંગાળા અને આસામ એ નામનો પ્રાંત કર્યો. લૉર્ડ કર્ઝનના સમયનો હિંદનો નકશો જોવાથી આ ફેરફાર સ્પષ્ટ જણાઈ આવશે.

૪. લૉર્ડ કર્ઝને હિંદુસ્તાનમાં ઘણા સુધારા કર્યા. મીઠા પરનો કર ઘટાડીને તેણે અર્ધો કરી નાખ્યો. આથી સૌથી ગરીબ લોકોને ઘણું સુખ થયું. તેણે જુદી જુદી જાતના વેપારરોજગાર તથા કારીગરીને ઉત્તેજન આપવાને વેપાર અને હુન્નરનું ખાતું કાઢ્યું. ઇ. સ. ૧૯૦૦માં ભારે દુકાળ પડ્યો; પણ વાઇસરૉય તથા તેના તાબાના અમલદારોની હોશિયારીને લીધે તથા લોકોને મદદ મળી તેથી માણસ થોડાં મરી ગયાં. વધારે સારી રીતે કામ ચાલે એટલા માટે યુનિવર્સિટિમાં સુધારા કરવામાં આવ્યા. ખેડુતને જરૂર પડે ત્યારે તે થોડા વ્યાજે નાણાં ઉછીનાં લઈ શકે તે સારૂ ખેતીવાડીની બૅંકો કાઢવામાં આવી. પંજાબનો જમીનનો કાયદો એ નામનો કાયદો પંજાબમાં પસાર કરવામાં આવ્યો, તેથી જે સાહુકારો ખેડુતોની જમીન તેમની પાસેથી પડાવી લેવા માગતા હતા તેમના પંજામાંથી તે બચી ગયા.




લૉર્ડ કર્ઝનના વખતનું બ્રિટિશ હિંદ

રાજકુમારોને લશ્કરી કેળવણી આપવા માટે "ઇમ્પીરિઅલ કૅડેટ કોર" નામની લશ્કરની ટૂકડીની યોજના કરવામાં આવી. વાયવ્ય સરહદ પરના જે પહાડી જાતના લોકો આપણને વારંવાર પજવતા હતા, તેમને હથિયાર તથા પગાર આપીને પોતાના મુલકમાં સુલેહ જાળવાનું કામ સોંપવામાં આવ્યું.

૫. ઇ. સ. ૧૯૦૧માં અફગાનિસ્તાનનો અમીર અબ્દુલ રહેમાન મરણ પામ્યો અને તેની પછી તેનો દીકરો હુબીબ-ઉલ્લાહ ગાદી પર આવ્યો, તેની સાથે તેના બાપ સાથે કરેલા કોલકરાર ફરી કરવામાં આવ્યા.

૬. ઇ. સ. ૧૯૦૪માં તિબેટના રાજા દલાઈ લામાએ દુશ્મનાવટ કરી, વેપારને હરકત પહોંચાડી અને રશિઅનોને પોતાની મદદે બોલાવ્યા. કર્નલ યંગ હુસ્બન્ડની સરદારી નીચે તિબેટમાં લશ્કર મોકલવામાં આવ્યું; રાજધાનીનું શહેર લાસા જીતી લીધું, એટલે દલાઈ લામા નાસી ગયો. તેની પછી ગાદીએ બેસનાર રાજા સાથે સલાહ કરવામાં આવી ને તેણે હિંદુસ્તાન અને તિબેટ વચ્ચે વેપાર કરવા દેવાની કબુલાત આપી.

૭. પ્રાચીન હિંદુસ્તાનનાં પુરાતન મકાનો, મંદિરો, અને મસીદો, કબરો, ને સ્મારકોની મરામત કરીને સારી સ્થિતિમાં રાખવાની બાબત પર બીજા કોઈ પણ વાઇસરૉય કરતાં લૉર્ડ કર્ઝને વધારે ધ્યાન આપ્યું. પુરાતન સ્મારકોના રક્ષણનો કાયદો પસાર કરવામાં આવ્યો; અને ઇ. સ. ૧૮૭૦માં લૉર્ડ મેયોએ ઉઘાડેલું પુરાતન બાબતોની શોધખોળ વિષેનું ખાતું સજીવન કર્યું. આખા હિંદુસ્તાનના સાત વિભાગ પાડીને તે દરેકમાં એકેક ખાસ અમલદારની નીમણુક કરવામાં આવી. પોતાનો બધો વખત તે અમલદાર એ કામમાં ગાળતા. જૂના ખડકો તથા સ્તંભો પરના લેખોની સંભાળથી નકલ કરાવીને તરજુમા કરાવ્યા; અને પ્રાચીન હિંદુસ્તાનના ઇતિહાસ પર ઘણો પ્રકાશ પાડ્યો.

૮. લૉર્ડ મિન્ટો (ઇ. સ. ૧૯૦૫–૧૯૧૦) બારમો વાઇસરૉય હતો. તેણે લૉર્ડ કર્ઝનનું કામ જારી રાખ્યું અને રાજ્યમાં બીજા વધારે સુધારા કર્યા. ગવર્નર–જનરલની બે મોટી સભા હોય છે, એક એક્ઝિક્યુટિવ કૌંસિલ, એટલે કારોબારી સભા, જે રાજવહીવટને લગતું સાધારણ કામ કરે છે, અને બીજી લેજિસ્લેટિવ કૌંસિલ એટલે કાયદા રચનારી સભા, જે નવા કાયદાકાનુનો કરે છે. લૉર્ડ મિન્ટોએ એ બંને સભા વધારી. ઇ. સ. ૧૯૦૯ના હિંદી કૌંસિલ ઍક્ટની રૂઇએ આ બંને સભામાં વધારે હિંદી સભાસદો દાખલ થયા. પ્રાંતિક સભા, ડિસ્ટ્રિક્ટ બોર્ડ, મ્યુનિસિપલ કૌંસિલ, ચેમ્બર ઑવ કૉમર્સ, અને યુનિવાર્સિટિ જેવી જાહેર સંસ્થાઓ તરફથી આ વધારાના સભાસદોની ચૂંટણી થતી; અને તેમાં બંને હિંદુ તથા મુસલમાન કોમોના પ્રતિનિધિઓ આવે એવી તજવીજ રખાતી. વળી હિંદી પ્રધાનની કૌંસિલ, જેની બેઠક લંડનમાં હોય છે, તેમાં એક હિંદુ અને બીજો મુસલમાન એમ બે દેશી સભાસદો નિમાયા. એક બીજો હિંદુ સભાસદ પાછળથી નિમાયો એટલે હાલ કૌંસિલમાં ત્રણ હિંદી સભાસદો છે. આ વખતે સેક્રેટરિ ઑવ્ સ્ટેટ (હિંદી વજીર) લૉર્ડ મોર્લે હતો તેથી આ સુધારા "મોર્લે મિન્ટોના સુધારા" તરીકે પ્રસિદ્ધ છે.



લૉર્ડ મિન્ટો

# ૮૯. શહનશાહ પાંચમા જ્યૉર્જ અને તેમના વાઇસરૉયનો હિંદનો અમલ

## ઈ૦ સ૦ ૧૯૧૦થી ૧૯૧૮ સુધી

૧. ઇ. સ. ૧૯૧૦માં **એડ્વર્ડ** રાજા પછી તેમના પુત્ર આપણા હાલના **શહનશાહ જ્યૉર્જ, પાંચમા જ્યૉર્જ** નામથી ગાદીએ બેઠા. એમણે **લૉર્ડ હાર્ડિંગ**ને પોતાના **વાઇસરૉય** તરીકે મોકલ્યો.

૨. ઇ. સ. ૧૯૧૧માં **મહારાજા જ્યૉર્જ** તથા **મહારાણી મેરિ** હિંદુસ્તાન પધાર્યા. **સાતમા એડ્વર્ડ**ની હયાતીમાં તેમણે આગળ આ દેશની મુલાકાત લીધી હતી. ઇ. સ. ૧૯૧૧ના **ડીસેંબર** માસની બારમી તારીખે દિલ્હીના પુરાતન શહેરમાં તેમને ભારે દબદબાથી રાજ્યાભિષેક કરવામાં આવ્યો. ત્યારપછી **શહનશાહે** પોતે જાહેર કર્યું કે પહેલા **મહાન્ મોગલો**ના વખતમાં હતું તે પ્રમાણે દિલ્હીને ફરીથી હિંદુસ્તાનની રાજધાની કરવામાં આવશે.



લૉર્ડ હાર્ડિંગ

૩. વળી તેમણે તેજ વખતે જાહેર કર્યું કે **બિહાર** જ્યાં પૂર્વે **મગધ**નું રાજ્ય હતું, તે અને **ઓરિસા** એ બંને પ્રદેશ એકઠા કરીને



મહારાજા પાંચમા જ્યૉર્જ

નવો પ્રાંત કરવામાં આવશે અને તેની રાજધાની પટના શહેરમાં થશે. એ પટના આજથી ૨,૦૦૦ કરતાં પણ વધારે વરસ પર પાટલિપુત્રને નામે પ્રખ્યાત હતું અને ત્યાં મૌર્ય વંશના ચંદ્રગુપ્ત રાજાએ ઇ. સ. પૂર્વે ૩૦૦ વરસ પર રાજ કરી ઘણી કીર્તિ મેળવી હતી. પૂર્વ બંગાળા અને આસામનો પ્રાંત ફરીથી તોડી નાખવામાં આવ્યો; તેના દક્ષિણ ભાગને, ઢાકા સહિત, જૂના બંગાળા પ્રાંત સાથે ફરી જોડી દેવામાં આવ્યો અને આસામનો જુદો પ્રાંત કરી તેને ચીફ કમિશનરના તાબામાં મૂકવામાં આવ્યો. ઇ. સ. ૧૯૧૧માં લૉર્ડ હાર્ડિંગના સમયનો હિંદનો નકશો જોવાથી હાલ હિંદુસ્તાનના કયા પ્રાંત પાડેલા છે તે જણાશે.

૪. શહેનશાહ તરફથી વાઇસરૉય લૉર્ડ હાર્ડિંગે વળી એમ જાહેર કર્યું કે રણક્ષેત્રમાં બહાદુરી માટે અપાતું વિક્ટોરિઆ ક્રૉસનું મોટાંમાં મોટું ઇનામ હવે પછી અંગ્રેજ તેમજ દેશી સિપાઈઓને આપવામાં આવશે. આ મોટા દરબારમાં—અને ઘણું કરીને દિલ્હીમાં આવો ભવ્ય દરબાર પૂર્વે કદી નહિ ભરાયો હોય—હિંદુસ્તાનના ઓછામાં ઓછા ૧,૦૦,૦૦૦ માણસ હાજર હતા; તેમણે તથા બીજા રાજા રજવાડા તથા અમીર ઉમરાવોએ પોતાના શહેનશાહને ઘણા હર્ષથી વધાવી લીધા. ઘણાઓને તો હરખનાં આંસુ આવ્યાં; અને જે લાખો માણસોને દિલ્હી, કલકત્તા, અને મુંબઈમાં પોતાના કૃપાળુ રાજારાણીનાં દર્શનનો જે શુભ દિવસે લાભ મળ્યો તે તેમને પોતાની જિંદગીપર્યંત યાદ રહેશે.

૫. ઇ. સ. ૧૯૧૦થી ૧૯૧૬ સુધી લૉર્ડ હાર્ડિંગ હિંદનો વાઇસરૉય રહ્યો, તે દર્મિયાન તેણે લોકોની સારી પ્રીતિ મેળવી. સરકારી નોકરીમાં વધારે દેશીઓને દાખલ કરવા માટે તથા તેમાં સુધારો કરવા શાં શાં પગલા લેવાની જરૂર છે; તે સૌને લગતી આખા હિંદુસ્તાનમાં ફરીને માહીતી મેળવવા સારૂ તેણે એક કમિશન નીમ્યું. વળી તેણે લોકોને વધારે નિશાળો, વધારે દવાખાનાં, સારા રસ્તા

તથા રેલ્વે આપીને તેમની સ્થિતિ સુધારવાનો બનતો પ્રયત્ન કર્યો. સને ૧૯૧૪ના ઑગસ્ટ માસમાં જે મહાભારત જગત્‌નું જુદ્ધ જાગ્યું તેથી તેના એ સારા કામમાં ખલલ પડી. સને ૧૯૧૬માં એ વિલાયત ગયો અને એની જગાએ લૉર્ડ ચેમ્સફર્ડ આવ્યો.

## ૯૦. જગજાહેર લડાઈના સમયનું હિન્દ

### ઇ૦ સ૦ ૧૯૧૪થી ૧૯૧૮ સુધી

૧. ઇતિહાસમાં જાણીતી લડાઈઓમાં આ મોટામાં મોટી હતી. એમાં દુનિયાની લગભગ દરેક પ્રજાનાં ૩ કરોડથી પણ વધારે માણસો રોકાયાં હતાં. એક પક્ષમાં જર્મનિ, ઑસ્ટ્રિઆ, તુર્કસ્તાન, અને બલ્ગેરિઆ હતાં. એ **મધ્ય રાજ્યો** કહેવાતાં હતાં. આરંભમાં તુર્કસ્તાનના રાજ્યે લડાઈમાં ભાગ લીધો નહોતો, પણ લડાઈ થયા પછી તરત જર્મન લોકોએ તેને **મધ્ય રાજ્ય**માં જોડાવા સમજાવ્યું. બીજા પક્ષમાં ઇંગ્લંડ, ફ્રાન્સ, ઇટલિ, બેલ્જિઅમ, ગ્રીસ, અમેરિકાનાં સંયુક્ત સંસ્થાન, અને બીજી ઘણી નાની પ્રજાઓ હતી તે બધાં **મળતીઆં રાજ્ય** કહેવાતાં હતાં.

૨. લાંબો વખત થયાં જર્મન લોકો લડાઈને માટે તૈયારી કરતા હતા. તેમની પાસે લાખો લડવૈઆઓનું મોટું લશ્કર, બળવાન્ નૌકાસૈન્ય, દુનિયામાં મોટામાં મોટી, હજારો મોટી તોપો, અને દરેક જાતની યુદ્ધની સામગ્રીનો વિશાળ જથો—એટલું સાહિત્ય હતું. પણ તેમણે પોતાની તૈયારી એવી છૂપી રીતે કરી હતી કે કોઇ તે વિષે જાણતું નહોતું.

૩. ફ્રાન્સ પર ચડાઈ કરવી, પૅરિસ જીતી લેવું, અને પછી ઇંગ્લંડ પર ચડાઈ કરવી, એ તેમની યોજના હતી. તેઓ જાણતા

હતા કે અંગ્રેજ લોકો પાસે મોટું લશ્કર નથી કે લડાઈની સામગ્રી નથી; કેમકે તેઓ શાન્ત પ્રજા છે અને બીજી પ્રજાઓને ઇજા કરવા ઇચ્છતા નથી. જર્મનોએ વિચાર્યું કે તેઓ સહેલથી ઈંગ્લંડ જીતી શકશે. પછી તેઓ યુરોપ જીતવા અને છેવટે હિંદુસ્તાન સાથે બધી દુનિયા જીતી લેવા ઇચ્છતા હતા. અમેરિકાનાં સંયુક્ત સંસ્થાનોએ પ્રથમ લડાઈમાં ભાગ લીધો નહોતો. પૂર્વ ગોળાર્ધમાં થતી લડાઈ સાથે આપણને કંઈ નિસ્બત નથી એમ તેઓ ધારતા હતા. પણ બે વર્ષ રહીને તેઓ પણ મળતીઆં રાજ્ય સાથે જોડાયાં.

૪. બધી તૈયારી થયા પછી ઑસ્ટ્રિઆના રાજ્યે સર્વિઆના નાના રાજ્ય પર હુમલો કર્યો અને જર્મનોએ બેલ્જિઅમના નાના રાજ્યમાં થઈને ફ્રાન્સમાં દાખલ થવાનો પ્રયત્ન કર્યો. જર્મન સેનાપતિઓ કહેતા હતા કે દશ દિવસમાં અમે પૅરિસમાં પેસીશું.

૫. પણ બેલ્જિઅમના રાજાએ ઈંગ્લંડના જ્યૉર્જ રાજાની મદદ માગી. એક બહાદુર નાના લશ્કરને મોખરે બેલ્જિઅમનો રાજા જર્મનોના જંગી લશ્કરની સામો થયો અને બે મહીના સુધી તેને દેશમાં દાખલ થતું અટકાવ્યું, એટલામાં અંગ્રેજ લોકોને ફ્રેન્ચ લોકોને મદદ આપવાનો વખત મળ્યો. એ દર્મિયાનમાં બેલ્જિઅમ ભારે કષ્ટમાં આવ્યું; પણ બહાદુર બેલ્જિઅમ લોકોએ પોતાની ફરજ બજાવી હતી અને મળતીઆં રાજ્યોને બચાવ્યાં હતાં. પોતાના દેશના એક નાના ખુણામાં તેમનો રાજા અને બાકીનું લશ્કર ભરાયાં હતા અને એ ભાગ તેમણે લડાઈની છેવટ સુધી સાચવ્યો.

૬. અંગ્રેજ લશ્કર ઘણું નાનું હતું. તેમાં માત્ર ૨,૦૦,૦૦૦ માણસ હતાં અને કૈસર તેને 'એક નાનું તુચ્છ લશ્કર' કહેતો હતો. પણ તેનાથી વીશગણું મોટું જર્મન લશ્કર તેને ઓળંગીને પૅરિસમાં પેસવા આશા રાખતું હતું તેમ કરી શક્યું નહિ. અંગ્રેજ યોદ્ધાઓમાંથી ઘણા થોડાજ જીવતા રહ્યા, પણ મદદ આવી ત્યાંસુધી ફ્રેન્ચ લોકોની સાથે તેઓ પોતાનું સ્થાન ટકાવી રહ્યા.

૭. લૉર્ડ કિચનર હિંદુસ્તાનના લશ્કરનો સેનાધિપતિ હતો તે હવે ઇંગ્લંડમાં મુખ્ય સેનાધિપતિ હતો. તેણે જેમ બને તેમ જલદી અંગ્રેજી લશ્કરને કેળવીને અને બંદુક, તોપ, અને બીજી યુદ્ધની સામગ્રી તૈયાર કરીને તે બધું ફ્રાન્સમાં મોકલ્યું. આખી બ્રિટિશ પ્રજાએ હથિયાર સજ્યાં. એક વર્ષમાં કેળવાયલા દસ લાખ યોદ્ધાઓ રણસંગ્રામમાં દાખલ થયા. પછી બીજા દસ લાખ યોદ્ધાઓ તૈયાર થયા અને ત્યારપછી ત્રીજા ત્રણ લાખ. આ પ્રમાણે અગાઉ કોઈ પણ વખત ભેગું થયું નહોતું એવું મોટું લશ્કર ઇંગ્લંડમાં ઊભું થયું.

ખેડુતોએ ખેતર છોડી દીધાં, ભરવાડે ઘેટાં મૂકી દીધાં, કારકુનોએ દુકાન, કચેરી, કે બૅંકો છોડી દીધી, કારીગરે કારખાનું છોડી દીધું, વિદ્યાર્થીએ શાળા પડતી મૂકી. ટૂંકામાં ૧૭ વર્ષની ઉપરથી તે ૫૦ વર્ષની ઉમર સુધી લાખો માણસોએ પોતાના હમેશના ધંધા છોડી દીધા અને કવાયતની છાવણીમાં દાખલ થયા, ત્યાં તેમને કેળવવામાં અને લડતાં શિખવવામાં આવ્યું અને પછી તેમને ફ્રાન્સમાં મોકલવામાં આવ્યા. બધી પદવીના ને વર્ગના લોકો ડયૂકો, અર્લો, અને ઉમરાવોના છોકરા, મોખરે પ્રિન્સ ઑવ્ વેલ્સ સાથે તેમજ વચલા ને નીચલા વર્ગના લોકો લશ્કરમાં દાખલ થયા. તેમનું કામ તેમની સ્ત્રીઓ, બેનો, ને પુત્રીઓએ કીધું. ઇંગ્લંડની સ્ત્રીઓએ ખેતર ખેડ્યાં, પાકની કાપણી કરી, દુકાનો, કચેરીઓ ને બૅંકોમાં કામ કર્યું, અથવા તો તેઓ લડાઈનાં કારખાનાંમાં ગઈ અને ત્યાં બંદુકનો દારૂગોળો, તોપો, ને તોપના ગોળા, અને જે કંઈ જરૂરનું હોય તે બધું તેમણે બનાવ્યું. હજારો સ્ત્રીઓ ઇસ્પિતાલમાં ગઈ અને ઇંગ્લંડમાં તેમજ ફ્રાન્સમાં લશ્કરમાં તેમણે ઘાયલ થયલા યોદ્ધાની બરદાસ કરી.

૮. લડાઈ જાહેર થઈ કે તરત બ્રિટિશ સામ્રાજ્યનાં બધાં સંસ્થાનોમાંથી—કૅનેડા, ઑસ્ટ્રેલિઆ, ન્યૂ ઝીલંડ, અને દક્ષિણ આફ્રિકામાંથી—તેમજ સામ્રાજ્યના બીજા બધા દેશોમાંથી માણસ, દ્રવ્ય, ને સાહિત્યની મદદ માતૃભૂમિ ઇંગ્લંડમાં મોકલવામાં આવી.

૯. બ્રિટિશ સામ્રાજ્યના બીજા કોઈ પણ દેશના જેટલીજ હિંદુસ્તાનની પ્રજા મદદ કરવાને આતુર હતી. હિંદના ૭૦૦ રાજાઓએ અને રાજકુમારોએ પોતાની નોકરી, સેના, દ્રવ્ય, ને સાહિત્ય મદદે આપવા શહનશાહને વિનતિ કરી. બ્રિટિશ હિંદુસ્તાનમાં સર્વત્ર સભા ભરાઈ અને બધા વકતાઓએ કહ્યું કે સામ્રાજ્યને મદદ કરવા ને તેનું રક્ષણ કરવા અમારાથી જે બનશે તે ખુશીથી કરીશું.

૧૦. જે ઘણા રાજાઓ ને ઉમરાવોએ લડાઈને મોખરે લડવા જવા વિનતિ કરી, તેમાંથી વાઇસરૉયે દસ મોટા રાજાઓ ને ઘણા નાના રાજાઓને પસંદ કર્યા. એમાં જોધપુર, બિકાનેર, પતિઆલા, રતલામ, અને કિશનગરના રાજા હતા. એ બધાને મોખરે રાઠોડ જાતિનો બહાદુર રજપૂત વીર સર પ્રતાપસિંહ હતો. તે વખતે તેની ઉમર ૭૦ વર્ષથી વધારે હતી અને તેની વૃદ્ધાવસ્થાને લીધે તેને લડાઈમાં મોકલવાની પ્રથમ વાઇસરૉયની મરજી નહોતી. તે બોલી ઊઠ્યો, "શું યુદ્ધ થશે ને તેમાં હું નહિ! સમ્રાટ્‌ને માટે યુદ્ધ કરવા મારો હક છે એમ હું દાવો કરૂં છું. મારા સાહેબ, મને મોકલો, મને જરૂર મોકલો, હું તમારી **ના કબૂલ કરવાનો નથી.**" આથી લૉર્ડ હાર્ડિંગે તેને જવા દીધો. તે જોધપુરના રાજ્યનો રીજન્ટ હતો અને સરહદની ટોળીઓ સાથેની અગાઉની લડાઈમાં તે ચિત્રલ ને તિરાહમાં હતો. ચીન સાથેની લડાઈમાં તે પોતાની ટૂકડી જોધપુર ભાલાવાળાઓનો સેનાધિપતિ હતો. મળતીઆં રાજ્યનાં લશ્કરનો તેને સરદાર બનાવવામાં આવ્યો. તેની સાથે તેનો ભત્રીજો જોધપુરનો મહારાજા, સોળ વર્ષનો સુંદર ને બહાદુર કુમાર લડાઈમાં ગયો.

૧૧. બીજા રાજાઓએ—હૈદ્રાબાદ, મ્હૈસૂર, ગ્વાલિઅર, ઇંદોર, વડોદરા, કાશ્મીરના રાજા ને ખિલાતના ખાને—માણસો, ઘોડા, ઊંટ, તોપો, અને દ્રવ્ય લશ્કરની મદદને માટે મોકલ્યાં. હિંદુસ્તાનની બહાર આવેલા નેપાળના રાજાને તિબેટના દલાઈ લામાએ પણ પોતાના વિશ્વાસુ મળતીઆ હિંદના શહનશાહને માટે મદદ તરીકે માણસો ને દ્રવ્ય મોકલ્યાં.

૧૨. ઇ. સ. ૧૯૧૪ના ઑગસ્ટની ૪થી તારીખે લડાઈ જાહેર કરવામાં આવી અને સપ્ટેંબર ને ઑક્ટોબરમાં બ્રિટિશ હિંદી લશ્કરની પહેલી બે ટૂકડીઓ તેમના સેનાધિપતિ સર જેમ્સ વિલકૉક્સની સરદારી નીચે ફ્રાન્સ પહોંચી ગઈ. એમાં બંને બ્રિટિશ અને હિંદી સૈનિકો હતા. ૨૪,૦૦૦ માણસોનું એ એક નાનું લશ્કર હતું, પણ એમાંનો દરેક યોદ્ધો શૂરવીર હતો. હિંદી લશ્કર વાયવ્ય પ્રાન્તની લડાયક જાતોના ઉત્તમ વીરોનું બનેલું હતું. એમાં શૂરા રજપૂતો, ઉત્તમ સીખ લોકો, ઊંચ, શોભિતા પંજાબી મુસલમાનો, મોટા કાળી દાઢીવાળા પઠાણો, હસતા નાના ગુરખા અને ગરવાલીઓ, જોરાવર દોગ્રા, અને સહનશીલ જાટ લોકો હતા. બ્રિટિશ યોદ્ધા અને હિંદી સિપાઇઓ લશ્કરમાં હથિયાર સજવામાં ભાંડુ હતા; બધા સાથે સાથે રહી લડવાને આતુર હતા, અને જરૂર પડે તો પોતાના દેશ અને શહનશાહની ખાતર સાથે સાથે લડી પ્રાણત્યાગ કરવા તૈયાર હતા. તેમને એક ભયાનક શત્રુની સામા લડવાનું હતું, પણ તેઓ બીતા નહોતા.

૧૩. આ ભયાનક યુદ્ધને મુકાબલે અગાઉ લડેલાં તેમનાં યુદ્ધ બાળકની રમત જેવાં હતાં. આ પહેલાંની બીજી લડાઈઓમાં માણસો જમીન પર કે દરિયા પર લડ્યાં હતાં. પણ આ લડાઈમાં માણસો માત્ર દરિયા ઉપરજ નહિ, પણ દરિયાની અંદર લડતા હતા, માછલાંની પેઠે દરિયાના ઉંડાણમાં જઈ શકે અને ફરી શકે એવાં દરિયાની અંદર રહેલાં વહાણોમાં તેમને લડવાનું હતું, તેમજ દરિયાની સપાટીની ઉપર પક્ષીઓની પેઠે ઊંચે જતાં ને ફરતાં વહાણોમાં તેમને લડવાનું હતું. જમીન ઉપર પણ તેઓ ખાડામાં જમીન ઉપર, ખાણો ને સુરંગોમાં જમીનની અંદર, અને રેલ્વેની ગાડીઓથી પણ વધારે ઉતાવળાં જમીનથી હજારો ફૂટ ઉપર, જમીનથી અધર ફરતાં વિમાનોમાં તેમને લડવાનું હતું. ઘણી વાર શત્રુ નજરે પણ પડતા નહિ. તેઓ ઘણા માઇલ દૂર મોખરે હોઈ શકે અને નજર પણ ન પહોંચે એટલે દૂરથી તોપોમાંથી ગોળીબાર કરતા હોય,

અથવા તો વાદળાંથી પણ ઉપરના સ્થળથી નીચે આવેલાં લશ્કર પર બૉમ્બ ફેંકતા હોય. વળી હિંદી લશ્કરને એવાં સંકટોની સામા થવાનું હતું કે તેવા સંકટ તેમણે અગાઉ કદી ભાળ્યાં નહોતાં. તેઓ પરદેશી ભૂમિમાં હતાં. હવા, ત્યાના લોકો, અને ટેવ એ બધું તેમને નવું ને અજાણ્યું હતું. તેઓ તેમની ભાષા બોલી શકતા નહોતા. ઉત્તર પ્રદેશના શિયાળાની ટાઢ, બરફ, વરસાદ, કાદવ, એ બધું ભયંકર હતું. પણ તેઓ કશાથી બીતા નહોતા. બીક તો તેમના હૃદયમાં હતીજ નહિ.

૧૪. સર પ્રતાપસિંહના દત્તક પુત્ર ઇડરના રજપૂત રાજાને ફ્રાન્સમાં એક અંગ્રેજ અમલદારે પૂછ્યું કે આ લડાઈ શેને માટે છે તે તમે જાણો છો ત્યારે તેણે જવાબ દીધો, "આ ન્યાયી યુદ્ધ છે. હિંદુસ્તાનની પ્રજા પોતાની ફરજ અદા કરવા આતુર છે અને સમજે છે કે અંગ્રેજ યોદ્ધાઓની સાથે રહી શહનશાહને માટે લડવું એ પોતાની ફરજ છે. હિંદુસ્તાનનાં વખાણ કરવાની જરૂર નથી; કેમકે અમારી ફરજ બજાવવામાં અમે માન સમજીએ છીએ. શહનશાહે પોતાને માટે લડવા અમને બોલાવ્યા છે તે માટે અમે મગરૂર છીએ. અમે આવ્યા છીએ તેઓ ખુશ છીએ; જેઓ પાછળ રહી ગયા છે તેઓ દિલગીરીમાં ગમગીન છે; કેમકે તેમને લડવામાં દાખલ કર્યા નથી. અમે, અમારાં માણસો, અમારી તલવારો, અમારૂં દ્રવ્ય, જે કંઈ અમારી પાસે છે તે બધું–શહનશાહની માલિકીનું છે. મરણ પામવાનો આ ઉત્તમ સમય છે. ન્યાયી ને પવિત્ર કાર્ય માટે લડવામાં બહુ કીર્તિ છે. યુદ્ધમાં મરણ પામવું એ મરણ નથી; કેમકે અમારાં નામ અમર થશે.

ફ્રાન્સનાં જે મોટાં યુદ્ધોમાં હિંદનાં લશ્કરો લડ્યાં તેનું તેમજ તેમના અમર શુરાતનનુ વર્ણન આપવાની આ નાના પુસ્તકમાં જગા નથી. રણક્ષેત્રમાં શુરાતન દર્શાવવા માટે મોટાંમાં મોટું ઇનામ **વિક્ટોરિઆ ક્રૉસ** છે. અત્યારસુધી એ ઇનામ માત્ર બ્રિટિશ યોદ્ધાને આપવામાં આવતું. આ વર્ષે તે ૧૧ હિંદીઓને આપવામાં આવ્યું.

૧૬. વિક્ટોરિઆ ક્રૉસ મેળવનાર પ્રથમ હિંદી સિપાઈ ખુદાદાદ-ખાન, એક પંજાબી મુસલમાન હતો. ઇ. સ. ૧૯૧૪ની ૩૧મી

ઑક્ટોબરે જે મોટી લડાઈ થઈ તેમાં એની ટોળીમાંનો એ એકલોજ મરાયા વગરનો હતો. તે સખ્ત રીતે ઘાયલ થયો હતો અને લડાઇના મેદાનમાં તેને મુએલો ધારી છોડી દેવામાં આવ્યો હતો; પણ તે રાત્રે પેટ ઘસડી પોતાની છાવણીમાં ગયો હતો.

૧૭. **વિક્ટોરિઆ ક્રૉસ** મેળવનાર બીજો વીર હિંદુ હતો. તે હિમાલયમાંથી આવેલો ગરવાલિ હતો અને તેનું નામ **નાયક**



નાયક દરવાનાસિંગ નેગી, વી. સી.

દરવાનસિંઘ **નેગી** હતું. ૨૧ દિવસ સતત યુદ્ધ ચાલ્યા પછી ઇ. સ. ૧૯૧૪ની ૨૭મી નવેંબરે થયલી લડાઈમાં તેનો બ્રિટિશ અમલદાર લડાઈમાં મરણ પામ્યો. ત્યારપછી પોતે ઘાએલ થયો હતો તોપણ

તેણે મધરાતે પોતાની ટૂકડીને લઈ એક ધસારો કર્યો; તેણે શત્રુને હરાવ્યા, તેમની ઘણી તોપો કબજે કરી અને પોતાનાં માણસોમાંથી જે જીવતાં રહ્યા હતાં તેમને પોતાની છાવણીમાં તે પાછાં લઈ ગયો.

૧૮. લડાઈને બીજે વર્ષે, ઇ. સ. ૧૯૧૫માં, હિંદી લશ્કરે ફ્રાન્સમાં પોતાની ફરજ બજાવી. પછી તેને તુર્ક લોકો સાથે લડાઇ ચાલતી હતી એવા બીજા દેશોમાં લઈ જવામાં આવ્યું. આ વખતે તેની સંખ્યામાં ઘણો વધારો થયો હતો. લડાઈનાં ચાર વર્ષમાં, આસરે ૫,૦૦,૦૦, માણસ, બ્રિટિશ અને હિંદી, હિંદુસ્તાન છોડી ગૅલિપોલિ (તુર્કસ્તાન)માં, ઈજિપ્ટમાં, અરબસ્તાનમાં, મેસોપોટેમિઆમાં, પૂર્વ આફ્રિકામાં, અને પશ્ચિમ આફ્રિકામાં લડવાને માટે ગયાં હતાં. દરેક દેશમાં તેઓ પોતાના બ્રિટિશ જોડીદારો સાથે રહીને લડ્યા છે અને તેમણે પરાક્રમથી કીર્તિ સંપાદન કરી છે.


લૉર્ડ ચેમ્સફર્ડ

૧૯. લૉર્ડ ચેમ્સફર્ડ વાઇસરૉય તરીકે હિંદુસ્તાનમાં ઇ. સ. ૧૯૧૬માં આવ્યો. હિંદુસ્તાનમાંથી લશ્કર અને લડાઈનાં સાહિત્ય બીજા દેશોમાં લડતાં લશ્કર માટે મોકલવાં એ તેનું મુખ્ય કામ હતું. પણ આ ભયાનક જગજાહેર લડાઈ થતી હતી ત્યારે પણ બ્રિટિશ સરકાર સુધારો કરવાનું ભૂલી નહિ. ઇ. સ. ૧૯૧૮માં હિંદનો રાજમન્ત્રી મૉન્ટેગ્યુ હિંદુસ્તાનમાં આવ્યો અને દેશમાં છ મહીના રહ્યો. તેણે બધાં મોટાં શહેરોની મુલાકાત લીધી અને સેંકડો અગ્રેસર હિંદીઓ અને

ઘણા દેશી રાજાઓ સાથે વાતચીત કરી. હિંદના લોકોએ અગાઉ પોતાના દેશના રાજ્યકારભારમાં જેટલો ભાગ લીધો હતો તેના કરતાં વધારે ભાગ તેમને આપવાને શાં પગલાં ભરી શકાય તે જોવાને તે આવ્યો હતો. મૉન્ટેગ્યુએ અને લૉર્ડ ચેમ્સફર્ડે પાર્લમેન્ટની સમક્ષ મૂકવા સારૂ પોતાનો હેવાલ (રિપોર્ટ) તૈયાર કર્યો.



ધ રાઇટ ઑનરબલ ઈ. એસ. મૉન્ટેગ્યુ

૨૦. લડાઇ દર્મિયાન બ્રિટિશ સામ્રાજ્યનાં કામ-કાજોની વ્યવસ્થા કરવા ઇ. સ. ૧૯૧૭-માં લંડનમાં જે શહનશાહી યુદ્ધ-પ્રધાનમંડળ મળ્યું હતું, તેમાં બે હિંદી સભ્યોને દાખલ કરવામાં આવ્યા હતા. તેઓ હિંદના રાજાઓના પ્રતિનિધિ તરીકે બિકાનેરના મહારાજા અને હિંદની પ્રજાના પ્રતિનિધિ તરીકે લૉર્ડ મિંટોના સમયમાં વાઇસરૉયની કારોબારી સભાના હિંદી સભ્ય સર સ. પ્ર. સિંહા હતા. તેઓ એ મંડળમાં ઇંગ્લંડના મુખ્ય પ્રધાન અને બીજા આઠ પ્રધાનમંડળના સભ્યો તેમજ કૅનેડા, ઑસ્ટ્રેલિઆ, ન્યૂ ઝીલંડ, દક્ષિણ આફ્રિકા, અને ન્યૂ ફાઉંડલંડ, એ બ્રિટિશ રાજ્યનાં મોટાં સંસ્થાનોના સભ્યોની સાથે યુદ્ધપ્રધાનમંડળમાં બેસતા. વળી બ્રિટિશ હિંદુસ્તાન માટે નવા કાયદાના બંધારણ પ્રમાણે લૉર્ડ સિંહાને હમણાંજ બિહાર અને ઓરિસા પ્રાન્તના ગવર્નર નીમવામાં આવ્યો છે. બ્રિટિશ સામ્રાજ્યમાં એક પ્રાન્તના રાજા થનાર એ પહેલોજ હિંદી ગૃહસ્થ છે.

૨૧. આખરે, ઇ. સ. ૧૯૧૮ના **નવેંબરમાં આ** મોટી જગજાહેર લડાઈ નો અન્ત આવ્યો. **જર્મનો** અને તેમના મળતી-આઓ તદ્દન હાર પામ્યા અને તેમણે સલાહ કરવાની માગણી કરી. તેમના કૈસરે રાજ્યગાદી છોડી દીધી અને એક મધ્યસ્થ દેશ **હૉલંડ**, જ્યાં તે સહી-સલામત રહી શકે, ત્યાં નાસી ગયો. ઇ. સ. ૧૯૧૮ની ૧૧મી **નવેંબરે** ટૂંક વખત માટે સલાહ થઈ અને જ્યાંસુધી છેવટની સુલેહ જાહેર થાય ત્યાંસુધી લડવાનું કામ **બંધ** કરવામાં આવ્યું. **જર્મનોને** પોતાનું લશ્કર



બિકાનેરના મહારાજા

વિખેરી નાખવું પડ્યું, લડાઈનાં વહાણો અને તોપો આપી દેવા પડ્યાં, અને જે બધા દેશો પર તેઓ ફરી વળ્યા હતા તે દેશો છોડી દેવા પડ્યા. સલાહની શરત નક્કી કરવા અને જર્મનિને તેના ગુના માટે શી શિક્ષા કરવી તે ઠેરવવા બધાં **મળતીઆં રાજ્યોની** સભા **પૅરિસમાં** ભેગી થઈ.

૨૨. ઇ. સ. ૧૯૧૯ના આરંભમાં **સર પ્ર. સિંહાને ઇંગ્લંડના અમીરની** પદવીએ ચડાવવામાં આવ્યો અને **બ્રિટિશ પાર્લમેન્ટમાં અમીરની સભામાં રાયપુરના લૉર્ડ સિંહા** તરીકે તેણે પોતાની બેઠક લીધી. રાજ્યનો એ **પહેલોજ હિંદી અમીર** હતો. વળી તેને 'રાજાના સલાહકાર' તરીકે નીમ્યો અને **હિંદની** મન્ત્રિસભાના **ઉપમંત્રી** તરીકે પણ તેને **નીમવામાં** આવ્યો. અગાઉ આવું માન કોઈ પણ **હિંદીને** મળ્યું નહોતું. **હિંદીઓને** માન આપવા **હિંદી સરકાર** કેટલી આતુર છે અને **બ્રિટિશ હિંદી સામ્રાજ્યના** રાજ્યકારભારમાં તેમને ભાગ આપવા તેની કેવી ઉત્કંઠા છે

તે આ નીમણૂકોથી જણાય છે. બધી પ્રજામાં મોટી જગજાહેર સલાહની વ્યવસ્થા કરવા પૅરિસમાં જે સલાહ કરનારૂં મંડળ ભેગું થયું હતું તેમાં હિંદના પ્રતિનિધિ સભ્ય તરીકે લૉર્ડ સિંહા અને બિકાનેરના મહારાજા બેઠા હતા.



લૉર્ડ સિંહા

ઇ. સ. ૧૯૨૧ના એપ્રિલમાં લૉર્ડ ચેમ્સફર્ડ હિંદુસ્તાનમાં પોતાનું કામ કરી ઇંગ્લંડ પાછો ફર્યો અને તેને ઠેકાણે લૉર્ડ રેડિંગ વાઇસરૉય તરીકે નિમાયો. તે ઇંગ્લંડની હાઈ કોર્ટનો સર ન્યાયાધીશ હતો અને નવા કાયદાના બંધારણ નીચે હિંદુસ્તાનનો રાજ્યકારભાર ચલાવવા ઉત્તમ રીતે લાયક હતો.

---

## ૯૧. ગ્રેટ બ્રિટન પર કેવી રીતે રાજ્ય ચાલે છે.

હિંદુસ્તાનને જે નવું રાજ્યબંધારણ હમણાંજ આપવામાં આવ્યું છે તેનું વર્ણન આપતાં પહેલાં ગ્રેટ બ્રિટન પર કેવી રીતે રાજ્ય ચાલે છે અને ત્યાંની પ્રજા કેવી રીતે 'સ્વરાજ્ય' ભોગવે છે તે આપણે જોઈએ.

૧. ગ્રેટ બ્રિટનમાં આખી બ્રિટિશ પ્રજાને માટે અને બ્રિટિશ સામ્રાજ્યને માટે બધા કાયદા પ્રજાકીય ધારાસભા જેને પાર્લમેન્ટ કહે છે અને જે અંગ્રેજી પ્રજાના જેટલીજ પ્રાચીન છે, તે સભા

રચે છે. છેલ્લાં ૭૦૦ વર્ષ થયાં એ સભામાં બે મંડળ છે તેને **ઉમરાવની સભા** ને **આમની સભા** કહે છે. એ બે મંડળ **લંડનમાં** વેસ્ટ મિન્સ્ટરમાં એકજ મકાનમાં જુદા જુદા ખંડોમાં બેસે છે.



લૉર્ડ રેડિંગ

પણ જેમ વખત બદલાય છે તેમ એ બે મંડળોમાં પણ વખતે વખતે ફેરફાર થાય છે. ધીમે ધીમે **આમની સભા** મોટી થઈ છે અને તેની સત્તા વધતી ગઈ છે. જે નવો ધારો **આમની સભા** પસાર કરે છે, તે ઉમરાવોની **સભામાં** પણ પસાર થવોજ જોઈએ અને તેને રાજાની સંમતિ કે પસંદગી મળવીજ જોઈએ.

૨. હાલ (ઇ. સ. ૧૯૨૦) દરેક મંડળમાં આસરે ૭૦૦ સભ્યો છે. **આમની સભાના** સભ્યોને પ્રજાના લોકો પસંદ કરે છે; બંને પુરુષો અને સ્ત્રીઓ એ પસંદગીના કામમાં ભાગ લે છે. દરેક પુખ્ત ઉમરના શખ્સને મત આપવાનો અધિકાર છે. સ્ત્રીઓને મત આપવાનો અધિકાર તેમજ પાર્લમેન્ટમાં સભ્ય તરીકે બેસવાનો અધિકાર ઇ. સ. ૧૯૧૮માં પ્રથમજ આપવાનો આવ્યો છે.

૩. રાજ્યકારભારનું ખરૂં કામ—રાજ્યતન્ત્રનું કામ ૨૦ પ્રધાનો ચલાવે છે. એને પ્રધાનમંડલ કહે છે અને એને રાજાએ નીમેલા મુખ્ય પ્રધાને પાર્લમેન્ટના સભ્યોમાંથી પસંદ કરેલા હોય છે. એ પ્રધાનમંડળ એજ રાજ્યકારભારીમંડળ છે.

૪. ગ્રેટ બ્રિટનના આખા દેશને માટે અને બ્રિટિશ સામ્રાજ્યને માટે પાર્લમેન્ટ કાયદા રચે છે, ત્યારે રસ્તા, ઇસ્પિતાલો, નિશાળો, પાણી પૂરૂં પાડવું, આરોગ્ય સાચવવું, અને એવાં સ્થાનિક કામ હિંદુસ્તાનમાં થાય છે તેમ પરગણાંની સભાઓ અને મોટાં શહેરો માટે મ્યુનિસિપલ સભાઓ કરે છે. એ સભાઓ હિંદુસ્તાનની જિલ્લાસભાના જેવી છે. જેમ હિંદુસ્તાનના જિલ્લામાં વિભાગ કરવામાં આવ્યા છે તેમ બ્રિટનના પરગણાંમાં ભાગ કરવામાં આવ્યા છે. એ સભાઓને કર ઉઘરાવવાનો હક છે, એ કરને સ્થાનિક વેરો કહે છે. એ સભાના સભ્યોને લોકો પસંદ કરે છે. પુરુષો તેમજ સ્ત્રીઓ એનાં સભ્ય થઈ શકે છે.

૫. દરેક નવા કાયદાને રાજાની સંમતિ મળવી જોઈએ, અર્થાત્, શહનશાહે કબૂલ કરવો જોઈએ, તોપણ પોતાની પાર્લમેન્ટે પસાર કરેલા કોઈ પણ કાયદાને સંમતિ આપવાની શહનશાહ ના કહેતા નથી. પ્રજાએ પસંદ કરેલા પાર્લમેન્ટના સભ્યો દેશના કાયદા રચે છે અને દેશનો કારભાર ચલાવે છે, તેથી લોકો ખરૂં જોતાં સ્વરાજ્ય ભોગવે છે.

૬. નિયમ તરીકે, દરેક પાંચ વર્ષે આમની સભાના સભ્યોની નવી ચૂંટણી કરવામાં આવે છે. કોઈ પણ સ્થળે પસંદ કરેલા સભ્યે પાર્લમેન્ટમાં કરલા કામથી મતધારીઓ નારાજ થયા હોય તો તેઓ તેને બદલે બીજા સભ્યને પસંદ કરે છે. તેઓ તેના કામથી રાજી હોય તો તેને ફરી પસંદ કરે છે. આ રીતે ઇંગ્લંડમાં દરેક પુરુષનો ને દરેક સ્ત્રીનો પોતાના દેશના રાજ્યકારભારમાં ભાગ છે. એનોજ અર્થ 'સ્વરાજ્ય.'

# ૯૨. નવું હિંદી રાજ્યબંધારણ

૧. આપણે જોઈ ગયા કે ઇ. સ. ૧૮૫૮માં જ્યારે હિંદુસ્તાનનો રાજ્યકારભાર ઇસ્ટ ઇંડિઆ કંપનિના હાથમાંથી મહારાણી વિકટોરિઆના હાથમાં ગયો ત્યારથી ધીમો પણ સતત સુધારો થયા કર્યો છે. વખતે વખતે નવા નવા નિયમો કરવામાં આવ્યા છે, તેથી ધારા ને કાયદા રચવામાં મદદ કરવા ને સલાહ આપવા અને પછી દેશના વાસ્તવિક રાજ્યકારભારમાં ભાગ લેવા હિંદીઓને નીમવામાં આવે છે.

૨. ઇ. સ. ૧૯૦૯માં આપણે જોઈ ગયા તેમ ગવર્નર–જનરલની ને પ્રાન્તોના ગવર્નરોની કારોબારી સભામાં પહેલ વહેલા હિંદી સભ્યોને નીમવામાં આવ્યા. આની અગાઉ ઘણા વખત ઉપર ધારાસભાના સભ્ય તરીકે હિંદી સભ્યોએ કાયદા માટે પોતાની યોગ્યતા દર્શાવી હતી. હવે કારોબારી સભાના સભ્ય તરીકે તેઓએ સિદ્ધ કર્યું કે રાજ્યના કાયદા ને ધારાને અમલમાં મૂકવામાં મદદ કરવાની એટલે જેને રાજ્યકારભાર ચલાવવો કહે છે તે કરવાની પણ તેમનામાં યોગ્યતા છે.

૩. આઠ વર્ષ પસાર થઈ ગયા પછી શહનશાહ અને તેના સલાહકારોએ વિચાર્યું કે હવે એથી પણ વધારે આગળ જવાનો સમય આવ્યો છે. કાયદા રચવામાં અને તેને અમલમાં મૂકવામાં હિંદીઓને વધારે સત્તા આપવી એટલે તેઓ રાજ્યકારભારમાં મદદ કરે એટલુંજ નહિ પણ જાતે કારભાર ચલાવે તેને માટે હવે સમય આવ્યો છે એમ તેમણે ધાર્યું. આનો અમલ કરવા નવા નિયમો કરવાનો તેમણે નિશ્ચય કર્યો. તેમણે નક્કી કર્યું કે બને ત્યાંસુધી એ નિયમો ઇંગ્લંડમાં જે નિયમોથી રાજ્ય કરવામાં આવે છે તેવાજ–આગલા પાઠમાં વાંચ્યા તેવા–જોઈએ કે તેથી પરિણામે જેમ અંગ્રેજો ઇંગ્લંડ પર રાજ્ય કરે છે તેમ હિંદીઓ હિંદુસ્તાન પર રાજ્ય ચલાવે.

૪. આથી ઇ. સ. ૧૯૧૭ની ૨૦મી ઑગસ્ટે હિંદની મંત્રિસભાના મંત્રીએ પાર્લમેન્ટમાં જાહેર કર્યું કે બ્રિટિશ સરકારનો એવો ઇરાદો છે

કે હિંદુસ્તાનમાં સરકારી નોકરીની દરેક શાખામાં ઊંચામાં ઊંચી જગાએ બને તેટલા હિંદુઓને એકદમ દાખલ કરવા અને પછી બ્રિટિશ સામ્રાજ્યના દેશોમાંના એક દેશ તરીકે આખા બ્રિટિશ હિંદુસ્તાનને સ્વરાજ્ય આપવું, અર્થાત્, હિંદીઓને હિંદુસ્તાન પર રાજ્ય કરવા દેવું. તેણે કહ્યું કે આ બધું એકદમ થઈ શકે નહિ, પણ માત્ર ધીમે ધીમે, પગલે પગલેજ થાય અને આ મતલબ સાધવાને ક્યારે અને કેવી રીતે દરેક પગલું લેવું તે બ્રિટિશ સરકારની મરજી પર મૂકવું. જેમના હાથમાં એ કામ મૂકવું જોઈએ તેઓ એ કામ કેવી રીતે કરે છે તેના પર એનો આધાર છે. જેમ તેઓ પોતાનું કામ વધારે સારી રીતે કરશે, તેમ બ્રિટિશ હિંદુસ્તાનને સંપૂર્ણ સ્વરાજ્ય જલદી મળશે.

૫. પછી આપણે ૯૦માં પાઠમાં જોઈ ગયા તેમ હિંદની મંત્રિસભાના મંત્રી મૉન્ટેગ્યુ હિંદુસ્તાનમાં આવ્યા ને ત્યાં છ મહીના રહ્યા. એ અને વાઇસરૉય લૉર્ડ ચેમ્સફર્ડ દેશના ઘણા ભાગોમાં ફર્યા. તેઓ હજારો હિંદી અને બ્રિટિશ પ્રખ્યાત પુરુષોને મળ્યા અને તેમને જે કહેવાનું હતું તે તેમણે સાંભળ્યું.

૬. આ કર્યા પછી **રાજ્યબંધારણ** વિષે એટલે **હિંદુસ્તાન પર રાજ્ય ચલાવવાના નવા નિયમો વિષે** તેમણે પોતાની હકીકત લખી કાઢી. આ નિયમોને પાર્લમેન્ટના બંને વિભાગોએ—ઉમરાવની સભાએ અને આમની સભાએ—બહુ સંભાળથી વિચારી. તેમણે પછી તે પસાર કરી અને શહેનશાહે તેને સંમતિ આપી. પછી એ નિયમોને પાર્લમેન્ટના એક ધારામાં દાખલ કરવામાં આવ્યા અને એ દેશનો એક કાયદો થયો. એ ધારો હવે ઇ. સ. ૧૯૧૯નો હિંદી સરકારનો ધારો એમ પ્રસિદ્ધ છે. ૧૯૦૯ના ધારા પછી બરાબર દશ વર્ષે આ ધારો પસાર થયો.

૭. જેવા હિંદીઓ લાયક થાય કે તેના હાથમાં હિંદુસ્તાનનો રાજ્યકારભાર આપવો એમ પાર્લમેન્ટે જાહેર કર્યું છે તેથી એ ધારાની મતલબ એ છે કે આઠ મોટા પ્રાન્તોમાંના દરેકમાં વાસ્તવિક

રાજ્યકારભારમાંનો અંશ પ્રથમ આપીને હિંદીઓને એ કામ કરતાં કેળવવાને તૈયાર કરવા. એ આઠ પ્રાન્તો મદ્રાસ, બંગાળા, મુંબઈ, જોડીઆ પ્રાન્ત, બિહાર ને ઓરિસા, પંજાબ, મધ્ય પ્રાન્ત, ને આસામ છે. આ દરેક પ્રાન્ત ગવર્નરની સત્તા નીચે રહેશે તેથી એ ગવર્નરના પ્રાન્ત તરીકે જાણીતો થશે. પ્રાન્તોમાં રાજ્યકારભારનું વાસ્તવિક કામ હિંદીઓ કરી શકે છે એમ ખુલ્લી રીતે સાબીત થાય ત્યારે તેમને વધારે કારભાર સોંપવામાં આવશે; આખરે તેમના હાથમાં બધી સત્તા આવશે, એટલે પ્રાન્તોનો સંપૂર્ણ કારભાર હિંદીઓના હાથમાં આવશે.

૮. દરેક મોટા પ્રાન્તમાં બે કે વધારે હિંદીઓ સરકારનાં કેટલાંક ખાતાંનો વહીવટ ચલાવશે. એમને **પ્રધાન** કહેવામાં આવશે અને ઇંગ્લંડમાં જેમ મુખ્ય પ્રધાન પાર્લમેન્ટના પસંદ કરેલા સભ્યોમાંથી રાજ્યના જુદા જુદા ખાતાંનો વહીવટ કરવા પ્રધાનોને પસંદ કરે છે, તેમ પ્રાન્તનો ગવર્નર ધારાસભાના જે સભ્યો પોતાના જાતીભાઈઓના મતથી પસંદ કરવામાં આવ્યા છે, તેમાંથી પ્રધાનોને નીમશે.

૯. આ પ્રમાણે પ્રાન્તનો મુખ્ય કારભારી ગવર્નર થશે. એના હાથ નીચે પ્રથમ તો એની કારોબારી સભા થશે; તેમાં ચારથી વધારે સભ્ય થશે નહિ અને તેમાંના અર્ધા હિંદી હોવા જોઈએ. આ સભા રાજ્યતન્ત્રનું થોડુંક કામ કરશે. ગવર્નરના હિંદી પ્રધાનો એ રાજ્યતન્ત્રનું બીજું અંગ છે. એઓ બાકીનું કામ પૂરૂં કરશે.

૧૦. વળી ધારા ને કાયદા બાંધવા સારૂ દરેક પ્રાન્તમાં ધારાસભા થશે તે અગાઉનાં વર્ષો કરતાં ઘણી મોટી થશે અને તેના ઘણા ખરા સભ્યો પ્રાન્તના લોકોએ પ્રત્યક્ષ પસંદ કરેલા થશે અને બાકીનાને ગવર્નર નીમશે. સભ્યોની સંખ્યા બધા પ્રાન્તોમાં સરખી રહેશે નહિ. મોટા પ્રાન્તોમાં એ સંખ્યા વધારે ને નાના પ્રાન્તોમાં ઓછી રહેશે. એકંદર બધા પ્રાન્તોમાં ધારાસભામાં પસંદ કરેલા સભ્યોની સંખ્યા ૭૭૬ થશે. આપણે જોઈ ગયા કે ઇંગ્લંડમાં પાર્લમેન્ટમાં આસરે ૭૦૦ સભ્યો છે. સાધારણ રીતે, દરેક ત્રણ વર્ષે નવી ધારાસભા થશે.

૧૧. પ્રાન્તમાં ધારાસભાના આ સભ્યોને એ પ્રાન્તના લોકોના મત પ્રમાણે પસંદ કરવામાં આવશે. દરેક જણને મત આપવાનો અધિકાર રહેશે નહિ, પણ જે માણસોમાં કેટલીક યોગ્યતા હશે તેમનેજ મત આપવાનો અધિકાર મળશે. મુખ્ય યોગ્યતા એ છે કે તે અમુક આવકવેરો કે જમીનવેરો, કે સ્થાનિક દર ભરતો હોય. હાલ તો માત્ર પુરુષને મત આપવાનો હક છે, ઇંગ્લંડમાં છે તેમ સ્ત્રીને નહિ. પણ કોઈ પણ પ્રાન્તની સરકારની મરજી સ્ત્રીને મત આપવાનો હક આપવાની હોય તો તે તેમ કરી શકે. બધું મળીને આઠ પ્રાન્તમાં આસરે ૫૨,૨૫,૦૦૦ લાયક મતધારી છે, એમાંના એકે પાસે કોઈ બલાત્કારે મત અપાવતું નથી; જેમને મત આપવાની ઇચ્છા છે તેઓનેજ મત આપવાની જરૂર છે. ઇંગ્લંડમાં ઘણાં સ્ત્રીને પુરુષો મરજીમાં આવે તો મત આપી શકે છે. પણ તેઓ મત આપવાનું પસંદ કરતાં નથી. કોઈ પણ મતધારીને મત આપવા માટે કોઈએ પણ પૈસા આપવા નહિ. સભ્ય તરીકે જે સારી રીતે કામ કરી શકશે એમ તે ધારતો હોય તેને તેણે પ્રામાણિકપણે પોતાનો મત આપવો જોઈએ. તે સભ્ય પોતાનું કામ સારી રીતે ન કરે તો ફરીથી મતધારી તેને મત આપશે નહિ, પણ તેના વિચાર પ્રમાણે જે વધારે સારી રીતે કામ કરશે તેને તેણે પોતાનો મત આપવો. નિયમ તરીકે ત્રણ વર્ષમાં એક વાર નવી ચૂંટણી થશે.

૧૨. પ્રાન્તની સરકાર પ્રાન્તને લગતાં કામોનો વહીવટ કરશે; જમીનવેરો, શાળાઓ ને મહાશાળાઓ, રસ્તા ને પુલો, ઇસ્પિતાલો, દાકતરો, દવાખાનાં, તળાવો, ખાડીઓ, નાની રેલ્વેની સડકો, જંગલો, પોલીસ, કેદખાનાં, કાયદાઓ, ચૂંટણી, અને એવાં કામોનો તે વહીવટ કરશે.

૧૩. પણ બીજાં ઘણાં કામો એવાં છે કે તેને માત્ર પ્રાન્તની સાથે નિસ્બત નથી, પણ આખા હિંદુસ્તાનની સાથે છે. એ કામ આખા હિંદુસ્તાનની સરકારનું એટલે વાઇસરૉય ને તેની સભાઓનું છે. તેને કારોબારી સભા છે તે ઇંગ્લંડના મુખ્ય પ્રધાનના પ્રધાન-

મડળના જેવી છે. તેની ધારાસભા આમની સભાના જેવી છે અને તેની કાઉન્સિલ ઑવ્ સ્ટેટ કેટલેક અંશે ઉમરાવની સભાના જેવી છે. તેને વળી રાજાઓની સભા અને તેનું પ્રધાનમંડળ છે.

૧૪. કારોબારી સભામાં અગાઉ એક હિંદી સભ્ય હતો તેને બદલે હાલ ત્રણ હિંદી સભ્યો વાઇસરૉય ને તેની કારોબારી સભા જે ખાતાંને આખા હિંદી સામ્રાજ્ય સાથે સંબંધ છે તે ખાતાંનો વહીવટ કરે છે. એમાંનું પહેલું ને સહુથી વધારે અગત્યનું હિંદુસ્તાનના રક્ષણને લગતું એટલે સેનાખાતું છે. આપણે ખુલ્લી રીતે જોઈ ગયા છીએ કે હિંદુસ્તાન જેવા વિશાળ દેશમાં જો લોકોએ સુખચહેન ને સલામતીમાં રહેવું હોય તો આખા દેશમાં સલાહશાંતિ જાળવવા અને પરદેશ શત્રુઓથી તેનું રક્ષણ કરવા એક સારૂં, પ્રબળ મધ્ય રાજ્યતન્ત્ર હોવું જોઈએ. સરકાર પાસે બળવાન્ લશ્કર હોય, તેની પાસે સારાં હથિયાર હોય, તેને સારો પગાર મળતો હોય, અને ચતુર સેનાધિપતિના હાથ નીચે શૂરા ને સમર્થ અમલદારો એ લશ્કરને દોરવતા હોય, તોજ આવું રક્ષણ થઈ શકે. બ્રિટિશ હિંદુસ્તાનના રાજ્યકર્તા અને હિંદના રાજાઓના અધિરાજા, બ્રિટિશ સામ્રાજ્યના શહનશાહને નામે વાઇસરૉયના હાથ નીચેના હિંદી સરકારના રાજ્યતન્ત્રેજ તેટલા માટે હિંદુસ્તાનના રક્ષણ સાથે સબંધ ધરાવતી દરેક બાબત પોતાના હાથમાં રાખવી જોઈએ. તેની પહેલી ફરજ હિંદુસ્તાનમાં સલાહશાન્તિ જાળવવાની, દરેક જાતની લડાઈ ને ખૂનરેજી અટકાવવાની, અને જમીનમાર્ગે, દરિયામાર્ગે, કે હવામાર્ગે પરદેશી શત્રુઓના હુમલાથી બચાવ કરવાની છે.

૧૫. તેટલા માટે લશ્કર, નૌકાસૈન્ય, હવાનું બળ, મોટા ધોરી રસ્તા, ને રહ્વેની સડકો, ટપાલ ને હિંદુસ્તાનનાં બધા ભાગમાં ફેલાયલા તાર, નાણાંના સિક્કા પાડવા, વેપાર, વહાણો, જકાત, અથવા આયાત ને નિકાશ પરના કર, અને રક્ષિત રાજ્યો અને પરદેશી રાજ્યો સાથે બધું લખાણ, એ બધું વાઇસરૉયના અમલ નીચે હિંદી સરકાર પોતાના હાથમાં રાખે છે.

૧૬. વાઇસરૉયની ધારાસભા, જેને હવે લેજિસ્લેટિવ એસેંબ્લિ કહે છે, તે અગાઉ કરતાં ઘણી મોટી છે. તેમાં ૧૪૪ સભ્ય છે, તેમાંના ૧૦૦થી વધારે, એટલે ⅔ થી વધારે લોકોના પસંદ કરેલા હોય છે. પ્રાન્તિક ધારાસભામાં થાય છે તેમ બાકીના સભ્યોને વાઇસરૉય નીમે છે. તેઓ આખા હિંદુસ્તાનને માટે દીવાની ને ફોજદારી કાયદા રચે છે.

૧૭. કાઉન્સિલ ઑવ્ સ્ટેટ એ વાઇસરૉયની ત્રીજી સભા છે. એમાં ૬૦ સભ્યો છે. તેમાંના ૩૩, અર્થાત્, અર્ધાથી વધારે, લોકોના પસંદ કરેલા હોય છે; બાકીના વાઇસરૉય નીમે છે. લેજિસ્લેટિવ એસેંબ્લિ જે બધા કાયદા રચે છે તે કાઉન્સિલ ઑવ્ સ્ટેટમાં પસાર થવા જોઈએ અને તેને વાઇસરૉયની સંમતિ મળવી જોઈએ, ત્યારેજ તે દેશના કાયદા થાય છે. દરેક પાંચ વર્ષે નવી કાઉન્સિલ થાય છે.

૧૮. પ્રિવિ કાઉન્સિલમાં શહનશાહે જીવનપર્યન્ત નીમેલા સભ્યો બેસે છે. બ્રિટિશ હિંદુસ્તાનમાં કે એકાદ રક્ષિત રાજ્યમાં જેમણે મોટામાં મોટી પદવીઓ ધારણ કરેલી છે તેવાજ પ્રિવિ કાઉન્સિલમાં સભ્ય થઈ શકે છે. જે રાજકીય બાબત વિષે વાઇસરૉય તેમની સલાહ પૂછે તે વિષે તેઓ તેમને સલાહ આપે છે. તેમને જીવનપર્યન્ત 'ઑનરબલ' એવો ખિતાબ આપેલા હોય છે. આના જેવો પ્રિવિ કાઉન્સિલ ઇંગ્લંડમાં છે. એક સભ્ય હિંદી ગૃહસ્થ છે, તે ધ રાઇટ ઑનરબલ સર સૈયદ અમીર અલિ છે.

૧૯. રાજાઓની સભા–હમણાં કહેલા બધા નવા નિયમો બ્રિટિશ હિંદનેજ લાગુ પડે છે. જે રક્ષિત રાજ્યો પર દેશી રાજાઓ પોતાની મરજી મુજબ રાજ્ય કરે છે તેની સાથે બ્રિટિશ હિંદનો કંઈ સંબંધ નથી. શહનશાહ તેમનો અધિરાજા છે, પણ તેઓ સ્વતન્ત્ર રાજ્યકર્તા છે. તેમની પ્રતિષ્ઠા વધારવા આખા હિંદુસ્તાનની અને દેશી રાજ્યોની કોઈ પણ બાબત પર તેમની સલાહ લેવાની વાઇસરૉયની મરજી થાય તો તે રાજાઓની સભાની વર્ષમાં એક વાર લેશે. એ સલાહ એને બહુ કીમતી થઈ પડશે.

---

## ૯૩. રાજકીય ઢંઢેરો

પાર્લમેન્ટ બંને સભાએ હિંદના નવા બંધારણનો કાયદો પસાર કર્યો અને તેને રાજાની સંમતિ મળી કે તરતજ નામદાર શહેનશાહે કૃપા કરી વાઇસરૉયને, હિંદુસ્તાનના રાજાઓને અને બધી પ્રજાને– હિંદી તેમજ બ્રિટિશ પ્રજાને, અમલદારને તેમજ બિન અમલદારને એક રાજકીય જાહેરનામું પ્રસિદ્ધ કર્યું. તે નીચે પ્રમાણે છેઃ—

ઇશ્વરની કૃપાથી ગ્રેટ બ્રિટન અને આયર્લંડના સંયુકત રાજ્યના અને દરિયા પરના બ્રિટિશ મુલકોના રાજા, ધર્મના રક્ષક, અને હિંદુસ્તાનના શહેનશાહ, પમા જ્યૉર્જ—

મારા વાઇસરૉય અને ગવર્નર-જનરલને હિંદી રાજ્યોના રાજાઓને અને હિંદની મારી સમગ્ર પ્રજા ગમે તે જાતની ને ગમે તે ધર્મનીને સ્નેહથી ધન્યવાદ કરૂં છું.

પોતાની હિંદી પ્રજાને સંબોધી નામદાર શહેનશાહે કહ્યું કે હિંદુસ્તાનના ઇતિહાસમાં આ અગત્યનો સમય છે, પાર્લમેન્ટનો નવો કાયદો એક નવીન કાળનો આરંભ કરે છે. અગાઉના કરતાં હવે હિંદુસ્તાન પર વધારે સારો રાજ્યકારભાર ચાલશે અને પ્રજા વધારે સુખી અને સંતુષ્ટ થશે. નામદાર ઈસ્ટ ઇંડિઆ કંપનિના અખત્યાર નીચે હિંદુસ્તાનમાં સારા કાયદા અને બંદોબસ્ત થયા હતા અને વખતે વખતે પાર્લમેન્ટે પસાર કરેલા કાયદાઓથી દેશમાં વધારે સારા કારભાર માટે નવીન ધારા રચવામાં આવ્યા હતા. ઇ. સ. ૧૮૫૮માં કંપનિના હાથમાંથી અધિકાર રાજ્યના હાથમાં ગયો, ત્યારેથી વધારે વધારે દેશીઓને જાહેર નોકરીમાં દાખલ કરવાના હેતુથી અને પ્રજાના પ્રતિનિધિથી ચાલતું રાજ્યતન્ત્ર દાખલ કરવાના હેતુથી એક પછી એક ધારા પસાર થયા હતા, મુખ્યત્વે ઇ. સ. ૧૯૦૯માં એવા ધારા થયા હતા.

અને પોતાના દેશી ભાઈઓના મતથી ચૂંટી કઢાયલા લાયક હિંદીઓને રાજ્યની કુલ સત્તા સોંપવાને માટે માર્ગ તૈયાર કરવાના હેતુથી સને ૧૯૧૯નો કાયદો પસાર કરવામાં આવ્યો છે.

નામદાર બાદશાહે પોતાની હિંદી પ્રજાને યાદ આપી કે અમારાં પૂજ્ય દાદી મહારાણી વિકટોરિઆ અને અમારા પ્રિય પિતા મહારાજા સાતમા એડ્વર્ડ હિંદુસ્તાનના રાજ્યને પવિત્ર સોંપણ તરીકે ગણતાં હતાં અને તેઓએ વારંવાર પોતાની ઇચ્છા જાહેર કરી હતી કે અમારી તમામ હિંદી પ્રજાને બ્રિટિશ પ્રજાની માફકજ ગણવી અને તેને પોતપોતાના ધર્મ તથા રીતરિવાજ પાળવાની સંપૂર્ણ છૂટ આપવી તથા તમામ અન્યાયથી કાયદેસર તેનું રક્ષણ કરવું. તેમણે વિશેષમાં કહ્યું કે ૧૯૧૦માં ગાદીએ બેસતી વખતે અમે હિંદુસ્તાનના દેશી રાજાઓ તથા રૈયતને એક બાદશાહી ઢંઢેરા મારફત જાહેર કર્યું હતું કે અમે તમારા વફાદારી માટે આભારી છીએ અને ખાતરી આપીએ છીએ કે તમારા કલ્યાણને માટે અમે ઘણીજ કાળજી ધરાવીએ છીએ અને તમારા સુખને માટે અમારાથી બનતો પ્રયાસ કરીશું. વળી તેમણે ઉમેર્યું હતું કે અમે જાતે શહેનશાહબાનુ સાથે તમને મળવાને તથા તમારે માટે અમને કેટલી કાળજી છે તે જણાવવાને હિંદુસ્તાનની મુલાકાત લીધી હતી.

નામદાર શહેનશાહે જણાવ્યું કે અંગ્રેજ સરકાર, અંગ્રેજ પાર્લમેન્ટ, તથા હિંદુસ્તાનમાંના અમારા અમલદારોએ જનસુધારાનાં જે સુખ અને સગવડ તેઓ પોતે ભોગવે છે તેવાંજ હિંદીઓને આપવાને વખતો વખત બને તેટલો પ્રવાસ કર્યો છે. હવે છેલ્લી અને મોટામાં મોટી બક્ષિશ જે આપવાની બાકી રહી છે તે સ્વરાજ્યનો હક, જે મળવાથી પોતાના દેશના અંદરના કારભારને લગતી સઘળી બાબતો તેઓ પોતે જાતે સંભાળી શકે અને પરદેશી શત્રુઓથી હિંદુસ્તાનનું રક્ષણ કરવાની ફરજ શહેનશાહ અને તેના લશ્કરને માથે રહે. આ સંપૂર્ણ સ્વરાજ્યનો હક બની શકે તેટલો જલદીથી આપવામાં આવશે અને તે દર્મિયાન કાબેલ હિંદી

અમલદારોને રાજ્યકારભારનો ભારે બોજો ઉપાડી લેવાને માટે તૈયાર કરવામાં આવશે. શહનશાહે આશા દર્શાવી કે અમારી તમામ હિંદી પ્રજા, પૈસાદાર તેમજ ગરીબ, અમલદાર તેમજ રૈયત, જેઓને હુકમ આપવાની સત્તા છે, તેઓ તેમજ જેઓની ફરજ તે હુકમ પાળવાની છે તેઓ, પોતાના દેશના સામાન્ય હિતને માટે એકત્ર થઈને કામ કરશે અને બીજાઓને સુખી અને સંતોષી કરવાને પ્રયાસ કરશે. જે પોતાની હિંદભૂમિને અંતઃકરણથી ચાહે છે તે દરેક હિંદીના હિત માટે પોતાથી બને તેટલો પ્રયાસ કરશે; કારણ કે તે ગમે તે ન્યાતનો અથવા ધર્મનો હોય તોપણ તે હિંદી છે.

હિંદુસ્તાનના અંગ્રેજ અમલદારોને સંબોધીને નામદાર મહારાજા જ્યૉર્જે જણાવ્યું કે તમે તમારા હિંદી અમલદાર ભાઈઓની સાથે મળીને તેમના સામાન્ય હિતને માટે, દેશના હિતને માટે, અને હિંદી પ્રજાના હિતને માટે કામ કરજો અને યાદ રાખજો કે આ કાર્ય તમે કરશો એવો અમને તમારા પર વિશ્વાસ અને ભરોસો છે. હમણાજ પૂરી થયલી મહાન્ લડાઈમાં શહનશાહતના શત્રુઓની સામે અંગ્રેજ તેમજ હિંદી અમલદારો અને સિપાઈઓ બધા એકએકની બાજુમાં રહીને અને એકએકના ખભાને અડકીને લડ્યા હતા. તેવીજ રીતે અમને ભરોસો છે કે રાજ્યકારભારમાં પણ અમારા અંગ્રેજ અને હિંદી અમલદારો શહનશાહતના હિતને માટે સાથે મળીને કામ કરશે.

હિંદુસ્તાનના દેશી રાજાઓને સંબોધીને નામદાર શહનશાહે જણાવ્યું કે તમારા અભિપ્રાય તથા સલાહથી દેશના રાજ્યવહીવટમાં તમે મદદ કરી શકો તેટલા સારૂ એક દેશી રાજાઓની સભા સ્થાપવામાં આવી છે. તેમણે તેમને ખાતરી આપી કે હિંદુસ્તાનના શહનશાહ તરીકે તમારી સત્તા, તમારા હક, અને તમારો મોભ્મો જરાએ ખામી આવે નહિ એવી રીતે હંમેશને માટે જાળવી રાખવાનો અમારો નિશ્ચય છે. દેશી રાજાઓની સભા અને નવા

રાજ્યબંધારણની સંસ્થાને ખોલવા આવતા શિયાળામાં મારો વિચાર મારા વહાલા પુત્ર પ્રિન્સ ઑાવ્ વેલ્સને હિંદુસ્તાન મોકલવાનો છે એમ તેમણે જાહેર કર્યું.

છેવટે, નામદાર શહનશાહે નવા રાજ્યબંધારણના સમારંભની ખુશાલીમાં અને ક્ષમા અને દયા દાખલ વાઇસરૉયને ફરમાવ્યું કે અમારા રાજ્ય વિરુદ્ધ કરેલા ગુનાને માટે જેઓને કેદખાનામાં પૂરવામાં આવ્યા હોય તેમાંના બની શકે તેટલાને અમારા તરફથી અને અમારા નામથી માફી બક્ષવી અને જણાવ્યું કે આ માણસો ભવિષ્યમાં રાજ્યના વફાદાર શહેરી તરીકે શાંત અને સલાહસંપની જિંદગી ગુજારશે એવો અમને વિશ્વાસ છે.

રક્ષ દેવ તું મહારાજા,
બહુ જીવજો પ્રૌઢ રાજા;
રક્ષ દેવ રાજા.
એમને કર જયવંત મસ,
સુખ કીર્તિનો દે યશ;
લંબાવ રાજ બહુ વરસ,
રક્ષ દેવ રાજા.

રાજગીત

---

# બનાવોની અનુક્રમણિકા સાલવાર

---

| | | |
|---|---|---|
| ઇતિહાસની પૂર્વેનો સમય ... ... | ઇ. સ. પૂર્વે | ૨૦૦૦ |
| વેદનો સમય ... ... ... | ,, | ૨૦૦૦–૧૫૦૦ |
| મહાભારત તથા રામાયણનો સમય ... | ,, | ૧૫૦૦–૧૦૦૦ |
| પ્રાચીન હિંદુ સમય ... ... ... | ,, | ૧૦૦૦–૨૦૦ |
| બુદ્ધ ... ... ... ... | ,, | ૫૬૭–૪૮૭ |
| સિકંદરની સવારી ... ... ... | ,, | ૩૨૭ |
| મૌર્ય ચંદ્રગુપ્ત ... ... ... | ,, | ૩૨૧–૨૯૭ |
| અશોક ... ... ... ... | ,, | ૨૭૨–૨૩૨ |
| બુદ્ધનો સમય ... ... ... | ,, | ૨૦૦થી ઇ. સ. ૬૦૦ |
| હિંદુ–ગ્રીક રાજાઓ ... ... ... | ,, | ૨૫૦થી ઇ. સ. ૧૮૦ |
| હિંદુ–સિથિઅન રાજાઓ ... ... | ,, | ૧૫૦થી ઇ. સ. ૪૦૦ |
| શક અથવા પશ્ચિમના ક્ષત્રપો ... | ,, | ૧–૪૦૦ |
| કુશાન રાજાઓ ... ... ... | ,, | ૪૫–૨૨૫ |
| ગુપ્ત રાજ્ય ... ... ... | ,, | ૩૦૦–૬૦૦ |
| સમુદ્રગુપ્ત ... ... ... | ,, | ૩૨૬–૩૭૫ |
| ચંદ્રગુપ્ત વિક્રમાદિત્ય ... ... ... | ,, | ૩૭૫–૪૧૩ |
| હિંદમાં હૂણ લોકો ... ... ... | ,, | ૪૫૦–૫૨૮ |
| કહરૂનની લડાઈ ... ... ... | ,, | ૫૨૮ |
| નવો હિંદુ સમય ... ... ... | ,, | ૬૦૦–૧૨૦૦ |
| હર્ષ ... ... ... ... | ,, | ૬૦૬–૬૪૮ |
| મુસલમાની ધર્મની સ્થાપના–હેજીરા ... | ,, | ૬૨૨ |
| મહમદ ગિજની ... ... ... | ,, | ૯૯૭–૧૦૩૦ |
| તેની બારમી સવારી—સોમનાથની લૂટ.. | ,, | ૧૦૨૪ |
| મહમદ ઘોરી ... ... ... | ,, | ૧૧૯૦–૧૨૦૬ |

| | | |
|---|---|---|
| પહેલાના મુસલમાન રાજાઓનો દિલ્હીમાં ૩૨૦ વર્ષ સુધી અમલ ... ... | ઇ. સ. | ૧૨૦૬–૧૫૨૬ |
| તૈમુરલંગની હિંદ પર સવારી ... | „ | ૧૩૯૮ |
| વાસ્કો–ડી–ગામા હિંદમાં આવ્યો ... | „ | ૧૪૯૮ |
| પાણિપતની લડાઈ ... ... | „ | ૧૫૨૬ |
| બાબર, ૧લો મોગલ પાદશાહ... ... | „ | ૧૫૨૬–૧૫૩૦ |
| હુમાયુ, ૨જો મોગલ પાદશાહ... ... | „ | ૧૫૩૦–૧૫૫૬ |
| અફગાન શેરશાહે તેને હિંદમાંથી હાંકી કાઢયો ... ... ... | „ | ૧૫૪૦ |
| અફગાન રાજાઓનો ફરીથી દિલ્હીમાં અમલ. | „ | ૧૫૪૦–૧૫૫૫ |
| હુમાયુ હિંદમાં પાછો આવ્યો ... ... | „ | ૧૫૫૫ |
| અકબર, ૩જો મોગલ પાદશાહ ... | „ | ૧૫૫૬–૧૬૦૫ |
| દક્ષિણના મુસલમાન રાજાઓએ હિંદુઓને તાલીકોટની લડાઈમાં હરાવ્યા ... | „ | ૧૫૬૫ |
| વિજયનગરનું હિંદુ રાજ્ય તૂટયું ... | „ | ૧૫૬૫ |
| ઈંગ્લિશ ઇસ્ટ ઇન્ડિઆ કંપનિ સ્થપાઈ... | „ | ૧૬૦૦ |
| જહાંગીર, ૪થો મોગલ પાદશાહ ... | „ | ૧૬૦૫–૧૬૨૭ |
| સુરતમાં અંગ્રેજોએ વખાર ઘાલી ... | „ | ૧૬૧૨ |
| ૧લા જેમ્સ રાજાએ સર ટૉમસ્ રોને મોગલ દરબારમાં મોકલ્યો ... | „ | ૧૬૧૪ |
| શાહજહાન, ૫મો મોગલ પાદશાહ ... | „ | ૧૬૨૭–૧૬૫૮ |
| મરાઠા રાજ્ય સ્થાપનાર શિવાજીનો જન્મ | „ | ૧૬૨૭ |
| અંગ્રેજોને મદ્રાસ મળ્યું ... ... | „ | ૧૬૩૯ |
| અંગ્રેજોને કલકત્તા મળ્યું ... ... | „ | ૧૬૪૦ |
| ઔરંગઝેબ, ૬ઠ્ઠો મોગલ પાદશાહ ... | „ | ૧૬૫૮–૧૭૦૭ |
| અંગ્રેજોને મુંબઇ મળ્યું ... ... | „ | ૧૬૬૨ |
| શિવાજીનો મરાઠાના રાજા તરીકે રાજ્યાભિષેક ... ... ... | „ | ૧૬૭૪ |

| | | |
|---|---|---|
| શિવાજીનો કાળ . ... ... ... | ઈ. સ. | ૧૬૮૦ |
| યુનાઇટેડ ઇસ્ટ ઇન્ડિઆ કંપનિ સ્થપાઈ | ,, | ૧૭૦૮ |
| બહાદુરશાહ, ૭મો મોગલ પાદશાહ ... | ,, | ૧૭૦૭–૧૭૧૨ |
| બાલાજી વિશ્વનાથ, ૧લો પેશ્વા ... | ,, | ૧૭૦૮–૧૭૨૦ |
| મહમદશાહ ( નામનો ) મોગલ પાદશાહ... | ,, | ૧૭૧૯–૧૭૪૮ |
| બાજીરાવ ૧લો, મરાઠાનો બીજો પેશ્વા ... | ,, | ૧૭૨૦–૧૭૪૦ |
| સિંધિઆ, હોલ્કર, ગાયકવાડ, અને ભોંસલેએ મરાઠા રાજ્યો સ્થાપ્યાં ... | ,, | ૧૭૨૦–૧૭૪૦ |
| ઇરાની નાદિરશાહની હિંદ પર ચડાઈ | ,, | ૧૭૩૯ |
| બાલાજી બાજીરાવ, મરાઠાનો ૩જો પેશ્વા... | ,, | ૧૭૪૦–૧૭૬૧ |
| મોગલ પાદશાહ મહમદ મરણ પામ્યો | ,, | ૧૭૪૮ |
| હૈદરાબાદનો ૧લો નિઝામ–નિઝામ-ઉલ મુલ્ક મરણ પામ્યો ... ... | ,, | ૧૭૪૮ |
| બીજો મરાઠા રાજા શાહુ મરણ પામ્યો... | ,, | ૧૭૪૮ |
| હિંદમાં અંગ્રેજો અને ફ્રેંચ વચ્ચે ૧લો વિગ્રહ ... ... ... | ,, | ૧૭૪૪–૧૭૪૮ |
| ડુપ્લેએ મદ્રાસ લીધું... ... ... | ,, | ૧૭૪૬ |
| આર્કટનો પ્રખ્યાત ઘેરો ... ... | ,, | ૧૭૫૧ |
| કલકત્તાનું કારાગ્રહ ... ... ... | ,, | ૧૭૫૬ |
| પ્લાસીની લડાઈ ... ... ... | ,, | ૧૭૫૭ |
| હિંદમાં અંગ્રેજોએ પ્રથમ મુલક મેળવ્યો– ૨૪–પરગણાં–કલાઇવની જાગીર ... | ,, | ૧૭૫૭ |
| હિંદમાં અંગ્રેજ અને ફ્રેન્ચ વચ્ચે બીજો વિગ્રહ | ,, | ૧૭૫૬–૧૭૬૩ |
| કાઉન્ટ લાલીએ ફોર્ટ સેન્ટ ડેવિડ લીધું | ,, | ૧૭૫૮ |
| અંગ્રેજોએ 'ઉત્તર સરકાર' મુલક લીધો | ,, | ૧૭૫૮ |
| વાંદિવાશની લડાઈ ... ... | ,, | ૧૭૬૦ |
| અંગ્રેજોએ પૉંડિચરી લીધું... ... | ,, | ૧૭૬૧ |
| મીરજાફરનો બંગાળામાં અમલ ... | ,, | ૧૭૫૮–૧૭૬૧ |

| | | |
|---|---|---|
| કર્નલ કલાઇવ બીજી વખત હિંદ છોડીને ગયો. ... ... ... | ઇ. સ. | ૧૭૬૦ |
| શાહઆલમ અને સુજા-ઉ-દૌલ્લાએ મીરજાફરના મુલક પર ચડાઈ કરી-પટણાની લડાઈ ... ... | „ | ૧૭૬૦ |
| મીરકાસમ, બંગાળાનો નવાબ ... | „ | ૧૭૬૧ |
| અંગ્રેજોને બરદ્વાન, મેદનાપુર, અને ચિતાગાંગ મળ્યાં. ... ... | „ | ૧૭૬૧ |
| હૈદરઅલ્લી મ્હૈસૂરનો સુલતાન બન્યો. | „ | ૧૭૬૧ |
| અફગાન અહમદશાહ અબ્દલ્લીએ મરાઠાને પાણિપતની લડાઈમાં હરાવ્યા. ... | „ | ૧૭૬૧ |
| ત્રીજો પેશ્વા બાલાજી બાજીરાવનો કાળ | „ | ૧૭૬૧ |
| શાહઆલમ ( નામનો ) મોગલ બાદશાહ બન્યો. ... ... ... | „ | ૧૭૬૧ |
| મીરકાસમ સાથે યુદ્ધ—પટણાની કતલ | „ | ૧૭૬૩ |
| બકસારની લડાઈ ... ... ... | „ | ૧૭૬૪ |
| લૉર્ડ કલાઇવ ત્રીજી વખત હિંદ આવ્યો—અલ્લાહાબાદનો કરાર ... ... | „ | ૧૭૬૫ |
| અંગ્રેજોને બંગાળા, બહાર, અને ઓરિસાની દીવાની મળી. ... ... ... | „ | ૧૭૬૫ |
| લૉર્ડ કલાઇવ છેલ્લી વખત હિંદ છોડીને ગયો. | „ | ૧૭૬૭ |
| મ્હૈસૂર સાથે ૧લો વિગ્રહ ... ... | „ | ૧૭૬૭–૧૭૬૯ |
| ચંગામ અને ત્રિનોમાલીની લડાઈ ... | „ | ૧૭૬૭ |
| બંગાળામાં ભારે દુકાળ ... ... | „ | ૧૭૬૯–૧૭૭૦ |
| વૉરન હેસ્ટિંગ્સ, બંગાળાનો ગવર્નર ... | „ | ૧૭૭૨–૧૭૭૪ |
| રેગ્યુલેટિંગ ઍકટ... ... ... | „ | ૧૭૭૩ |
| વૉરન હેસ્ટિંગ્સ, ૧લો ગવર્નર–જનરલ... | „ | ૧૭૭૪–૧૭૮૫ |
| પેશ્વા રાઘોબા સાથે સુરત મુકામે કરાર... | „ | ૧૭૭૫ |

| | | |
|---|---|---|
| નાના ફડનવીસ સાથે પુરંદર મુકામે કરાર. | ઈ. સ. | ૧૭૭૬ |
| ૧લો મરાઠા વિગ્રહ ... ... | ,, | ૧૭૭૮–૧૭૮૨ |
| ૨જો મ્હૈસૂર વિગ્રહ ... ... | ,, | ૧૭૮૦–૧૭૮૪ |
| કર્નલ બેલીની (પોલિલોર આગળ) તથા કર્નલ બ્રેથવેટની હાર ... | ,, | ૧૭૮૦ |
| પોર્ટોનોવો, પોલિલોર, અને શોલિંગરની લડાઈ ... ... ... | ,, | ૧૭૮૧ |
| આર્નીની લડાઈ ... ... ... | ,, | ૧૭૮૨ |
| હૈદરઅલ્લી મરણ પામ્યો–ટીપુ મ્હૈસૂરનો સુલતાન બન્યો. ... ... | ,, | ૧૭૮૨ |
| સાલબાઈની સલાહ ... ... | ,, | ૧૭૮૨ |
| પિટનું હિંદી બિલ—બોર્ડ ઑવ્ કન્ટ્રોલ | ,, | ૧૭૮૪ |
| લૉર્ડ કૉર્નવૉલિસ, ૨જો ગવર્નર-જનરલ | ,, | ૧૭૯૦–૧૭૯૨ |
| ૩જો મ્હૈસૂર વિગ્રહ ... ... | ,, | ૧૭૯૦–૧૭૯૨ |
| શ્રીરંગપટ્ટણની સલાહ ... ... | ,, | ૧૭૯૨ |
| અંગ્રેજોને સેલમ, મલબાર, ને મદુરા મળ્યાં. ... ... ... | ,, | ૧૭૯૨ |
| બંગાળાના જમીનદારોને બંગાળાના માલિક બનાવ્યા. ... ... | ,, | ૧૭૯૩ |
| સર જૉન શૉર, ૩જો ગવર્નર–જનરલ ... | ,, | ૧૭૯૩–૧૭૯૮ |
| મરાઠાઓએ નિઝામને કુર્દલા આગળ હરાવ્યો. ... ... ... | ,, | ૧૭૯૫ |
| માર્કિવસ વેલેસ્લિ, ૪થો ગવર્નર–જનરલ અને બીજો બ્રિટિશ હિંદુસ્તાનનો સ્થાપન કરનાર ... ... | ,, | ૧૭૯૮–૧૮૦૩ |
| ૪થો મ્હૈસૂર વિગ્રહ–ટીપુ હાર્યો ને મરાયો. ... ... ... | ,, | ૧૭૯૯ |

| | | |
|---|---|---|
| અંગ્રેજોને કાનડા ને કોઈમ્બતુર મળ્યાં. | ઇ. સ. | ૧૭૯૯ |
| અંગ્રેજોએ તાંજોર લીધું ... ... | ,, | ૧૮૦૦ |
| અંગ્રેજોને કેટલોક મુલક મળ્યો, તેનું નામ તેમણે 'સ્વાધીન કરેલાં પરગણાં' પાડ્યું. ... ... | ,, | ૧૮૦૦ |
| અંગ્રેજોએ કર્ણાટક લીધું. ... ... | ,, | ૧૮૦૧ |
| મદ્રાસ ઇલાકો પૂર્ણ સીમાએ પહોંચ્યો—અંગ્રેજોને દોઆબનો મુલક મળ્યો—વાયવ્ય પ્રાંતોની શરૂઆત ... | ,, | ૧૮૦૧ |
| બાજીરાવ બીજા સાથે વસાઈની સલાહ | ,, | ૧૮૦૨ |
| ૨જો મરાઠા વિગ્રહ ( સિંધિઆ અને રાઘોજી ભોંસલે સાથે ) ... | ,, | ૧૮૦૩–૧૮૦૪ |
| અસાઈ, આર્ગામ, અને લાસ્વારીની લડાઈ | ,, | ૧૮૦૩ |
| દિલ્હી ને આગ્રા જીતી લીધાં—શાહઆલમને છૂટો કરી પેન્શન બાંધી આપ્યું.... | ,, | ૧૮૦૩ |
| સિંધિઆ સાથે અંજનગામની અને ભોંસલે સાથે દેવગામની સલાહ ... | ,, | ૧૮૦૩ |
| ૩જો મરાઠા વિગ્રહ (હોલ્કર સાથે)... | ,, | ૧૮૦૪ |
| દીગની લડાઇ ... ... ... | ,, | ૧૮૦૪ |
| લૉર્ડ કૉર્નવૉલિસ, ૫મો ગવર્નર–જનરલ, હિંદમાં આવી મરણ પામ્યો. ... | ,, | ૧૮૦૫ |
| સર જ્યૉર્જ બાર્લો, ઍક્ટિંગ ગવર્નર–જનરલ. | ,, | ૧૮૦૫–૧૮૦૭ |
| વેલોરનો બળવો ... ... ... | ,, | ૧૮૦૬ |
| લૉર્ડ મિન્ટો, ૬ઠ્ઠો ગવર્નર–જનરલ ... | ,, | ૧૮૦૭–૧૮૧૩ |
| ઇસ્ટ ઇન્ડિઆ કંપનિને નવી સનદ આપી—હિંદમાં વેપાર કરવાની બધાને છૂટ મળી. ... ... | ,, | ૧૮૧૩ |

| | | |
|---|---|---|
| લૉર્ડ હેસ્ટિંગ્સ, ૭મો ગવર્નર–જનરલ અને ત્રીજો બ્રિટિશ હિંદુસ્તાનનો સ્થાપન કરનાર ... ... ... | ઇ. સ. | ૧૮૧૩–૧૮૨૩ |
| પિંઢારાને વશ કર્યા ... ... ... | ,, | ૧૮૧૩ |
| ગુરખા વિગ્રહ ... ... ... | ,, | ૧૮૧૩–૧૮૧૬ |
| શેગાઉલીની સલાહ–અંગ્રેજોને કમાઉન પ્રદેશ મળ્યો. ... ... ... | ,, | ૧૮૧૬ |
| ૪થો મરાઠા વિગ્રહ (પેશ્વા, હોલ્કર, અને ભોંસલે સાથે) ... ... | ,, | ૧૮૧૭ |
| નાગપુરનું લશ્કર સીતાબાલ્ડી આગળ હાર્યું. ... ... ... ... | ,, | ૧૮૧૭ |
| હોલ્કરના સરદારો મહિદપુર આગળ હાર્યા. ... ... ... ... | ,, | ૧૮૧૭ |
| પેશ્વા કોરેગામ આગળ હાર્યો અને તેને પેન્શન બાંધી આપ્યું. ... ... | ,, | ૧૮૧૮ |
| મુંબઈ ઇલાકો પૂર્ણ સીમાએ પહોંચ્યો. ... | ,, | ૧૮૧૮ |
| લૉર્ડ આમ્હર્સ્ટ, ૮મો ગવર્નર–જનરલ ... | ,, | ૧૮૨૩–૧૮૨૮ |
| ૧લો બર્મી વિગ્રહ ... ... | ,, | ૧૮૨૪–૧૮૨૬ |
| યાન્દાબુની સલાહ ... ... | ,, | ૧૮૨૬ |
| અંગ્રેજોને આસામ, આરાકાન, અને તિનાસરીમ મળ્યાં. ... ... | ,, | ૧૮૨૬ |
| લૉર્ડ કોમ્બરમીઅરે ભરતપુર લીધું. ... | ,, | ૧૮૨૬ |
| લૉર્ડ વિલિઅમ બેન્ટિક, ૯મો ગવર્નર–જનરલ... ... ... ... | ,, | ૧૮૨૮–૧૮૩૫ |
| ઠગ અને ફાંસીઆઓને વશ કર્યા–નિશાળોમાં અંગ્રેજી ભાષાનું શિક્ષણ દાખલ થયું. ... ... ... | ,, | ૧૮૨૮–૧૮૩૫ |

| | | |
|---|---|---|
| સતલજની પૂર્વનો પંજાબનો ભાગ બ્રિટિશ રાજ્યમાં જોડી દીધો. ... | ઇ. સ. | ૧૮૪૬ |
| લૉર્ડ દલહાઉસી, ૧૩મો ગવર્નર–જનરલ અને ચોથો બ્રિટિશ રાજ્યનો સ્થાપન કરનાર ... ... ... | ,, | ૧૮૪૮–૧૮૫૬ |
| સતારા બ્રિટિશ રાજ્યમાં જોડી દીધું. ... | ,, | ૧૮૪૮ |
| ૨જો સીખ વિગ્રહ ... ... | ,, | ૧૮૪૮–૧૮૪૯ |
| ચિલિઅનવાળા અને ગુજરાતની લડાઈ | ,, | ૧૮૪૯ |
| પંજાબનો મુલક બધો ખાલસા કર્યો. ... | ,, | ૧૮૪૯ |
| ૨ જો બ્રહ્મી વિગ્રહ–રંગુન જીતી લીધું. ... | ,, | ૧૮૫૨ |
| પેગુ બ્રિટિશ રાજ્યમાં જોડી દીધું. ... | ,, | ૧૮૫૨ |
| નાગપુર ખાલસા કર્યું. ... ... | ,, | ૧૮૫૩ |
| નિઝામે અંગ્રેજોને વરાડનો મુલક આપ્યો. | ,, | ૧૮૫૩ |
| બંગાળા લેફ્ટેનન્ટ ગવર્નરની સત્તા નીચે મૂક્યું. ... ... ... | ,, | ૧૮૫૩ |
| અયોધ્યાનો મુલક બ્રિટિશ રાજ્યમાં જોડી દીધો. ... ... ... | ,, | ૧૮૫૬ |
| હિંદમાં પહેલવહેલી રેલ્વે ઉઘાડી (૧૮૫૩)–દેશીઓને સિવિલ સર્વિસની પરીક્ષામાં બેસવાની છૂટ આપી (૧૮૫૩)–ગંગાની નહેર–વીજળીના તાર–અર્ધા આનાની પોસ્ટ–વેપારમાં ઘણો વધારો–નિશાળોની સંખ્યામાં ઘણો વધારો | ,, | ૧૮૪૮–૧૮૫૬ |
| લૉર્ડ કૅનિંગ, ૧૪મો ગવર્નર–જનરલ ... | ,, | ૧૮૫૬–૧૮૫૮ |
| સિપાઈઓનો બળવો ... ... | ,, | ૧૮૫૭ |
| ઈસ્ટ ઇન્ડિઆ કંપનિની આખર ... | ,, | ૧૮૫૮ |
| હિંદ ઈંગ્લંડના મહારાણીના તાબામાં મુકાયું–મહારાણીનો ઢંઢેરો ... ... | ,, | ૧૮૫૮ |

| | | | |
|---|---|---|---|
| રહેમાનખાનને અફગાનિસ્તાનનો અમીર બનાવ્યો. ... ... | ... | ઇ. સ. | ૧૮૮૧ |
| હિંદના મોટા શહેરોમાં મ્યુનિસિપલ કારોબાર દાખલ કર્યો. ... | ... | ,, | ૧૮૮૨–૧૮૮૩ |
| ઘણી નવી નિશાળો ઉઘાડી. | ... | ,, | ૧૮૮૨–૧૮૮૩ |
| લૉર્ડ ડફરિન, ૮મો વાયસરૉય ... | ... | ,, | ૧૮૮૪–૧૮૮૮ |
| ત્રીજો બ્રહ્મા વિગ્રહ ... | ... | ,, | ૧૮૮૫ |
| ઉપલો બ્રહ્મદેશ બ્રિટિશ રાજ્યમાં જોડી દીધો. ... ... | ... | ,, | ૧૮૮૬ |
| લૉર્ડ લૅન્સડાઉન, ૯મો વાયસરૉય | ... | ,, | ૧૮૮૮–૧૮૯૪ |
| લૉર્ડ એલ્જિન, ૧૦મો વાયસરૉય | ... | ,, | ૧૮૯૪–૧૮૯૯ |
| લૉર્ડ કર્ઝન, ૧૧મો વાયસરૉય | ... | ,, | ૧૮૯૯–૧૯૦૫ |
| એડવર્ડ સાતમો, હિંદનો શહનશાહ ... | ... | ,, | ૧૯૦૧ |
| લૉર્ડ મિન્ટો, ૧૨મો વાયસરૉય | ... | ,, | ૧૯૦૫–૧૯૧૦ |
| ઈંડિયન કાઉન્સિલ્સ ઍક્ટ ... | ... | ,, | ૧૯૦૯ |
| જ્યૉર્જ ૫મો, હિંદનો શહનશાહ | ... | ,, | ૧૯૧૦ |
| લૉર્ડ હાર્ડિંગ, ૧૩મો વાઇસરૉય | ... | ,, | ૧૯૧૦–૧૯૧૬ |
| દિલ્હી હિંદની રાજધાની બન્યું. | ... | ,, | ૧૯૧૧ |
| મહાભારત જગત્‌નું જુદ્ધ ... | ... | ,, | ૧૯૧૪–૧૯૧૮ |
| લૉર્ડ ચેમ્સફર્ડ, ૧૪મો વાયસરૉય | ... | ,, | ૧૯૧૬ |
| નવું હિંદીરાજ્યબંધારણ ... | ... | ,, | ૧૯૨૦ |
| બાદશાહી ઢંઢેરો ... ... | ... | ,, | ૧૯૨૦ |
| લૉર્ડ રેડિંગ, ૧૫મો વાઇસરૉય | ... | ,, | ૧૯૨૧ |

## મૅક્‌મિલનનાં ગુજરાતી શાળોપયોગી પુસ્તકો

### ઈ. માર્સ્ડન કૃત

#### ઇતિહાસ

૧. હિંદુસ્તાનનો ઇતિહાસ, ગુજરાતી આવૃત્તિ સચિ ઈ. માર્સ્ડન, બી. એ. કૃત; કિં. રૂ. ૧–૪–૦

૨. હિંદુસ્તાનના ઇતિહાસમાંથી સહેલી વાર્તાઓ, સચિ ઈ. માર્સ્ડન, બી. એ. કૃત; કિં. ૧૨ આના

૩. ઇતિહાસના પ્રાથમિક પાઠો, સચિત્ર, ઈ. માર્સ્ડન, બી. એ. કૃત; કિં. રૂ. ૧–૦–૦

૪. બ્રિટિશ હિંદુસ્તાનનો સંક્ષિપ્ત ઇતિહાસ, સચિત્ર, જી. ઍન્ડર્સન, એમ. એ. અને ઈ. માર્સ્ડન, બી. એ. કૃત; કિં. રૂ. ૧–૮–૦

#### ભૂગોળ

૫. ભૂગોળના પ્રાથમિક પાઠો, સચિત્ર, ઈ. માર્સ્ડન, બી. એ. કૃત; કિં. ૧–૨–૦

૬. જ્યુનિયર વર્ગો માટે ભૂગોળ, સચિત્ર, ઈ. માર્સ્ડન, બી. એ. કૃત; કિં. ૨–૮–૦

---

*HISTORY OF INDIA.* By E. Marsden, B. A., Gujarati Edition, 1924, Rs. 1-4-0